# અઠંગ ઉઠાવગીર

અથવા

# તરકટી ટોળી.

( ડિટેકટીવ-સચિત્ર-નવલકથા. )

## પ્રથમ ખણ્ડ.

પ્રયોજક

(સ્વ૦) ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

પ્રકાશક

લાભશંકર જીવરાજ જોશી.

( માળીલા, તા. અમરેલી. )

અમદાવાદ:

ધિ અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની

લિમીટેડમાં મોહનલાલ ચીમનલાલે છાપ્યું.

કિંમત ૨—૦—૦

પ્રથમાવૃત્તિ ] પ્રત ૧૦૦૦ [ ઇ. સ. ૧૯૨૧.

સંવત્ ૧૯૭૭.

આ પુસ્તક મળવાનું મુખ્ય ઠેકાણું:—

જીવનલાલ અમરશી મહેતા,

" જ્ઞાનવર્દ્ધક પુસ્તકમાળા " ઑફિસ; અમદાવાદ.

બાપુ! તારી મરણ તિથિની આજ યાદી થતામ ,
હૈયે જાગે સ્ફુટ છબી અને આંખમાં આંસુ આવ્યાં;
છેલ્લે ચુમ્બી તુજ પ્રતિકૃતિ દૂર, લાલા! કરૂં છું,
ભૂલી જાવું દુ:ખ ઉચિત છે કાલથી જે ભૂલાયું.

" કલાપી. "

“અકું ગડિકાવગીર”

તથા

બીજી અનેક નૉવેલોના લેખક



સ્વર્ગસ્થ

## ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

( રે. માળીલા, તાબે અમરેલી )

જન્મ સંવત ૧૯૫૪ મૃત્યુ સંવત ૧૯૭૬

લક્ષ્મી આર્ટ, ભાયખલા મુંબઇ, નં. ૮



શ્રીમાન શેઠશ્રી નારણલાલ જીવણલાલ

અમદાવાદ

# અર્પણ પત્રિકા.

શ્રીમાન માન્યવર

સાહિત્યવિલાસી શેઠશ્રી

નારણલાલ જીવણલાલ ગીરધરલાલ,

અમદાવાદ.

આપ સાહિત્યવિલાસી છો, સાહિત્યની સર્વ રીતે ઉન્નતિ ચાહો છો. સાહિત્ય સેવકોને ગુપ્ત રીતે મદદ કરો છો. નિર્મળ હૃદયી અને માયાળુ છો. આપ મારી પ્રત્યે ઘણોજ પ્રેમ ધરાવો છો, એ સર્વ શુભ કારણોથી આકર્ષાઈ એક સ્મરણ તરીકે આ મારા બન્ધુની ડિટેકટીવ બોધદાયક પ્રસંગોથી ભરેલી નવલકથા આપના કર કમળમાં સાદર સમર્પિત કરૂં છું.

શુભાકાંક્ષી

લાભશંકર જીવરાજ જોશી.

તૈયાર છે !　　　　　　　　　　　　　　તૈયાર છે !

( થોડીજ મુદ્દતમાં ઘણી પ્રતો તો નીકળી ગઇ છે. )

# કરૂણા કુમારી

કિંવા

## ચોથા સૈકાનું હિન્દ અથવા ગુપ્તવંશનો મધ્યાન્હ અને અસ્ત.

( સ્વર્ગસ્થ ત્રંબકલાલ જીવરાજ જોશી કૃત સચિત્ર નવલકથા )

"સાહિત્ય" પત્રના અધિપતિ રા. મ૦ હરગોવિંદ કાંટાવાળા લખે છે કે, સ્વ૦ ભાઇ ત્રંબકલાલ ઘણી નાની વયમાં આટલી સુંદર રીતે અસલ રસ અને જુસ્સા સાથે આપણી ભાષામાં આ નવલકથા ઉતારવામાં આવ્યા છે. તે માટે તેમને અભિનંદન ઘટે છે. આ નવલકથા વાંચનારના મન ઉપર ઘણી ઉંડી છાપ પાડે છે.

વાર્તાનો સમય આજથી લગભગ પંદરસો વર્ષ પહેલાંનો છે. ઘણી ખરી ઐતિહાસિક નવલકથાઓ મોગલ વંશના સમયની, તેમાં વિશેષ કરીને અકબર બાદશાહના સમયની બહાર પડતી હોવાથી ઘણા પ્રસંગો જૂદા રૂપે અથડાઇ પડે, પરંતુ આ નવલકથાનો સમય ઘણો પ્રાચીન એટલે ગુપ્તવંશના વખતનો હોઈ તે સમય એટલે ઈ.સ. ના પાંચમા સૈકા ઉપર લેખક તરફથી અચ્છુ અજવાળું પાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. વાંચતાં જણાય છે કે, તેમાં લીન થઇ જવા જેટલો રસ એ તેમની ખૂબી છે.

'પારદ' પત્રના અધિપતિ રાજવૈદ રા. જીવરામ કાળીદાસ લખે છે કે 'જ્યારે ભારતવર્ષ સુવર્ણ ભૂમિ સરખો હતો, ૩૩ કરોડ દેવોનું સ્વર્ગ હતો, અશોક અને મૌર્ય જેવા ચક્રવર્તીઓના યશ દુનિયા ગાતી હતી તે વખતે ગુપ્ત વંશના રાજાઓએ કાબૂલ સુધી પોતાના વાવટા ઉડાડયા હતા. પુસ્તકમાંની વસ્તુ ઘણી ઉત્તમ છે. અને પુસ્તક હાથમાં લીધા પછી પુરૂં કર્યા પછી વિના મુકવાનું મન થતું નથી. સ્વરાજ્યવાદીઓ, હોમરૂલરો અને બીજા સ્વદેશપ્રેમી સ્ત્રી પુરૂષોએ આ પુસ્તક જરૂર વાંચવું જ જોઈએ. આથી ભાન થાય છે કે હાલના ઈંગ્લાંડના સામ્રાજ્ય પ્રમાણે જ આપણે પંદર સો વર્ષ પહેલાં સ્વરાજ્ય જ નહીં પણ સામ્રાજ્ય ચલાવવાને પણ સમર્થ હતા. અને તે સામ્રાજ્ય ચલાવવાનું બળ હણાયું હોય તો ૧૫૦ વર્ષના અંગ્રેજોના સહવાસથીજ તેમ થયું છે."

આ ઉપરાંત રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે પણ સારો અભિપ્રાય આપ્યો છે. પાકું પૂંઠું પૃષ્ટ ૪૫૦ કીમત રૂ. ૩-૮-૦

લાભશંકર જીવરાજ જોશી

ખાડીઆ-દેસાઈની-પોળ-ઘર નં. ૩૩૮૪; અમદાવાદ.



# પ્રસ્તાવના.

કરૂણાનિધાન પરમાત્માની કૃપાથી હું આજે મારા સ્વ. બન્ધુ અંબકલાલનું અપૂર્ણ બીજું પુસ્તક 'અઠંગ ઉઠાવગીર' નામે વાંચક બન્ધુઓના કરમાં સાદર સમર્પણ કરી શક્યો છું. આ ડીટેક્ટિવ નવલકથાના જેવાંજ બીજાં બે ચાર પુસ્તકો તેમણે લખેલાં છે. જેવાં કે, 'બાગે શયતાન' 'પરાક્રમની પતાકા' 'ભેદી ખજાનો' 'શયતાન સદન' અને 'ગેબી ખૂન' વગેરે પ્રકટ પણ થઇ ચૂક્યાં છે. અને એ વાંચક વર્ગમાં સુસત્કાર પામી ચૂક્યાં છે, આ પુસ્તક પણ મારા વડીલ બન્ધુએ 'કરૂણા કુમારી' ની માફક ઘણા વખત પહેલાં લખવું શરૂ કર્યું હતું. તેનો કેટલોક ભાગ અપૂર્ણ પડ્યો હતો. તે દરમ્યાન તેમને ક્ષયરોગની બિમારીએ પથારીવશ કર્યા. અશક્તિ એકદમ વધી પડવાથી પોતાથી બિલકુલ લખી શકાતું નહોતું. તે મારી પાસે લખાવતા, અને પોતે બોલતા અને હું લખતો તેમ કરવા છતાં તે મારા દુર્ભાગ્યવશાત્ પૂર્ણ નજ થયું.

મારા બન્ધુનું અવસાન થવાથી મારે મારા મિત્ર ભાઇ મહાશંકર ઈંદ્રજી દવેની સંપૂર્ણ સહાયતાથી અધુરૂં રહેલું પૂરૂં કરવું પડયું છે. તેમણે ઘણો સારો શ્રમ લઈ મને જે મદદ કરી છે તે માટે તેમનો આભારી છું.

ડિટેક્ટિવ વાર્તાઓના વાંચનથી વાંચકોને ઘણું ઘણું જાણવાનું મળે છે. જે પરથી આ જગતમાં મનુષ્ય લક્ષ્મીના લોભમાં પડી સ્વાર્થની સરિતામાં તણાઇને શયતાનના શિષ્યત્વને કેવી રીતે ગ્રહણ કરે છે. પરિણામે તેની કેવી ભયંકર દુર્દશા થાય છે. નીતિના માર્ગ-પરથી પતિત થનારા પુરૂષો પશ્ચાતાપની પ્રચંડ જ્વાળાઓથી દગ્ધ થઇને કેવો હૃદયભેદક વિલાપ કરે છે. આદિ અનેક બોધદાયક પ્રસંગો મળી આવે છે.

આ નવલકથાના પાત્રોનું સ્થળ મહામોહમયી મુંબાઇ નગરીનું લીધેલું છે. તેની રચના પારસી સમાજ પરથી કરવામાં આવી છે. ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશો કરતાં મુંબાઇમાં તેની વિશેષ વસ્તીનો સમાવેશ થતો જોવામાં આવે છે. ઘણું કરીને પારસી સમાજ પાશ્ચાત્ય દેશનું વિશેષ અનુકરણ કરવાવાળો છે. આ પરથી એમ નથી માનવાનું કે, પારસી સમાજની રૂઢીનું ચિત્ર આલેખી તેના પર કોઈ પ્રકારના આક્ષેપ મૂકવાના હોય, પરંતુ આ પુસ્તક પરથી એમ માનવાનું છે કે, તેનામાં પણ જાતિ અભિમાન, સંપ, અને ઉચ્ચ ચારિત્ર્યનું બળ છે.

આ નવલકથા મૂળ બંગાળી ભાષાના ડિટેક્ટિવ નવલકથાકાર શ્રીયુત દિનેંદ્ર કુમારરાયની એક નવલકથા પરથી, સમાજ, સ્થળ, દેશાચાર આદિ પ્રસંગોને અનુકૂળ કરી લખવામાં આવી છે. આ સ્થળે હું એ વિદ્વાન મહાશયનો મારા સ્વ. બન્ધુ તરફથી અત્યંત આભારી છું.

આ પુસ્તક બહાર પાડવાનો વિચાર જણાવતા સાહિત્ય વિલાસી મુંબાઈના શેઠશ્રી કરસનદાસ વસનજી ખીમજી અને નારણભાઇ જીવણલાલે જે ઉદાર આશ્રય આપ્યો છે તે માટે તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે.

આ ગૃહસ્થો ઉપરાંત મારા મુરબ્બી તરીકે ગણાતા રા. રા. જીવનલાલ અમરશી મહેતા અને ‘ અરૂણોદય ’ નાટકના લેખક ભાઇશ્રી કવિરાજ પ્રભુલાલ દયારામ દ્વિવેદીએ જે છપાવવાને પુરતી સલાહ આપી છે તે માટે તેમનો સંપૂર્ણ આભારી છું.

અંતે અનંતનામી પરમાત્માની કૃપાથી હું મારા બન્ધુનું આ અપૂર્ણ પુસ્તક પૂર્ણ કરવાને જરા પણ શક્તિમાન થયો છું તે માટે તે દયાળુદેવને હૃદય પૂર્વક નમન કરી અહીં વિરમું છું, અને પ્રાર્થના કરૂં છું કે બે ચાર અપ્રસિદ્ધ રહેલાં તેમનાં પુસ્તકો પૂર્ણ કરવા મને શક્તિ આપે. અસ્તુ.

ખાડીઆ, દેસાઇની પોળ,
શ્રાવણ શુદિ અષ્ટમી.

વિનીત,
લાભશંકર જીવરાજ જોશી.

# અનુક્રમણિકા—ભાગ ૧ લો.



—:(૦):—

# ભાઇ ત્ર્યંબકલાલે લખેલાં પુસ્તકોની યાદી.

| પુસ્તકનું નામ. | કીંમત | લખ્યા સાલ. |
|---|---|---|
| ૧ કમળાદેવી | ૧–૮–૦ | ૧૯૧૫ |
| ૨ મુરાદેવી ભાગ ૧ | ૨–૦–૦ | ૧૯૧૭ |
| ૩ કલન્દરની કટાર ભા. ૧ | ૨–૦–૦ | ૧૯૧૭ |
| ૪ શયતાન સદાન | ૨–૦–૦ | ૧૯૧૭ |
| ૫ બાગે શયતાન | ૨–૦–૦ | ૧૯૧૭ |
| ૬–૭ સંસાર સંગ્રામ ભા. ૧–૨ | ૩–૦–૦ | ૧૯૧૭ |
| ૮–૯ મુરાદેવી ભા. ૨–૩ | ૩–૦–૦ | ૧૯૧૭ |
| ૧૦–૧૧ કલન્દરની કટાર ભા. ૨–૩ | ૪-૧૨-૦ | ૧૯૧૮ |
| ૧૨–૧૩ ભવાનીનો ભોગ ભા. ૧–૨ | ૩–૦–૦ | ૧૯૧૮ |
| ૧૪ સંતપ્ત શયતાન-ભા. ૧ | ૧-૧૨-૦ | ૧૯૧૮ |
| ૧૫ ,, ભા. ૨ | ૧-૧૨-૦ | ૧૯૧૮ |
| ૧૬ ,, ભા ૩ | ૧-૧૨-૦ | ૧૯૧૮ |
| ૧૭ પરાક્રમની પતાકા | ૨–૦–૦ | ૧૯૧૮ |
| ૧૮–૧૯ કિશોરસિંહ ભા. ૧–૨ | ૪–૮–૦ | ૧૯૧૮ |
| ૨૦ ભેદી ખજાનો | ૨-૪-૦ | ૧૯૧૮ |
| ૨૧ રાક્ષસોની રતિક્રીડા | ૨–૦–૦ | ૧૯૧૮ |
| ૨૨ ગેબી ખૂન | ૧-૧૨-૦ | ૧૯૧૮ |
| ૨૩ કિશોરસિંહ ભા. ૩ | ૨ ૧૨-૦ | ન૯૧૮ |
| ૨૪ રાજા દેવીદાસ | ૨–૮–૦ | ૧૯૧૯ |
| ભેદી શાહજાદી ભા. ૧–૨ | ૩-૧૨-૦ | ૧૯૧૯ |
| ૨૭ અરબનો ઇતિહાસ ૨ જો. | ૩–૮–૦ | ૧૯૧૯ |
| ૨૮ તારાસુંદરી | ૩–૮–૦ | ૧૯૧૯ |
| ૨૯ કરૂણાકુમારી | ૩-૮–૦ | ૧૯૧૯ |
| ૩૦ શોકસિન્ધુ | ૨–૦–૦ | ૧૯૧૯ |
| ૩૧–૩૨ રમણીની રણભૂમિ ભા.૧–૨ | ૪–૦–૦ | હવે પછી છપાશે. |
| ૩૩ હઝરત મહમદસાહેબ | ૨–૦–૦ | ,, |
| ૩૪ સંતપ્ત શયતાન ભા. ૪ | ૧-૧૨-૦ | ,, |
| ૩૫–૩૬ અડંગ ઉઠાવગીર ભા. ૧–૨ | ૪–૦–૦ | ૧૯૨૧ |

# કથામંજરી-ભાગ પહેલો.

**( સોનેરી નામનું સુંદર પુંઠું કિંમત-પહેલા ભાગની રૂ. અઢી. બીજા ભાગની રૂ. ત્રણ.**

**( બે ભાગ સાથે લેનારને રૂ. પાંચમાં મળશે. )**

પહેલા ભાગમાં કોઈ સંગ્રહમાં ન આવેલી વિદ્વાન લેખકોની ખાસ ચુંટી કાઢેલી નીચેની **સોળ વાતો** છે—

૧ **વેષધારી.** ( રા. રા. છગનલાલ હરિલાલ પંડયા; બી. એ. ), ૨ **તારાનું અભિજ્ઞાન** ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ), ૩ **એક રાત્રી.** ( ડૉ રવીન્દ્રનાર ટાગોર ), ૪ **અપારચિતા** ( રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ ), ૫ **મણી.** (રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ), ૬ **વીસમી સદીની શકુંતલા.** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ), ૭ **દોલત** ( સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ), ૮ **સુમનનો સંતાપ** ( રા. રા ઇન્દુલાલ કે. યાજ્ઞિક; બી. એ. એલ. એલ. બી. ), ૯ **લગ્ન.** ( સૌ. શારદા મહેતા; બી. એ.), ૧૦ " **ગરબાવાળી.** " ૧૧ **પૈસો કે પ્રેમ ?** (રા. રા ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ.), ૧૨ **વિચિત્ર સ્વયંવર.** ૧૩ **રેણુકા.** ( રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ), ૧૪ **કમળાનો કજીઓ.** ૧૫ **પ્રિય બાલા.** ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) ૧૬ **લલિત-માધુરી.** ( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ટની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા. )

---

# કથામંજરી-ભાગ બીજો.

( મોટાં પૃષ્ટ ૩૦૦ **સોનેરી સુંદર બંધાઇ-કિંમત રૂ. ત્રણ** )

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની **ચૌદ વાતો-કથાઓ** છે-

૧ **નિર્મળા.** ( લગભગ ૧૦૦ પૃષ્ટની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા ), ૨ **ગુલછરાના બાગમાં ગુલાબ.** ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ; પારસી સંસારી સ્નેહકથા. ), **બે મૃગનાયક** ( જીવનલાલ અમરશી મહેતા, આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણ કથા. ) ૪ **સુખી રાજકુમાર.** ( રા. રા. સવાઈલાલ ચુનીલાલ યાજ્ઞિક, ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા. ), ૫ **એક સ્વપ્ન.** ( રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલએલ. બી. ), ૬ **મદનનો મનોરથ.** ( રા. રા. મોહનલાલ પાવતીશંકર દવે, એમ. એ. એલ. એલ. બી. ચાલુ જમાનાના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દૃશ્ય. ) ૭ **નિભંય-**

**તાની મૂર્તિ.** ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. ), ૮ **માછીની છે.કરી.** (રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. ), ૯ **ચતુર્મુખ–ચાર મુખનું કૌતુક.** ( લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્‌ભુત વાર્તા ), ૧૦ **બુદ્ધા-દારબંધ.** ( લે. રા. બ. રમણભાઈ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્‌ભુત વાર્તા ). ૧૧ **વિચિત્ર વિલ.** ( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા ). ૧૨ **હીરા માણેકની મોટી ખાણ.** ( રા. રા. મણિશંકર રતનજી ભટ્ટ ), ૧૩ **દુઃખમાંથી સુખ.** ( સ્વ. રાજકવિ કલાપી. ), ૧૪ **માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ.** ( એક સત્ય ઘટના ).

---

# ધર્મનો જય.

વડોદરાના મહારાજા મલ્હારરાવના સમયની નવલકથા. આમાં મહારાજા મલ્હારરાવના ભોળપણનો ગેરલાભ લઇને તેમના નામે કારભારીઓએ પ્રજાજનોનો કેવી કેવી રીતે છળ કરેલો, અને તેના પરિણામે રાજ્ય ઉપર ભયંકર પ્રસંગ આવતાં છેવટે મ૦ મલ્હારરાવને નજરકેદ કરી, હાલના શ્રીમંત મહારાજા સયાજીરાવને ગાદીએ બેસારવાનો પ્રસંગ આવ્યો હતો. તેનું કલ્પનામિશ્રિત સાચું ચિત્ર છે. નાયક ધર્માજીરાવની ધર્મનિષ્ઠાની સાથે રાજ્યનિષ્ઠા, ધોંડો પંતનાં નિંદ્ય કાવતરાં, મલ્હારરાવ મહારાજનું ભોળપણ, ટેકરાસ્વામીની તેમને સલાહ, નીતિ અને ભ્રમર તથા સદ્‌ગુણ અને વિમલદુર્ગાનો પ્રેમઃ મણીની મુંઝવણ વગેરે પ્રસંગો ઘણા મજેદાર અને બોધક છે. રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૨૫ પુઠું સોનેરી. **કિંમત. રૂ. સવા.**

# હાસ્યમંદિર.

લખનાર—**રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ**
તથા **સૌ. વિદ્યાગૌરી રમણભાઇ;** બી. એ.

તદન નવીજ જાતના આ પુસ્તકની શરૂઆતમાં ‘ હાસ્યરસ ’ વિશેનો લગભગ ૧૨૫ પૃષ્ઠનો એક નિબંધ તથા બીજા ૩૪ હાસ્ય-રસિક લેખો છે. તેમાં ભોમીયાને દીધેલી ભૂલથાપ; નવાબ સાહેબની મુલાકાત; પાટીઆં વાંચનારા; વગર ગુનાહની સજાઓ; અવેજી કાર-ભારી; માનપત્ર વિશે પદાર્થપાઠ; નવી ઇસપનીતિ, થોભીઆ, વગેરે લેખો તથા બે ખાસ તૈયાર કરાવેલાં ચિત્રો પેટ પકડીને હસાવે તેવાં છે. પૃષ્ઠ ડેમી આઠપેજી મોટાં ૨૫૦ ઉપરાંત. **કિંમત રૂ. ૨–૦–૦**

# પાપ અને પશ્ચાત્તાપ.

આ નવલકથાના પુસ્તકની ઉપયોગીતા અને ઉત્તમતા માટે સા. શ્રી રણછોડભાઇ ઉદયરામ, સા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ભાવનગરના દીવાન રા. રા. મોરારજી આણંદજી તન્ના. વગેરે ગૃહસ્થોના ઉત્તમ અભિપ્રાયો છે. પહેલો ભાગ ખલાસ થવાથી બીજી આવૃત્તિ થઇછે.

આ નવલકથામાં માણસ પોતાની રહેણી કરણી ઉપર કાબુ ન રાખે તો તે અજાણતામાં પણ પાપના ખાડામાં કેવી રીતે ઉતરતો જાય છે, અને તેનું પરિણામ કેવું ભયંકર આવે છે તે, તેમજ તેનું ભાન તેને થતાં કેવો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવે છે, અને અંતરના સચા પશ્ચાત્તાપથી બગડેલી બાજી ઇશ્વિર કેવી રીતે સુધારે છે, વગેરે બહુ સરસ રીતે દર્શાવેલુ છે. ગ્રન્થરચના એવી ઉત્તમ થયેલી છે કે પહેલો ભાગ વાંચ્યા પછી બીજો ભાગ વાંચ્યા વગર મનને સંતાષ વળતો નથી, ને બીજા ભાગમાં પણ છેવટનો કેટલોક ભાગ એવો ઉત્તમ છે કે તે વાંચતાં " સરસ્વતીચંદ્ર " ના ચોથા ભાગમાંના સરસ્વતીચંદ્ર સ્વપ્નદર્શનનો ખ્યાલ આવે છે. બે ભાગ સાથે પાકા પુંઠામાં બાંધેલાની કિંમત રૂ. બે.

# ચક્રવર્તી અશોક.

## અર્ધ ઐતિહાસિક તેમજ ધાર્મિક નવલકથા.

## મોટા કદનાં પૃષ્ઠ ૩૫૦ પુઠું પાકું. કિંમત રૂ. અઢી.

બૌદ્ધ ધર્મના પ્રવર્તક સમ્રાટ્ અશોકના જીવનમાંના અનેક ધર્મયુદ્ધોમાંના એક કલિંગ યુદ્ધના મુખ્ય કથાભાગ ઉપર આ નવલકથા રચાઇ છે. અશોક એક સમયે ઘાતકી અને ક્રર સ્વભાવનો હતો તે જ કલિંગ યુદ્ધ પછી એકદમ કેવો બદલાઇ ગયો તેમજ તેનું જીવનસૂત્ર કેવી રીતે ફરી ગયું તેના તાદૃશ ચિત્ર ઉપરાંત કપટી બુદ્ધિમતિ, સંપુષ્ટાચાર્ય, અને કાવત્રાંખોર કલાવતી, વગેરે દ્વારા રાજકીય ખટપટનો સુંદર દેખાવ આમાં દશ્યમાન થાય છે. કલિંગ યુવરાજ જીતેન્દ્રનું ઉત્તમ ચારિત્ર, મૃગેન્દ્રરાજની કન્યા શોભના તેમજ ઇન્દિરાનો નિર્મળ પ્રેમ, ચિદાનંદ, ઉપગુપ્ત, અને મોગલીપુત્ર તિષ્ય જેવા ધર્માચાર્યોની ધર્મપરાયણતા વગેરે વડે આ નવલ કથા એટલી તો મોહક તથા બોધક થઇ છે કે પુરી કર્યા વગર હાથમાંથી મુકવીજ ગમે નહીં. આવી ઐતિહાસિક નવલકથા આ એકજ છે.

લખો— જીવનલાલ અમરશી મહેતા,
ઠે. પીરમશાહ રોડ—અમદાવાદ.

ॐ तत्सत् परमात्मने नमः

# અઠંગ ઊઠાવગીર

અથવા

# તરકટી ટોળી.

## પ્રકરણ ૧ લું

### તરંગમાં તરણી

વૈભવ વિલાસ અને સમૃદ્ધિસંપન્ન સર્વ નગર નગરીઓમાં ભારતવર્ષમાં સર્વથી પ્રધાન સ્થાન મહા મોહમયી મુંબઈનગરીનેજ મળી શકે તેમ છે. એ પશ્ચિમ ભારતના, એટલુંજ નહિ, સમગ્ર ભારતના વ્યવસાય વાણિજ્યનું કેન્દ્રસ્થાન છે. મુંબઈ શહેરમાં જેટલા ધનાઢ્ય મનુષ્યો વસે છે, તેટલા ભારતવર્ષના બીજા કોઈ પણ શહેરમાં વસતા નથી. મુંબઈ વણિકોની રાજધાની છે. ભારતીય વણિક અથવા વ્યાપારી સમ્પ્રદાયોમાં પારસીઓ અગ્રગણ્ય ગણાય છે. મુંબઈ શહેરના તેઓજ મુખ્ય અધિવાસી છે; એથી ત્યાં આગળ દેશીય ધનકુબેરોની સંખ્યા જેટલી વિશેષ છે, તેટલી ભારતના બીજા કોઈ પણ વિભાગમાં નથી. વાણિજ્ય નિપુણ પારસી જાતિ મુંબઈ શહેરને ઇંદ્રના નંદન ભવનમાં પરિણત કરીને સુખ તથા ગૌરવથી વાસ કરે છે. પરંતુ એ નંદનમાં નરકનો પણ જે નિવાસ છે, તે કેટલાક દર્શકોને દૃષ્ટિગોચર થયો છે?

પારસી જાતિ મહા ધનવાન છે, પરંતુ સૌભાગ્ય લક્ષ્મીએ સમાજના સર્વ જનોને સમાન ભાવે કૃપાની વહેંચણી કરી નથી; જો તેમ કરત; તો તેથી જાણે ભગવાનની સૃષ્ટિ અચલ થાત. પારસી સમા-

જમાં ઘણાં માણસો પુષ્કળ ધનના અધિકારીઓ વસે છે, તેમ છતાં પણ તેમાં દરિદ્રની સંખ્યા પણ કાંઈ ઓછી નથી. પરંતુ એ દરિદ્ર અથવા ગરીબ લોકો આપણા દેશના ગરીબોની પેઠે બિલકુલ અસહાય નથી; પારસી જાતિ અત્યંત સ્વજાતિ-પોષક છે. સ્વજાતિનું કલ્યાણ કરવા માટે, તેની ઉન્નતિને માટે અનેક મહાપ્રાણ અથવા દિલાવર પારસી ધનકુબેરો લાખો લાખો રૂપિયા દાન આપતા આવ્યા છે અને હજી પણ અહર્નિશ આપ્યા કરે છે. પ્રચુર વિપુલ અર્થે અનેક દવાખાનાંઓ, હોસ્પિટલો અનેક ઉંચાં ઉંચાં વિદ્યાલયો, અનાથાશ્રમો સ્થપાયાં છે, એ સર્વ આ દેશના સમાચાર પત્રના વાંચનારાઓથી અજ્ઞાત નથી. એ સર્વ દવાખાનાં, અનાથાશ્રમો આદિ ભૂખ્યાં તરસ્યાં, દુઃખી દરિદ્રી અને રોગ પીડિત નરનારીઓને કરુણામયી જનનીની પેઠે પોતાની ગોદમાં આશ્રય આપે છે.

* * * * *

શ્રાવણ માસ હતો. આકાશ વાદળાંથી છવાઈ ગયું હતું. મુંબઈ શહેરની સુવિશાળ સડકો અને રસ્તાઓ અવિશ્રાન્ત વરસાદ વરસવાથી કાદવકીચડ વાળા થઈ ગયા હતા. આખો દિવસ ટપટપ કરતો વરસાદ વરસ્યો હતો, સંધ્યા સમયે આકાશ ઘોર વાદળાંથી ઘેરાઈ ગયું હતું. સુબૃહત્ નગરી અંધકારના કાળા પડદાથી ઢંકાઈ ગઈ હતી. રસ્તાઓ લગભગ જનશૂન્ય જોવામાં આવતા હતા. કેવળ એકાદ બે ઘોડાગાડીના પૈડાંનો અવાજ સંભળાતો હતો, એકાદ બે કારખાનાનાં ભૂંગળાંમાંથી અતિ દુઃખી અને શ્રાન્ત બંસી-ધ્વનિ બહાર નીકળીને વર્ષાના સલિલથી ભિંજાયલી નગરીના દુઃખી આર્તનાદની પેઠે શૂન્યમાં વિલીન થતો હતો. એ સમયે સોપારીબાગ રોડપર આવેલી પેસ્તનજીની હૉટેલમાં એક અનિંદ્યસુંદરી યુવતી સાંધ્ય દીપાલોકમાં એક પત્ર વાંચતી બેઠી હતી.

પેસ્તનજીની હૉટેલનું નામ સાંભળીને વાંચક બંધુઓએ પોતાના મનમાં એવી ધારણા ધારવાની નથી કે, તે કલકત્તાની ગ્રેઇટ ઇસ્ટર્ન હૉટેલ અથવા ગ્રાન્ડ હોટેલના જેવી કોઈ પણ હૉટેલ હતી. દારિદ્ર્યની સ્વરૂપમૂર્ત્તિ એ હોટેલમાં પ્રકાશી રહી હતી. એ એક બહુ પુરાતન ક્ષુદ્ર ઇમારત હતી; એ ઇમારતની દીવાલો ઠેક ઠેકાણે ભાંગી જવા આવી હતી. ઇમારતની અંદરના ભાગમાં કેટલાક અંધારા ગભારાવાળા નાના નાના ઓરડાઓ હતા, આલોક અને વાયુની લહરીઓ એ સઘળા

ઓરડાઓમાં કદાપિ પ્રવેશ કરી શકતી નહોતી, એમાંનો એક એક ઓરડો એક એક સાંકડા કૂવાની સાથે સરખાવી શકાય તેવો હતો. એક ઓરડામાં એકી સાથે બે માણસો ઘણી મુશ્કેલીએ રહી શકે તેમ હતાં. વચ્ચમાં એક પાર્ટિશન નાખીને તેના દ્વારા એક દાલાનને કેટલાક નાના ઓરડાથી વહેંચી નાંખવામાં આવ્યો હતો. ઓરડાઓની હાલત જેવી મામૂલી હતી, તેવીજ તે ઓરડાના સરસામાનની હાલત પણ શોચનીય હતી. ભાંગી તુટી કુરસીઓ, જીર્ણ મેજો અને ઘણા જ જૂના પુરાણા કૉચ એ સ્થળે દૃષ્ટિગોચર થતા હતા.

પરંતુ એ કક્ષવાસિની સુન્દરી જરબાનુને જોવાથી જણાઈ આવતું હતું કે, જાણે કોઈ દેવી, શાપભ્રષ્ટ થઈને એ નરક તુલ્ય ગંદા સ્થાનમાં આવી પડી છે! જરબાનુ અપરૂપ સુંદરી હતી; તેના રૂપના પ્રકાશથી તે નિરાનંદમય અંધકારમય જીવન જાણે પ્રકાશિત અને સજીવન થઈ ઊઠયું હતું. જરબાનુની ઉમ્મર અઢાર વર્ષથી વિશેષ થઈ નહોતી, પરંતુ તે તેના કરતાં પણ અધિક તરુણી દેખાતી હતી. જરબાનુના દેહમાં નવયૌવન વિરાજતું હતું. તેના સુગઠિત મસ્તકપર નવવર્ષાના જળયુક્ત મેઘાવરણની પેઠે નયનાભિરામ નિબિડ કૃષ્ણ કુન્તલરાશિ શોભી રહ્યો હતો. તેનાં નયનોમાં વિદ્યુતનો વાસ વસતો હોયની! એવો જ ભાસ થતો હતો. સુદીર્ઘ ભ્રૂયુગદલમાં મદનના પુષ્પબાણનો સાક્ષાત્કાર થતો હતો અને લલાટપર શુકલપક્ષના ખંડ ચંદ્રની સ્નિદગ્ધ તથા સૌમ્ય લાવણ્યછટા પ્રતીયમાન થતી હતી. આ સર્વ સુંદર સુદૃશ્ય જોવાથી સહજમાંજ મનુષ્યના મનમાં એવો એક સાહજિક પ્રશ્ન ઉપસ્થિત થતો હતો કે, આવી અપૂર્વ લાવણ્યમંડિતા લલના આવા અયોગ્ય સ્થાનમાં શાથી આવી વસી હશે? એને અહીં આવવાનું શું પ્રયોજન હશે.? દારિદ્યના આ અંધકારમય ચિરદુઃખ સુસંકુલ સંકીર્ણ ગુહા જેવું ગોબી ગૃહ તો તેના પગનો સ્પર્શ થવાને પણ યોગ્ય નથી. યુવતી અત્યારે દિલગીર થયેલી દેખાતી હતી. તેના કમળવત્ કોમળ મુખપર વિષાદનું આવરણ ઢંકાઈ ગયું હતું. તેના નયનોની તેજસ્વિની જ્યોતિ મ્લાન થઈ ગઈ હતી. રાહુગ્રસ્ત પૂર્ણ-ચંદ્રની પેઠે તેનું મુખ પ્રફુલ્લતાહીન થઈ ગયું હતું અને એ સાથે જાણે કોઈ એક ગભીર દુઃખનાં વાદળાંએ તેના હૃદયના આનંદ-કૌમુદી-શશિને બાકી રાખ્યો હતો. દારિદ્યના સુતીક્ષ્ણ બાણે તેના કુસુમથી પણ કોમળ એવા હૃદયને શતધાવિદીર્ણ કરી નાખ્યું હતું.

દારૂણ અભાવના દબાણથી તેના મનની સુખશાંતિ ચૂર્ણ વિચૂર્ણ થઈ ગઈ હતી.

યુવતીએ અખંડપણે મન લગાડીને એક પત્રને એકવાર, બેવાર અને ધીમે ધીમે આઠ દશવાર વાંચ્યો: તથાપિ તે પરિતૃપ્ત થઈ નહિ; તે ફરી વાર પાછી વાંચવા લાગી:—

**અપરિચિતા સુંદરી !**

તને એકવાર માત્ર જોતાંની સાથેજ ચાહ્યા વિના રહી શકે એવો હૃદયહીન પાખંડી પુરુષ આ પૃથ્વીમાં કોઇ છે કે નહિ, એ મારા જાણવામાં નથી. મેં તારા રૂપપર મુગ્ધ થઇને તને ભયંકર રીતે ચાહી નાખી છે. મારી આ વાર્ત્તા તને કદાચ હું તારો સ્તુતિવાદ કરતો હોઉં, એવી ભાસી શકે તેમ છે, પરંતુ હું ખરા જિગરથી કહું છું કે, મારી આ વાર્ત્તા લેશમાત્ર પણ અતિરંજિત નથી. ઇશ્વરનું સ્મરણ કરીને કહું છું કે, મારી આ વાર્ત્તા સંપૂર્ણ સત્ય છે. તું પરીના જેવી રૂપવતી છે, તારા અંગેઅંગમાં અનંગનો નિવાસ છે, તારા કેશને વિશે કોમળતા આવી વસી છે, લલાટને વિશે ઇન્દુનો આભાસ થાય છે, ભ્રૂયુગલને વિશે મદનના બાણનો સાક્ષાત્કાર થાય છે, ગુલાબી ગાલને વિશે અનુપમ લાલીનો નિવાસ છે, ઓષ્ટ સ્વરને વિશે અમૃતનો આસ્વાદ રહેલો છે, સારાંશ કે, તારા અનુપમ અંગના પ્રત્યેક અવયવને વિશે, લાવણ્ય, માધુર્ય, સૌંદર્ય અને તારુણ્યનો સંચાર થયેલો છે. આવી દેવદુર્લભ સુંદરતા સંપાદન કરવા છતાં પણ તું કયા પાપથી તે તિરસ્કારજન્ય, નરકકુંડતુલ્ય દુર્ગન્ધમય અધમતાજનક ભગ્ન ભવનને વિશે વાસ કરે છે ? એ સ્થાન શું તારા ચરણોનો સ્પર્શ કરવાને પણ યોગ્ય છે ? ના, નહિજ, તો પછી તું શા કારણથી એટલું બધું કષ્ટ ભોગવી રહી છે ? કયા દુઃખથી તું તારા આ નવયૌવનમાં ઉદાસિની બની બેઠી છે ? ખરેખર ! તારૂં રૂપ અપરૂપ છે, તેનું વર્ણન કરવું અત્યંત કઠિન છે, તેમ છતાં પણ તારા રૂપની તુલના કરવા માટે હું આ સ્થળે એક કવિજનના કથેલા આ શબ્દોનો ઉપયોગ કરીશ, તો તેથી મારા અંતરની આશા કાંઇક અંશે અવશ્ય પરિતૃપ્ત થશે:—

કમળકુસુમો કિંચિત્ લાલી થકી મનને હરે,
નયન રસિલાં કિંચિત્ ક્રીડાથી તેમ દીપે સ્મરે;

કંઇક શરમે પક્ષ્માગ્રેથી[1] સ્વ અંતર આપતી,
નજર ફરતી પ્રેમી ચિત્રે જઇ ઠરી બેસતી.
ચરણ ચતુરા ચાલાકીમાં ચલાવતી ચાલતી,
કરતી નખરાં કોટી કોડે ખિલાવતી તું રતિ;
સમય સમયે વર્ણાંગીમાં પડે ગતિમંદમાં,
ચપળ રીતથી દર્શાવે છે સુયૌવન ચાલમાં.
સ્મરથી ખિલતી ભાસે આલિંગને રતિ આપતી,
હૃદયથી ધસ્તી આગે તોડી પયોધર[2] કંચુકી;[3]
હૃદય ઉભરો કાંઇ શાને તું શર્મ ફરે મૂકી,
નિરખી નિરખી ચંદ્રા દિવે [4]ચકોર પ્રમોદ તું
હરખી હરખી દૃષ્ટિ તેમાં ધરી તહિં ઉડતું,
સરસ યુવતિ વસ્ત્રોધારે સુકોમળ અંગમાં;
શરીર કરવા ઇચ્છે કામા અલંકૃત રંગમાં;
શ્રવણ કરવી પ્રેમી વાર્ત્તા ગમે અતિશે ઉરે.
રસમહિં રહે કામાવેશેજ નર્મ બીજન સ્ફુરે,
તરુણ પ્રમદા મધ્યા કામા પયોધર ધારિણી;
વય ખિલી રહી, નેત્રો ભેદે વશી દૂર કામિની.
બાળચતુરા તેં આ ચોરી છુપી મનની કીધી;
વશીકરણની વિદ્યા ક્યાંથી અતિસુખથી લીધી?

અલબેલા યૌવનવાળી, મારી મનહરણી માશૂક! તેં તારા આ સર્વ હાવભાવોથી મારા મનને દીવાનું બનાવી દીધું છે. તારા જાદુ ભરેલા જોબને મારા જિગરમાં કારીજખ્મ કર્યો છે! અયે દિલ્દાર! તારા આ દીવાના આશકના આતશ ભરેલા દિલને તું વધારે ન અકળાવ. પ્રિયા! આ પૃથ્વીમાં શું તારી ઇચ્છિવા યોગ્ય એક પણ વસ્તુ અસ્તિત્વજ નથી ધરાવતી? તારી આ નવીન અને તરુણ અવસ્થામાં શું સુખની, ઐશ્વર્યની, અને વિલાસની તારી સર્વ આકાંક્ષાઓ પરિતૃપ્ત થઇ ગઇ છે? ના, એ કદાપિ સંભવિત નથી. શું જેના અંતરમાં પ્રિયતમના કંઠ સાથે આલિંગન કરવાની ઉત્કટ અભિલાષા હોય, જે પિયુની પ્રેમવાણી શ્રવણ કરવાને અત્યંત આતુર

૧ આંખના ઇશારાથી. ૨ સ્તન, ૩ ચોળી, ૪ આકાશમાં, ખુશી થતું.

હોય, તેવી તરુણી તારી પેઠે પરમ દુઃખને સહન કરવાનું ઇષ્ટ ગણે ખરી કે? ના, કદાપિ નહિ.

તું તે નરકકુંડમાં વસીને સૌન્દર્યનું અપમાન કરીશ નહિ, વિધાતાએ તને આવું રૂપ આપીને નરકકુંડમાં વાસ કરવા માટે પૃથ્વીમાં મોકલી નથી; એટલા માટે તારે સારૂ હૉર્નબીરોડપર એક સુંદર સુપ્રશસ્ત ઇમારત ભાડે લઈ રાખવામાં આવી છે; એ ઇમારત જો તને પસંદ પડશે, તો ભવિષ્યમાં તે તારા નામે ખરીદી લેવામાં આવશે. તારે માટેજ એ ઇમારતને ઘણી સારી રીતે શણગારવામાં આવી છે. એવું ગૃહજ તારા નિવાસ યોગ્ય છે.

" મારો આ પત્ર વાંચીને મારો પરિચય મેળવવાનો આગ્રહ તારા મનમાં સહજમાંજ ઉદ્‌ભવી શકે તેમ છે, પરંતુ મારો વિશેષ પરિચય આપવાનું આ પત્રમાં સ્થાન નથી. હું હજીસૂધી મારા પિતાની સંપત્તિ પ્રાપ્ત કરવાને ઉમ્મરલાયક થયો નથી એ ખરૂં; પરંતુ તેમ છતાં પણ મારા પિતાની અતુલ ઐશ્વર્યનો હું એકલોજ ઉત્તરાધિકારી અથવા વારસ છું. એ ઉપરાંત, મારી માતાની મૂકેલી મોટી મિલ્કત મેં મેળવી છે; થોડા દિવસમાંજ હું ઉમ્મર લાયક થવાથી એ સઘળી સંપત્તિ મારા હાથમાં આવશે. મારા પિતા વૃદ્ધ થયા છે, તે ઉપરાંત તેઓ અનેક રોગોથી પીડાઈ રહ્યા છે, એથી આશા છે કે, થોડા વખતમાંજ હું સ્વાધીન થઈ શકીશ. મારી સાથે જો તારી મુલાકાત કરવાની ઇચ્છા કિંવા આગ્રહ હોય, તો સોપારી બાગરોડની નજીકની ચોરગલીના હિન્દુ મંદિર પાસે એક બ્રુહામ્ ગાડીમાં આવતી કાલે સાંઝે તું મને અવશ્ય મળી શકીશ. આવતી કાલની સાંઝથી ત્રણ દિવસ સૂધી હું સાંઝના ૭ થી ૮ વાગ્યા સૂધી તારા દર્શનની આશાથી ઠરાવેલા સ્થાને આવી તારી વાટ જોતો રહીશ; મારી નિશાની ફક્ત એક રૂમાલજ રહેશે, એ નિશાનીને તું બરાબર ધ્યાનમાં રાખજે.

તારો રૂપમુગ્ધ પ્રેમિક

જહાંગીરજી કામા.

આ પત્રની ભાષા જેટલી અસંયત, અમાનિર્જિત અને શિષ્ટાચાર શૂન્ય છે, તે પરથી વાંચક બંધુઓ સહજમાંજ સમજી શકે તેમ છે કે એનો લખનાર એક અશિક્ષિત ધનાઢ્ય યુવકજ હોવો જોઇએ. કોઇ પણ સાધ્વી કુળલલનાને કોઇ કદાચ આવો અયોગ્ય પત્ર લખે

તો તેને તે કદાપિ ક્ષમા કરી શકે નહિ! જરઆનુની પેઠે મૌન ધારણ કરી બેસી રહે નહિ, પરંતુ એ પત્ર વાંચીને ક્રોધથી, ક્ષોભથી અને અપમાનથી વિચલિત થઇને તે તેને અગ્નિના મુખમાંજ એકદમ સમર્પણ કરી દેત ! પણ એ પત્ર વાંચીને જરઆનુના મનમાં બિન્દુમાત્ર ક્રોધ કિંવા કુંઠાનો સંચાર થયો નહિ ! પત્રને ગોદમાં રાખી તે એક ઊંડો નિસાસો મૂકી મનમાં ને મનમાંજ બોલી:-"મારાથી તો કાંઈ પણ સાહસ કરી શકાતું નથી; આ અનિશ્ચિત અને અનિર્દિષ્ટ માર્ગે હું શી રીતે અગ્રસર થઈ શકીશ? પરંતુ આવી લાલચને દબાવવાની પણ મારામાં શક્તિ નથી. શું નીતિ નામક બે અક્ષરના એક પરોક્ષ શબ્દના ભયથી હું આવી મહાન આશાને એકદમ પગ તળે કચડી નાખું ? સડેલા વાસી અન્નનો આહાર કરી આ ગંધાતા મકાનમાંજ પડી રહું ! દ્રવ્યના અભાવે આંખમાંથી આંસુની ધારાઓ વરસાવી ચૂપચાપ બેસી રહું ? ના-નહિજ. સંસારમાં જન્મ ધારણ કરવાનું પ્રયોજન શું ? મોજમજા ઉડાવવી, વિવિધ વૈભવ વિલાસોનો ઉપભોગ કરવો અને આત્માને અહર્નિશ આનંદમાં રાખવો, એજ માનવજન્મની મોંઘામાં મોંઘી લ્હાણી છે ! એ સર્વનો શું હું ધર્મ જેવા એક સામાન્ય શબ્દના ભયથી ત્યાગ કરી દઉં ? જ્યાં નંદનવનના સમાન સુંદર સુખ સંપાદન કરી શકું તેમ છું, ત્યાં ન જતાં આ અતિ ગંધાતા સ્થાનમાં રહેવાની મને શી આવશ્યકતા છે ? વળી જે પુરુષ પતંગની પેઠે મારી રૂપજ્યોતિમાં પોતાના અંગની આહુતિ આપી ચૂક્યો છે, અને તનમન ધનથી ચહાવા લાગ્યો છે, તે શું મને સુખી કરવામાં કોઇ પણ પ્રકારની કસર રહેવા દેશે ખરો કે ? ના, કદાપિ નહિ—"

જોબનવતી યુવતી જ્યારે પોતાના મનમાં આવા પ્રકારના અનેકાનેક વિચારો કરવામાં તન્મય બની ગઈ હતી; ત્યારે એકાએક તેના કાને કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો; એથી તેણે તરતજ ઉઠીને એક હેન્ડબોક્ષમાં પોતાના હાથમાંનો તે ગુપ્ત પત્ર છૂપાવી દીધો અને ત્યાર પછી પાછી પહેલાંની જગાએ આવીને ચૂપચાપ ઉભી રહી.

એકાદ બે મિનિટમાંજ એક યુવકે આવી એ ઓરડામાં પ્રવેશ કર્યો. યુવકની ઉમ્મર બહુ બહુ તો ત્રેવીસ ચોવીસ વર્ષની હશે. તેનો રંગ ગોરો હતો, તે એક અતિ સુંદર અને દેખાવડો પુરુષ હતો. તેને જોવાથી તે કોઈ આબરૂદાર કુટુંબનો હોય, એવો ભાસ થઈ આવતો હતો, પરંતુ એ યુવકના આખા શરીરપર ગરીબાઇનાં અનેક ચિન્હો

વર્ત્તમાન હતાં, તેનું મુખ અપ્રસન્ન જણાતું અને સર્વાંગપર કલાન્તિનાં લક્ષણો ખીલી ઉઠયાં હતાં, જાણે તે રાત્રિદિવસ ભીષણ દારિદ્રની સાથે સંગ્રામ કરીને કલાન્ત તથા હતાશ થઈ પડયો હતો. તેનો પોશાક ફાટયો તૂટયો, મેલો અને જીર્ણ હતો, પગરખાં ફાટી જવા આવ્યાં હતાં, મસ્તક પરની ટોપી ઘણા દિવસની પુરાણી અને બેડોળ હતી. એ યુવકનું નામ અરદેશર આડતીયા હતું.

અરદેશર એ ઓરડામાં આવતાંની સાથેજ અવસન્નપણે શય્યાપર ઢળી પડયો. જરબાનુ તેના મુખ સ્હામું જોઇને અસંતુષ્ટપણે બોલી કે:-" શું આજે પણ કાંઈ સગવડ કરી શકયા નથી ? "

અરદેશરે નીચી નજરે અને ફીકા ચહેરે જવાબ આપ્યો:-" ના, ચારે તરફ ફક્ત નિરાશા ને નિરાશાજ નજરે પડે છે, આશાનું એક પણ સ્થાન દૃષ્ટિગોચર થતું નથી. સંસાર એટલો બધો સ્વાર્થી ભાસે છે કે, તેમાં વસતાં એક પણ માનવીના હૃદયમાં દયા, માયા, મમતા કે સ્નેહનું કાંઈ નામનિશાન પણ નથી. સર્વજનો કેવળ પોતપોતાના પેટની જવાળાને શાંત કરવામાં રચ્યા પચ્યા ભાસે છે ! ધનવાનો લાખો કરોડોની સંખ્યા એકઠી કરવામાં રોકાયા છે. ગરીબ અથવા દુ:ખી જનો તરફ દયા દર્શાવે એવું એક પણ મનુષ્ય આ મુંબઇ નગરીમાં મને દેખાતું નથી. હું નિરાશા અને મનસ્તાપ વિના બીજું કશું પણ આ શહેરમાંથી મેળવી શકયો નથી. "

યુવકનાં આવાં વચનો સાંભળીને યુવતીનું મુખ અંધકારમય થઇ ઉઠયું; તેણે તેના સુંદર ભ્રૂયુગલને સંકુચિત કરીને કહ્યું:-" પરંતુ આજે તમો જ્યારે બહાર ગયા હતા, ત્યારે કહી ગયા હતા ને કે, આ વખતે હું કદાપિ પાછો ફરીશ નહિ, ઠાલે હાથે આવીશ નહિ."

અરદેશરે ઊંડો નિઃશ્વાસ મૂકીને કહ્યું:-" જરબાનુ ! આજે સવારે અનેક આશાઓને અંતરમાં ધારણ કરીને હું બહાર ગયો હતો, પરંતુ જેમની વાત પર આધાર રાખીને તને આશા આપી હતી, એઓ તો પાછા મોટા માણસો ઠર્યા, એટલે એમની વાતનો વિશ્વાસ પણ શી રીતે રાખી શકાય ? મોટાં માણસોના બોલવા મુજબ કોઇ કાર્ય કદાપિ થતુંજ નથી, એનો મને આજે પૂરતો અનુભવ મળી ચૂકયો છે ! મારા જેવા ગરીબ માણસની સાથે તેમણે એવી દગાની બાજી શા કારણથી ચલાવી હશે, એ બાબતમાં મારાથી

તો કાંઇ સમજી પણ શકાતું નથી. હું ધારૂં છું કે, એજ તેમની મોટાઇનું સહુથી મુખ્ય નિશાન હશે !"

જરબાનુના સુંદર ચહેરાએ ફીકાશ ધારણ કરી, તેણે મુખ ફેરવીને કહ્યું કેઃ-" આપણે અત્યારે કેવું દુઃખ ભોગવી રહ્યાં છીએ, એનો કાંઈ પણ ખ્યાલ તમારા મગજમાં આવે છે કે ? આવી દુઃખી હાલતમાં આપણે આપણું ગુજરાન ક્યાં સુધી કેવી રીતે ચલાવી શકીશું ?"

અરદેશરે દિલગીરી સાથે જણાવ્યુંઃ-" પરમેશ્વર જાણે ! મનુષ્યના ભાગ્યમાં સુખ દુઃખના પડછાયા વારંવાર આવ્યા કરે છે, એક દિવસ મારે માટે એવો ઉત્તમ હતો કે જ્યારે હું સંસારનાં સર્વ સુખોનો ઉપભોગ કરતો હતો, પરંતુ આજે એજ ભાગ્યમાં અન્નનાં પણ સાંસા પડે છે. મારાથી નથી સમજી શકાતું કે, હું અત્યારે મારાં કયા પાપોનું પ્રતિફળ ભોગવી રહયો છું અને મારી આ દુઃખી હાલત ક્યાં સુધી રહેવાની છે. તારો પ્રત્યેક શબ્દ મારા જીગરને બાણની પેઠે વીંધી રહ્યો છે, પણ હાય ! શું કરૂં ? મારે માટે મને હવે આશાનું એક પણ સ્થાન દેખાતું નથી."

જરબાનુએ કહ્યુંઃ-" પરંતુ જે પરમેશ્વરના પર આધાર રાખી તમો બેસી રહયા છો, તેને અનેક કામો કરવાનાં હોય છે, તેને નિરૂદ્યમી અને આળસુ માણસોના મુખમાં ખાવાનું મૂકવાની બિલકુલ ફુરસદ નથી; હવે જેમ બને તેમ જલ્દી ગમે તે એક સરખો ઇલાજ શોધી કાઢયા વિના ચાલી શકે તેમ નથી. હું તમારી સાથે આવું અસહ્ય દુઃખ ભોગવવા આવી નથી, આવતી વેળાયે મારા મનમાં મેં અનેક મોટા મોટા મનસુબાઓ ઘડી રાખ્યા હતા, પરંતુ અત્યારે જોઉં છું કે, એ સર્વ મારી ભ્રમણાનાજ વિચારો હતા. શું મુંબઇ જેવા મહાન શહેરમાંથી એક મુઠ્ઠી અનાજ મેળવવાની પણ તમારામાં તાકાત નથી ? આજે સવારે તમે બહાર ગયા પછી પેસ્તનજીની સ્ત્રીએ આવીને ભાડાના પૈસા માગ્યા હતા. તેણે કહ્યું છે કે, આજથી ત્રણ દિવસની અંદર ભાડું ચૂકાવી ન આપવાથી, આપણે આ મકાન છોડી દેવું પડશે અને એ બીજે રસ્તો માપવો પડશે. હાય ! સંસારમાં વસ્તુ વિનાનાં મનુષ્ય પશુથી પણ નિકૃષ્ટ ગણાવા માંડયા છે ! શું દ્રવ્યનો પ્રભાવ એટલો બધો પ્રબળ છે કે જેનું મૂલ્ય તેને ઉત્પન્ન કર-

નાર માનવીથી પણ ચઢી જાય છે. તમને વિશેષ શું કહું? પૈસાના અભાવે આજકાલ આપણે કેટલી બધી દુઃખી સ્થિતિમાં આવી પડયાં છીએ, એનો વિચાર તમો પોતેજ કરી લ્યો. હું આ મકાનના માલિકોને ઘણી સારી રીતે ઓળખી શકી છું કે, હવે તેઓ તેમનું ભાડું મળ્યા શિવાય આપણને આ સ્થળે એક ક્ષણ પણ ટકવા દેશે નહિ. બુદ્ધી જે કાંઈ બકી છે, તેને અવશ્ય અમલમાં મૂકયા વિના રહેશે નહિ. ત્યારે શું છેવટે આપણે રસ્તાની વચ્ચોવચ્ચ જઇને ભીખારીની પેઠે આંખમાંથી આંસુ સારતાં ઉભા રહીશું? મારા આવા સુકોમળ અંગને શું અંતે રસ્તાની ધૂળમાં આળોટવાનો પ્રસંગ આવી લાગશે? હા, પરમેશ્વર! નસીબમાં એવું દુઃખ પણ શું ભોગવવાનું લખાયું હશે!"

અરદેશરે કહ્યું:-"સંસારમાં હું બિલકુલ નિરાધાર અને નિઃસહાય મનુષ્ય છું, મને મદદ કરે એવું એક પણ માનવી નજરે પડતું નથી; મારી આશાનાં સર્વ સ્થાનો સંસારમાંથી નાબૂદ થયાં છે. તારો આ દુઃખના દાવાનળમાંથી હું શી રીતે ઉદ્ધાર કરી શકીશ, એનો વિચાર પણ અત્યારે મારા મનમાં આવતો નથી. દુનિયાના દરેક મનુષ્યનો સ્વભાવ શ્રીમંતનેજ શ્રેષ્ઠતા આપવામાં મહત્વ માનતો જોવામાં આવે છે. દુઃખી તરફ દિલસોજી દેખાડનારા વિરલા નરો ક્યાંય પણ દષ્ટિગોચર થવાના નથી. જરથાનુ! તારી શી દશા થશે એના વિચારમાં ને વિચારમાંજ હું પોતે પણ અત્યંત દુઃખી થઈ પડયો છું અને મારી સર્વ શક્તિનો વ્યય કેવળ એ કલ્પનાઓમાંજ થઈ જવાથી મારાથી તારા આ દારિદ્રને દૂર કરવાનો બીજો એક પણ ઉત્તમ ઉપાય યોજી શકાતો નથી. કોઇપણ મનુષ્યને ત્યાં જઈ એક વખતને માટે પણ આશ્રય મેળવી શકું, એવી સંભાવના અત્યારે મારા જોવામાં આવતી નથી. હૃદયને વિશે વિષમ ચિંતા વ્યાપી છે અને આ દુઃખનો દાવાનળ શરીરના પ્રત્યેક સ્નાયુને બાળીને ભસ્મ કરી રહ્યો છે, આવી સ્થિતિમાં મારાથી તારા દુઃખનું નિવારણ શી રીતે થઈ શકશે, એનો એક પણ સુવિચાર મારા મસ્તિષ્કમાં આવતો નથી."

યુવકના ઉપરના શબ્દોથી તરુણીનું હૃદય વીંધાઇ ગયું; તેણે કહ્યું:-"હાથમાં હવે એક રાતી પાઇ પણ રહી નથી, જે કાંઇ સરસામાન અને દાગીના સાથે હતા, તે સર્વને ધીમેધીમે ખલાસ કરી

નાખ્યાં છે. પેટની જ્વાળાથી આપણે આપણા અંગપર એક વાલની વાળી કે ઉત્તમ વસ્ત્ર પણ રહેવા દીધું નથી. આ ફાટયા તૂટયા પો- શાક સિવાય બીજાં વસ્ત્રો પણ રહયાં નથી ! ગઇ કાલથી તો એક રીતે ઉપવાસ કરવા પડે છે, હવે પછી આપણું જીવન શી રીતે ટકી શકશે ? તમને એટલો પણ વિચાર નથી આવતો કે, જ્યારે આ મ- નુષ્યદેહ ધારણ કર્યો છે, ત્યારે તેને બચાવવા માટે ખોરાકની પણ આવશ્યકતા છે ? ગમે તે રીતે હવે ગુજરાનનું સાધન મેળવ્યા વિના ચાલી શકે તેમ નથી. ”

અરદેશરે જરબાનુના પ્રશ્નનો કાંઇપણ ઉત્તર આપ્યો નહિ. ક્ષોભ અને દુઃખથી અધીર થઇને તે પોતાના બન્ને હાથ ચોળવા લાગ્યો, ભાગ્યદેવીને અસંખ્યવાર ફિટકાર આપવા લાગ્યો.

એ જોઈને જરબાનુએ એક ઊંડો નિઃસાસો મૂકીને કહયું:— “ હાય ! આપણી સ્થિતિ કેવી શોચનીય છે, કેવી હૃદયભેદી થઈ પડી છે ! હાથમાં નથી રહી એક ફૂટી બદામ કે નથી રહ્યું આશ્ર- યનું નામ નિશાન ! જ્યાં જોઇએ ત્યાં કેવળ નિરાશાસૂચક હાહાકાર વિના બીજું કાંઇપણ આપણી નજરે પડતું નથી. ભૂખનું દુઃખ અં- તરને વિશે અત્યંત ઉકળાટ ઉપજાવી રહયું છે. હવે જેથી કરીને ભૂખે ન મરવું પડે, એવો કોઇ એક સરળ ઉપાય શોધી કાઢો. મારી મનોઇચ્છા આવું અસહ્ય સંકટ વેઠવાની નથી, મોહમયી મુંબાપુરીમાં આવી જેણે નવીન નવીન વૈભવોનો ઉપભોગ નથી કર્યો, તેની જિન્દગી અફળ છે એવી જે કહેવત કહેવામાં આવે છે, એમાં અસત્યનો રંચમાત્ર પણ સંચાર હોય, એમ મને ભાસતું નથી. શું મનુષ્યાવતાર ધારણ કરી, અલબેલા યૌવનમાં આવી, અપૂર્વ લાવણ્યને પ્રાપ્ત કરી મારા જેવી એક સર્વાન્ગ સુંદરી અન્નની યાતનાથી ત્રાહિત્રાહિનો પો- કાર કરતી બેસી રહે, એ કોઇપણ રીતે ઇષ્ટ કિંવા ઉચિત ગણાય ખરૂં કે ! જો તમો હવે મને પ્રસન્ન રાખવા માગતા હો, મારા મનને સંતુષ્ટ કરવા ઇચ્છતા હો, તો સત્વર આ દુઃખના નિવારણનો ઇલાજ ખોળી કાઢો. ”

યુવતીના એક એક શબ્દે અરદેશરના જિગરપર તીવ્ર તીરની અસર કરી, તે પોતાને અત્યંત ધિક્કારવા લાગ્યો. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે:—“ શું હું છેક નિરર્થક અને નિષ્કર્મ મનુષ્ય

છું, સંસારમાં મારૂં કાંઈ મૂલ્ય જ નથી ? જે મુંબાઈ નગરીમાં હજારો ગાઉ દૂર દેશ દેશાવરોમાંથી આવેલાં લાખો માણસો પોતાનું ગુજરાન ચલાવી શકે છે, જે નગરી સાક્ષાત્ અન્નપૂર્ણાના આગાર સમાન ગણાય છે, એજ નગરીમાં હું ભૂખ્યો બેસી રહું ? મારી પાસે શું કાંઈ વિદ્યા નથી ? મારામાં યત્ન કરવાની કાંઇ શક્તિ જ નથી ? વિના કારણ હું ભિક્ષા માગવાને કેમ તૈયાર થયો છું ? પુરુષપ્રયત્નથી શું નથી થતું ? શું હું પુરુષ નથી ? મારામાં પ્રયત્ન કરવાની શક્તિ નથી. છે, અલબત્ત છે, તથાપિ મારૂં મન નિર્બળ બની ગયું છે, મારા આત્માપર મને બિલ્કુલ વિશ્વાસ નથી, એ સર્વ કારણોથી જ અત્યારે મારી આવી અવદશા થવા બેઠી છે ? મારા અધઃપાતનો આરંભ થયો છે. વળી જે અભિલાષાથી હું આ ઉન્નત યૌવનાને મારી સાથે લાવ્યો છું, તે પણ વૈભવ વિલાસની સંપૂર્ણ અભિલાષિણી છે, પરંતુ એમાં આશ્ચર્ય પણ શું છે ? સ્ત્રી સ્વભાવ જ એવો વિચિત્ર હોય છે. સાધારણ રીતે તેના મનમાં વિવિધ વિલાસો ભોગવવાની ઇચ્છા અત્યંત બલવતી થએલી જોવામાં આવે છે. અનેક શ્રીમંત લલનાઓના વૈભવને પ્રત્યક્ષ નિરખવાથી આ જરબાનુનું મન પણ તેમનું અનુકરણ કરવાને આતુર થયું છે. આવી સ્થિતિમાં મારૂં કર્ત્તવ્ય એના મનને ગમે તે પ્રકારે રંજન કરવાનુંજ છે. ”

આ પ્રમાણે વિચાર કરી અરદેશરે જરબાનુને અનુલક્ષીને કહ્યું કેઃ-“ શાન્ત થા, શાન્ત થા ! જે જિગરમાં ચિંતાનો અગ્નિ પ્રબળતાથી પ્રજળી રહ્યો છે, તેમાં તું હવે ઘીનું આહ્વાન ન કર કારણ કેઃ—

નહિ સ્થાન છે સંસારમાં આશ્રયતણું નજરે પડે;
હિમ્મત નહિ હૈયે રહી નહિં યત્નમાં મનડું ધસે;
દૌર્બલ્ય આવી દેહને વ્યાધિ વિષમથી તો દમે;
ઉરમાં અતિ ઉકળાટ ને મનમાં અતિ સંતાપ છે. ”

આમ કહી અરદેશરે તેનો જૂનો અને ફાટેલો પારસી કોટ ઉતારીને જરબાનુના મ્હોં આગળ મૂકયો અને એ સાથે એમ પણ કહ્યું કેઃ—“ બસ, હવે ન છૂટકે મારે તને લાચારીથી કહેવું પડે છે કે, છેલ્લામાં છેલ્લી મદદ રૂપ તું મારો આ જે એક કોટ અવશિષ્ટ રહ્યો છે, તે લઇ જા, અને જો એને કોઇપણ મનુષ્ય ગીરો મૂકીને

થોડા ઘણા પૈસા આપવાની દિલાવરી દેખાડે, તો બેધડક તેમ કર. એમ કર્યા વિના હવે ચાલી શકે તેમ નથી. આપણી સર્વ આશા અને આધારરૂપ અત્યારે માત્ર આ એક કોટજ બાકી રહ્યો છે, એ સિવાય એક ફૂટી બદામ પણ રહી નથી. શું કરૂં, હું અત્યારે બિલ્કુલ નાઇલાજ બની ગયો છું. એટલે મારે મારા અંગનાં વસ્ત્રો વેચવાની પણ ફરજ પડે છે.”

જરબાનુએ કહ્યું:—“શું આનેજ તમો આપણી ભૂખનું નિવારણ કરવાનો સર્વથી શ્રેષ્ઠ ઉપાય ધારો છો, આવી ફાટી તૂટી ઘણી જૂની પુરાણી વસ્તુદ્વારા તમો તમારી ધારણાને પાર પાડવા માગો છો?”

અરદેશરે કહ્યું:—“હા, આને ગીરો મૂકવાથી ઓછામાં ઓછો એક રૂપિયો તો અવસ્ય આવશે જ, એમાંથી આપણે આપણા બે દિવસનું ગુજરાન ચલાવી શકીશું. જરબાનુ! આ સિવાય બીજો એક પણ ઉપાય આપણા ઉદરને પૂર્ણ કરવા માટે અવશિષ્ટ રહ્યો નથી. મારી આ વાતને તું હવામાં ન ઉડાવી દેતી.”

જરબાનુએ અત્યાશ્ચર્યથી પૂછ્યું:—“પણ, ધારો કે, એનાથી આપણું બે દિવસનું ગુજરાન ચાલી શકશે, પરંતુ વળી પાછા બે દિવસ પછી પણ આપણે શું કરીશું? ભૂખના દુઃખને શી રીતે મટાડીશું?”

અરદેશરે જવાબ આપ્યો:—“ત્યાર પછી ગમે તે એક ઉપાય સ્થિર કરી લઇશ. જો જરબાનુ! મારી સાથે આવીને તેં અનેક કષ્ટો વેઠયાં છે, હજી બીજાં પણ થોડાંક દુઃખો સહન કર. દુનિયામાં દુઃખને અંતેજ સુખ સાંપડી શકે છે. દુઃખ વિના સુખ નથી, સુખ સંપાદન કરવાની ચાવી દુઃખના હાથમાંજ રહેલી છે. મને કાંઇક વિચારવાનો પણ તું વખત આપ. આમ છેક નિરાશ ન થા. મનુષ્યના જીવનમાં બિલ્કુલ નિરાશાજ રહેલી નથી હોતી. લાખો નિરાશામાં પણ આશાનો ઝાંખો પડછાયો અવસ્ય છુપાયલો હોય છે. તારા કિસ્મતમાં આવું ને આવુંજ દુઃખ ભોગવવાનું લખાયું નથી, થોડા વખતમાંજ તેમાં મોટો ફેરફાર થાય, એવાં ચિન્હો મને સાફ સાફ જણાવા લાગ્યાં છે. તું જેવી સ્વરૂપવતી છે, તેવીજ બુદ્ધિમતી છે, માટે સાહસનો સંચય કરી આત્માને આશ્વાસન આપ. દુઃખથી ડરીને રૂદન કરવાનું મૂકી દે. જે જે માનવી દુઃખની સાથે કમર કસીને લડયાં છે. તેઓના પરિણામે

વિજય લક્ષ્મીને પ્રાપ્ત કરી શક્યાં છે એ વાત અવશ્ય યાદ રાખજે કે, મનુષ્યનો પરિશ્રમ સદા સર્વદા વ્યર્થ જતો નથી; ઘણા વખતના પરિશ્રમે માનવી એવું ઉત્તમ ફળ મેળવી શકે છે કે, જે તેની કલ્પના-માં પણ કદાપિ ઉદ્‌ભવેલું હોતું નથી. દુર્ભાગ્ય યોગે આજે આપણે સંસાર સાગરમાં તણાઈ રહ્યાં છીએ, કોઇ પણ દિશામાં કિનારો જોવામાં આવતો નથી, તથાપિ આશા રહે છે કે એક દિવસે ને એક દિવસે અવશ્ય એ કિનારાને આપણે મેળવી શકીશું. જીવનના યુદ્ધમાં એક દિવસ જય સંપાદન કરી શકીશું. પરંતુ એને માટે આપણે ધીરજ ધારણ કરવી પડશે.”

જરખાનુએ કહ્યું:—પરંતુ શું ખાઇને ધીરજ ધારણ કરીશું? શું પેટમાં ભૂખના ભડકા બળતા હોય, અને ઉરમાં ધીરજ ધારી શકાય, એવું કદાપિ બની શકે ખરૂં કે? હું ધારૂં છું કે, કમાણી કરવાની તાકાતને તમો ગુમાવી બેઠા છો, એટલા માટેજ આવાં વચનો વદી રહ્યા છો, ધીરજની પણ અમુક હદ હોય છે, એ હદને જ્યારે ઓળંગી જવામાં આવે છે, ત્યારે મનુષ્યનું મન કદાપિ સ્થિર રહી શકતું નથી.

અરદેશરે કહ્યું:—“જરખાનુ! ગભરાઇશ નહિ, વખત કોઈની પણ વાટ જોઇને બેસી રહેતો નથી. મનુષ્યના બુરા દહાડા ખરાબ વખતમાં પણ વીતી જાય છે. સૃષ્ટિનો એક સ્થાયી નિયમ જ છે કે દુઃખીમાં દુઃખી માનવી પણ પોતાના દિનોને નિર્ગમન કરવાને શક્તિ-માન થઇ શકે છે, વૃદ્ધાવસ્થાએ પહોંચેલા પિતાનો એકનો એક પુત્ર મૃત્યુને શરણ થાય અને તેની સર્વ આશાઓ ઉજ્જડ સ્મશાન જેવી બની જાય, છતાં પણ તેના હૃદયમાં તે દુઃખને સહન કરવાની પરમેશ્વર શક્તિ આપે છે, જો કે સુખ સમયના દિવસો સત્વર વીતી જાય છે અને દુઃખ સમયના દિવસો વીતતાં કાંઇક વિલંબ થાય છે; પરંતુ એ સર્વ મનુષ્યની પરિક્ષાનો સુયોગ જ મનાય છે. આપણે અત્યારે ધીરજ ધરવાની જરૂર છે. દુઃખમાં પસાર થઈ આપણે કસોટીપર ચઢવાનું છે માટે મેં હમણાં તને જે કાંઈ કહ્યું, તેમજ કર; કાલની ચિંતા કાલે થઇ રહેશે. ઇશ્વર માણસને ભૂખ્યાં ઉઠાડે છે, પણ ભૂખ્યાં સુવરાવતો નથી. એ કહેવતને તું કદાપિ ભૂલીશ નહિ.”

જરખાનુ અસહિષ્ણુતાથી બોલી:—કાલ કાલ કરીને તો ઘણા

દિવસ ગુજાર્યા, પરંતુ તમારા કાલનો પાર આવ્યો નહિ! હું હમેશાં તમારા મ્હોંએથી ફક્ત એની એ એકજ વાત સાંભળતી આવું છું. જૂઓ, અરદેશર! હું તમોને સ્પષ્ટ કહી દઉં છું, તે બરાબર ધ્યાન દઇને સાંભળી લો. તમો મારી વાતથી ગુસ્સે થશો નહિ; તમારા આ ફાટયા તૂટયા મલિન કોટને ગીરો મૂકવા લઇ જતાં મને અત્યંત લજ્જા ઉત્પન્ન થાય છે. એ ઉપરાંત બીજી પણ એક વાત છે. કે કદાચ ધારો કે, હું એને એક વાર ગીરો પણ મૂકી આવું, પણ તેથી તમારૂં શું થશે? તમારી પાસે બીજું વસ્ત્ર તો જોવામાં આવતું નથી. તમો વસ્ત્ર વિના શું કરશો? વળી તમો શું પહેરીને સારા આબરૂદાર માણસની સાથે મુલાકાત કરવા જશો? કોઈ પણ સારા ગૃહસ્થને ત્યાં ઉમેદવારી કરવા જતાં વસ્ત્ર વિના તમે શું કરશો? ખરેખર! મને તમારી અત્યારની આવી દયાજનક દશા જોઇને અત્યંત દુઃખ થાય છે, પરંતુ શું કરૂં? મારાથી ભૂખનું દુઃખ સહી શકાતું નથી, એટલા માટે જ લાચારીથી વારંવાર તમોને આવા શબ્દો કહેવા પડે છે. મને લાગે છે કે, તમારી બુદ્ધિનો લોપ થયો છે, તમારૂં માથું ફરી ગયું છે, નહિ તો આમ છેક નિરુદ્યમી બની બેસી રહેવાનું તમો કદાપિ પસંદ કરોજ નહિ. પણ હવે એ સઘળી વાતો સંભારવામાં કશો પણ સાર જણાતો નથી, ગમે તે ઇલાજે ગુજરાનનું સાધન ઉભું કરો અને પેટની અસહ્ય યાતનાને અટકાવો."

અરદેશરે કહ્યું—"જરબાનુ! તારો એક એક શબ્દ મારી છાતીને તીક્ષ્ણ છુરીને પેઠે ચીરી રહ્યો છે, મારાથી આ તારાં કઠોર વચનો હવે બિલ્કુલ સહી શકાતાં નથી. મને વિશ્વાસ હતો કે, દુનિયાની સઘળી નારીઓનો સ્વભાવ જેવો વિલક્ષણ છે. તેવો વિલક્ષણ સ્વભાવ તારો નહિજ હોય, પરંતુ હવે જોઉં છું કે, તું પણ બીજી બધીના જેવીજ છે! હાય! વિધાતાએ સ્ત્રીઓને સુંદરતા, મૃદુતા, અને મંજુલતા આપેલી છે તેવી જ તેને અનુપમ સદ્ગુણોની અધિકારીણી શા માટે નહિ બનાવી હોય? કોમળતા, સહાનુભૂતિ, સ્વાર્થશૂન્યતા, નિર્મોહિતા અને ઉદારતા એવા એવા અનેક શુભ ગુણોથી પરમાત્માએ પ્રેમદાઓને શા કારણથી વંચિત રાખી હશે? શું લક્ષ્મી મળવાથીજ સ્ત્રીઓનાં મન સંતુષ્ટ થઇ શકે છે, પ્રેમ કિંવા સ્નેહના કરતાં પણ તેઓ દ્રવ્યનું મૂલ્ય વિશેષ આંકે છે? મારી મનોહારિણી બાનુ! તારે માટે મેં શું શું નથી કર્યું? તું મારા સર્વ પ્રયત્નોપર પાણી ફેરવીને મારા

શિરપર અપયશનું આળ શા માટે ઓઢાડે છે ? અત્યારે આપણે જે દુઃખ ભોગવી રહ્યાં છીએ, એમાં મારો શો દોષ છે ! જ્યાં ઇશ્વરી કોપ થયો છે અથવા ભાગ્યદેવીએ ભયંકરતા ધારણ કરી છે, ત્યાં આપણા તુચ્છ પરિશ્રમોનું પણ શું ચાલી શકે તેમ છે ? મારી આ સખ્ત ગરીબી તારી નજરે અક્ષમ્ય અપરાધ રૂપ થઈ પડી હોય, એમ લાગે છે. મારાપર જ્યારે તને કાંઇક શ્રદ્ધા અને વિશ્વાસ હતાં, ત્યારે એક દિવસ પણ તારા મુખમાંથી આવા જીગરને બાળીને ખાક કરનારા શબ્દો મારા સાંભળવામાં આવ્યા નહોતા. પણ, મારૂં કિસ્મત કઠિન હોવાથીજ અત્યારે તારા કોમળ શબ્દોમાં પણ કઠિનતા આવી ગઇ છે. ખરેખર ભાગ્ય વિપરીત હોય, ત્યારે સર્વ સંજોગો વિપરીતજ આવી મળે છે. હું નથી સમજી શકતો કે, હવે મારૂં શું થશે. તારા મનને મારાથી શી રીતે સંતુષ્ટ કરી શકાશે ? આ મોહઘેલી મુંબઇની મદભરી માનિતીઓના વૈભવ વિલાસોએ તારા હૃદયમાં પણ પ્રબળ વાસનાનું તૂફાન મચાવી દીધું છે. પરંતુ શુ કરૂં, નથી રહી પાસે એક ફુટી બદામ કે શરીરમાં યત્ન કરવાની શક્તિ. જરબાનુ ! આવા સમયમાં તો તારે મને આશ્વાસન આપવું જોઇએ, મારા અંતરમાં આરામ થાય, એવી સહાયતા કરવી જોઇએ એને બદલે ઉલટી આવા શલ્ય સમા વિષમ શબ્દ બાણોનો વિના કારણ તું શા માટે પ્રહાર કરે છે ? ”

જરબાનુએ કહ્યું:-“ જો અત્યારે કદાચ તમોને મારા સ્વભાવમાં કંઇ ફેરફાર જોવામાં આવતો હોય, તો તેમાં મારો અપરાધ બિલકુલ નથી; તમારો પોતાનોજ એ સર્વ અપરાધ છે. શી આશાથી તમોએ મને મુગ્ધ કરી હતી, કેવી કેવી લાલચો આપી લલચાવી હતી, એ શું આજે તમારા સ્મરણમાં આવે છે કે ? તે દિવસમાં અને આજના આ દિવસમાં કેટલો મોટો તફાવત પડી ગયો છે ! આવા બુરા દિવસો આવશે, એનો તમોને આ પહેલાં ખ્યાલ પણ આવ્યો હતો ? એક અબળાના અંતરને પ્રલોભન આપી અંતે આવું દુઃખ દેવામાં તમોએ ખરેખર અયોગ્યતાનો અવધિજ કરી બતાવ્યો છે. ”

અરદેશરે કહ્યું:—“ આ વાતનો સાર તેં પણ વિચાર કર્યો નહોતો, કારણ કે, એ સમયે તું મને ચાહતી હતી, મને જુદી નજરે જોતી હતી. મારા પર તારો પ્રથમનો તે પ્રેમ હવે રહ્યો નથી. બસ્સ્ી.

વાસનાએ તારા હૃદયમાંથી પ્રેમ અથવા ચાહનાને એકદમ દૂરી ભૂત કરી દીધી છે. પરંતુ તું એકવાર વિચાર કરી જો જોઇએ કે, લક્ષ્મીની પ્રાપ્તિથીજ શું સંસારમાં યથાર્થ સુખને સંપાદન કરી શકાય છે? જ્યાં પ્રેમની પુનિત વાસના નથી, ત્યાં સુખનો અંશ માત્ર પણ નથી. તું કહે છે કે, અપરાધ મારો છે, પરંતુ તને સુખી કરવા માટે મેં યત્ન કરવામાં કશી પણ કસર રહેવા દીધી નથી. નોકરીની તપાસમાં હું કયાં કયાં નથી ભટકયો? મુંબઇનગરીની ગલીએગલીમાં રખડી રખડીને પાંચ પંદર રૂપિયાની નોકરી ખોળવામાં મેં મારી સર્વ શક્તિનો વ્યય કરી નાખ્યો છે પરંતુ કયાંય પણ સફળતા મેળવવાને સદ્‌ભાગ્યશાળી થઇ શકયો નથી. છેવટે મારા મનમાં મેં એવો વિચાર પણ કર્યો કે, જો એ ચાર 'ટ્યુશન્સ' મળે તો તેમને ગાવા બજાવાનું શિખવીને, કાંઇક પેદા કરૂં પરંતુ કિસ્મતની કયામતથી એ આશા પર પણ પાણી ફરી વળ્યું છે. પ્રભુકૃપાથી સંગીત વિદ્યામાં મેં સારી પ્રવીણતા પ્રાપ્ત કરી છે, અંગ્રેજી વિદ્યાનો સારો અભ્યાસ કર્યો છે અને યુનિવર્સીટીની પરીક્ષા પસાર કરી ગ્રેજ્યુએટની પદવી મેળવી છે, પરંતુ એ સર્વ ક્વાલિફિકેશન્સ અત્યારે બિલ્કુલ નકામાં થઇ પડયાં છે કેટલાક વિદ્વાનો કહે છે કે પુરૂષના પુરૂષાર્થથી સર્વ કાંઈ સિદ્ધ કરી શકાય છે, પરંતુ મારા અનુભવ પ્રમાણે તેમનું એ કથન બિલ્કુલ અસત્યજ છે. દુનિયામાં ખરૂં સુખ મેળવી શકાય, એવી કોઇ વિદ્યાજ અત્યારે મારા જાણવામાં આવતી નથી. હવે મારે કયાં જવું અને શી કોશિશ કરવી, તે તું પોતેજ કહે, એટલે તે પ્રમાણે કરૂં અને તારૂં દુ:ખ દૂર કરૂં મારી આવી અવદશામાં મારે શું કરવું એ મારાથી સમજી શકાતું નથી." આ સાંભળીને જરબાનુ ગુસ્સે થઇ, ઉંચા અવાજે તાડુકીને તે બોલી ઉઠી:—"શું કરવું એ મારાથી કહી શકાતું નથી, તો પણ એટલું તો અવશ્ય કહું છું કે, જો હું સ્ત્રીને બદલે પુરૂષ હોત તો, મારી પ્રેયસી પ્રમદાને કદાપિ પણ ભૂખના દુ:ખે દુ:ખી થવા દેત નહિ- ગમે તેમ કરીને તેના અન્નવસ્ત્રનો બંદોબસ્ત કરી આપત. શું જે પુરૂષ પોતાની પ્રિયતમાના મનને પ્રસન્ન ન કરતાં, ઉલટી દુ:ખના દરિયામાં ડૂબાડી દે, તે પુરૂષની સાથે તેની પ્રિયાનો પ્રેમ અવિચળ રહી શકે ખરો કે?"

અરદેશરે કહ્યું:—"બસ, બસ, હવે મ્હેણાંના મારથી જિગરને જખ્મી ન કર, દાઝેલા દિલમાં આતશનો ઉમેરો ન કર. હું બહુ સારી

રીતે જાણું છું કે, તું મારી દિલ્દાર છે, મહોબ્બતદાર માશુક છે, તને સુખી કરવા, એ મારી સહુથી પહેલી ફરજ છે. પરન્તુ શું કરૂં, લાચાર છું કે, અત્યારે મારી પાસે મારા પિતાની સંપત્તિની એક રાતી પાઈ પણ રહી નથી નહિ તો તેના વડે કાંઇક વહેપાર રોજગાર કરીને પણ તારા મનને રાજી કરવાની કોશિશ કરત વળી કોઈ કળકારખાનાનું કામ પણ હું શિખ્યો નથી કે, જેથી મજૂરી કરીને પણ પાંચ પૈસા પેદા કરી શકું? જરબાનુ! મારી આશાનાં સર્વ દ્વાર બંધ થયા છે, ક્યાંય નાખી નજર પણ પડતી નથી. કહે આવી સ્થિતિમાં હું શું કરૂં? તને શી રીતે સુખી રાખી શકું?"

જરબાનુએ કહ્યું:—"ત્યારે શું હું પોતેજ મારા અને તમારા ગુજરાનની ચેષ્ટા કરૂં? આમ જાૂઓને આ મુંબઈ નગરીમાં કેટલી કુલી સ્ત્રીઓ ઇંટો અને ચૂનાના ટોપલા ઉંચકીને બીજા ત્રીજા કે ચોથા મજલા પર ચઢી સખ્તમાં સખ્ત મજૂરી કરી, પોતાનું ગુજરાન ચલાવી રહી છે! શું મને પણ તમો એવીજ મજૂરી કરાવવા માગો છો? જો તમારી ઇચ્છા એવીજ હશે, તો તે કાર્ય કરવાની હું ટેવ પાડીશ, જો કે મારી આખી જિન્દગીમાં મેં તરણું પણ તોડયું નથી, પરંતુ તમારા સહવાસથી છેવટે મારે કુલીનું કામ પણ કબૂલ કરવું પડશે. તમે તો ઘણું સારૂં ગાઈ શકો છો, વિદ્યાના વિષયમાં પણ સારી નિપુણતા મેળવી શકયા છો, એથી ધારો તેમ કરવાને શક્તિમાન છો. હું જો તમારી પેઠે ગાવા બજાવવાનું જાણતી હોત અથવા યુનિવર્સિટીની પરિક્ષામાં પસાર થઇ હોત તો, ઘેર ઘેર ભિક્ષા માગીને બન્ને વખતના અનાજનો બંદોબસ્ત કરત અથવા તો કોઇ સારી સંસ્થામાં જોડાઇને અમુક માસિક પગાર મેળવવાનો પ્રયત્ન કરત; પણ તમારી પેઠે આં-ખમાં શરમ રાખીને કદાપિ બેસી રહેત નહિ. જેના ઉદરમાં અન્ન નથી, પહેરવાને વસ્ત્ર નથી, મોજ મજા માણવાનું એક પણ સાધન નથી, પોતાની લજ્જાનું નિવારણ કરવાને સર્વથા નિરૂપાય થવું પડે તેમ છે; તેને વળી આંખમાં શરમ રાખવાની શી જરૂર છે! તેને માનાપમાનનું પણ શું પ્રયોજન છે! જો મારી વાત માનો તો આ સત્ર સંકોચને એકદમ ત્યાગી દો, પરિશ્રમનો માર્ગ સાધી લો. બીજો કોઈ પણ ઇલાજ ન મળે, તો છેવટે સ્ટેશનપર જઈ પેસેન્જરોનાં પોટલાં ઉંચકી બે પૈસા પેદા કરો. મારે આજે આંખની શરમ મૂકીને કહેવું પડે છે કે, હવે પૈસા વિના આપણો પ્રેમ ટકી શકે તેમ નથી.

હું કેવળ તમારા રૂપપરજ મોહીને તમારી સાથે આવી નથી, આ વૈભવ વિલાસીના કેન્દ્રસ્થાનરૂપ મહા મોહવાળી મુંબઇમાં આવી મોજ શોખ અને એશઆરામ ભોગવવાના ઇરાદાથી જ ગૃહ ત્યાગ કરીને તમારી સાથે આવી છું. પણ હવે જોઉં છું કે, મારા મનની જે મુરાદ છે તે તમારી સાથે રહેવાથી કદાપિ પરિપૂર્ણ થાય તેમ નથી. શું એક અંગનાના અંતરને વશીભૂત કરવામાં પોતાના શરીરનો અમુક ભોગ આપવાની પણ તમારામાં શક્તિ નથી? પ્રેમ સમાન મૂલ્યવાન વસ્તુને તમો આમ સહજમાંજ પ્રાપ્ત કરવા ઇચ્છો છો? ના એમ કદાપિ બની શકશે નહિ. હૃદયનું રૂધિર રેડયા વિના પ્રેમદેવીનું બલિદાન કદાપિ અર્પી શકાતું નથી, તેને કદાપિ પણ સંતુષ્ટ કરી શકાતી નથી. માટે ઉઠો! આલસ્ય અને લજ્જાનો પરિત્યાગ કરો. ઉદર નિર્વાહમાં લજ્જાને સ્થાન આપવાથી ચાલી શકતું નથી. તમો મને હાથે કરીને ન બોલાવો. મારા મનમાં જે દારૂણ દુઃખ થઈ રહ્યું છે, તેને શબ્દદ્વારા વ્યક્ત કરાવી તમારા અંતરને દગ્ધ કરવાની દુષ્ટ ભાવના મારા મનમાં ઉપસ્થિત ન કરાવો. બસ, આથી વિશેષ બીજું કાંઇ પણ હું તમોને કહેવા ઇચ્છતી નથી.”

અરદેશર ઉંડો નિઃસાસો નાખીને બોલ્યો હાય! દારિદ્રની ક્ષુધા! તું મનુષ્યના હિતાહિતનું જ્ઞાન લુપ્ત કરી શકે છે આબરૂદાર લોકોની આબરૂને નષ્ટ કરી શકે છે. દુનિયામાં દરિદ્રનું મૂલ્ય નથી દરિદ્ર અથવા ગરીબ ઘેર ઘેર ભિક્ષા માગવા છતાં પેટ પૂરતું અન્ન પણ મેળવી શકતો નથી, ધનવાનો દરિદ્રને ધિક્કારે છે ઘૃણાની દૃષ્ટિથી જુએ છે. હાય! દરિદ્ર થઇને જન્મવા કરતાં નરકની અસહ્યયાતના ભોગવવી એ પણ અતિ ઉત્તમ છે. જરબાનુ! તું આટલી બધી અસંતુષ્ટ ન થા ધૈર્યને ધારણ કર. પ્રભુ એક દિવસ આપણી આ ગરીબાઇનું નિવારણ કરશે. સુખનો માર્ગ સરળ કરી આપશે.”

જરબાનુએ કહ્યું—“અરદેશર આવી સ્થિતિમાં ઇશ્વરપર પણ શી રીતે વિશ્વાસ રાખી શકાય? જો ઇશ્વર સાનુકૂળ હોત તો દારિદ્રયની આવી કઠિન વિટંબના કદાપિ વેઠવી ન પડત. વળી અન્નના અભાવે જેને બે ત્રણ દિવસ ઉપવાસી રહેવું પડે, તેને શોખિન ભદ્રતા શોભે નહી! ‘હું ખાનદાન છું’ એમ કહી જે અહંકાર કરી બેસી રહેવાથી ક્ષુધાના સપાટામાંથી મુક્તિ મેળવવાની આશા નથી. સન્માગપર રહીને પૈસા ન મેળવી શકો તો કુમાર્ગનું અવલંબન કરો. ચોરી કરો,

ખૂન કરો, લૂટ કરો, ધાડ પાડો, બીજાનો સર્વનાશ કરીને પૈસા પેદા કરો. આમ કરવાથી પણ હું ધારીશ કે, તમો કંઇ નથી કરી શકતા તેના કરતાં તમારૂં તે કાર્ય બહેતર છે. શું હું દરિદ્ર છું દરિદ્રની અવગણના થાય છે, દુનિયામાં દરિદ્રનું મૂલ્ય નથી એમ કહેવાથીજ આપણા ઉદરની ઉત્તપ્ન જ્વાળા શાંત થઈ શકશે ખરી કે?"

આ વખતે અરદેશર ક્રોધ દબાવી શક્યો નહિ, ક્રુધ સ્વરે બોલ્યોઃ—"તું અત્યારે જે સંભાષણ કરી રહી છે, તે પ્રમાણે શું તારાથી થઇ શકશે ખરૂં કે? શું પાપી પેટની ખાતર ચોરી કરૂં? ખૂન કરૂં? લૂંટ કરૂં? પ્રભુનો ગુન્હેગાર કરૂં? ના—ના, કદાપિ નહિ. તું પણ આટલા દિવસમાં કોઇ પણ ઉપાયે બે પઇસા પેદા કરી શકત. પરંતુ તેમ કરવાનો તેં કાંઇ પણ ઇલાજ કર્યો છે. ખરો કે?"

જરબાનુ માથું નમાવીને અવજ્ઞાપૂર્વક બોલીઃ—"શું તમે મને મારીદ્વારા પૈસા પેદા કરવા માટે અહીં લાવ્યા છો? શું તમારી ઇચ્છા મારા સુસૌન્દર્યનો વિક્રય કરી મોજ મજા ઉડાવવાની છે? મને તમારા જેવા દરિદ્રની સેવા ઉઠાવવા માટે ઇશ્વરે અહીં મોકલી નથી; જેને રૂપ છે. તેના હજારો ગ્રાહક છે, સુકોમળ પુષ્પની સુગંધ લેનારા અનેક ભ્રમરો આ મોહમયી મુંબાપૂરીમાં વિદ્યમાન છે. જેના અંગે અંગમાં લાવણ્ય ઉભરાઇ રહ્યું છે, તે શું બાંદીની પેઠે ગુલામગીરી કરી શકે ખરી કે? અરદેશર પ્રીતિ પ્રાપ્ત કરવી હોય તો પૈસા પ્રાપ્ત કરો, સઘળી માયા લક્ષ્મીની છે. લક્ષ્મી પ્રેમને પ્રાપ્ત કરાવનારી છે માટે પ્રથમ તેને પ્રાપ્ત કરો.

અરદેશરે ઉશ્કેરાઇને કહ્યુંઃ—"આ શું? જરબાનુ તું આજે માનવીમાંથી દાનવી બની છે કે શું! તારા હૃદયમાં આજે શયતાનનો સંચાર થયો છે કે શું? તું રૂપવતી હોઇ શકે છે, પરંતુ તારી વાતો રાક્ષસીના જેવી છે. શું પ્રીતિનું મૂલ્ય લક્ષ્મીથી આંકી શકાય? લક્ષ્મીના સાથે પ્રીતિની તુલના કરી શકાય? નહિ; એ કેવળ તારી ભ્રમણા છે."

જરબાનુ પણ એવીજ રીતે ઉશ્કેરાઇને બોલીઃ—"ભૂલ છે, અરદેશર તમે જૂઠું સમજ્યા છો, જૂઠું બોલો છો. હું રાક્ષસી નથી, પ્રીતિની સાથે લક્ષ્મીની તુલના કરતી નથી,—હું ઉપાયહીના—ક્ષુધાતુરા નારી માત્ર છું. ક્ષુધાથી ઘણીજ દુઃખી થઇ છું. ઉદરમા પ્રચંડ જ્વાળા પ્રજળી છે. કહો જોઇએ સંસારમાં ભૂખ્યું કોણ રહે છે? મારી આવી નવીન વય, આવું અપૂર્વ રૂપ, હૃદય ભરી આશા, સ્નેહ

આદિ સર્વ હોવા છતાં શું હું ભૂખી મરૂં? મારા આ નવયૌવનની તરણીને ઉછળતા તરંગમાં કોણે તણાવી? તે તેમજ. મારા આ નવીન જીવનની સઘળી આશામાં સર્વ આકાંક્ષાઓમાં અને સર્વ સુખોમાં કોણે અગ્નિ સળગાવી દીધો? તે પણ તમેજ. અપરાધી તમે હોવા છતાં મને ઠરાવો છો? એ ક્યાંનો ન્યાય? હવે ભૂખનું દુઃખ ન ટાળી શકવાથી મને રાક્ષસી કહો છો? ધિક્કાર છે?"

અરદેશરે કશો પણ ઉત્તર આપ્યો નહિ; બન્ને હાથે મુખ ઢાંકીને તે ગંભીર ચિંતામાં ડૂબી ગયો. દૂરના ગુજરાત દેશમાંથી તે સુંદરી જરબાનુને ભૂલાવીને મુંબઈ શહેરમાં લઈ આવ્યો હતો. તેની સાથે લગ્ન કરીને ભવિષ્યમાં ચિરસુખીનિ કરીશ. એવી આશા આપી હતી; પરંતુ આજ સંસાર સમુદ્રના ઉછળતા તરંગોમાં પડીને જીવન તરણી અકાળે ડૂબી જશે એવું તેને ભાસવા લાગ્યું. તેને આ આફતમાંથી કોણ બચાવશે? આવો વિચાર કરી અરદેશર ગભરાટથી બોલી ઉઠ્યો:—"હાય! આવા બુરા દિવસોમાં અમારી રક્ષા કોણ કરશે?"

એવામાં એકાએક ગૃહના દ્વારમાંથી કોઈક અસ્પષ્ટ સ્વરે બોલ્યું "ઇશ્વર જેના પ્રત્યે વિમુખ છે, શયતાન તેને આશ્રય આપી શકે છે. સંસારમાં કોઈ પણ નિરાશ રહી નથી."

અરદેશરે અજાયબીની સાથે મુખ ઉંચુ કરીને દ્વાર ભણી જોયું, સાથે સાથે જરબાનુ પણ તે તરફ દૃષ્ટિપાત કરીને પ્રથમ વિસ્મીત અને ત્યાર પછી ક્રોધિત થઇ ઉઠી.

દ્વારપર તેઓ કોને જોઇ શક્યા?

---

## પ્રકરણ ૨ જું

—:*:—

### શયતાનની સહાયતા

જે વ્યક્તિએ અરદેશરના ઓરડાના દ્વારપર આવીને વાત કહી, તેનું નામ હીરાજી હતું. હીરાજીની ઉમર લગભગ સાઠ વરસની હતી. પરંતુ તેની આકૃતિ જોતાં તેની ઉમર પચાસથી વધારે જણાતી નહોતી, લાંબી સફેદ ડાઢી તેની છાતી સુધી શ્વેત ચામરની પેઠે લ-

ટકી રહી હતી, તેના પોશાકના વસ્ત્રો ઘણાંજ જૂના હતા; તેનો લાંબો કોટ કેટલાક કાળ પહેલાં તેનાં અંગપર ચઢયો હતો, તેનો નિર્ણય કરાવવા માટે જોતિષીને ત્યાં જવું પડે તેમ હતું; તેમાં ઠેક ઠેકાણે કાંણાં પડયાં હતાં. આ સર્વ કાંણાઓની ઉપર જૂદા જૂદા રંગના થીગડાં ચોડવામાં આવ્યાં હતા! માથાની ટોપી ઠેક ઠેકાણે ફાટી ગઇ હતી; આંખપર ચસ્મા ચઢાવેલા હતા. તેમાંનો એક કાચ વચમાંથી ભાંગી ગયો હતો, અને ફ્રેમની એક બાજૂએ અત્યંત મેલા સુતરની દોરી જોવામાં આવતી હતી.

વૃદ્ધ દ્વારપર આવી વાંકો વળી તિક્ષ્ણ દૃષ્ટિથી યુવક યુવતીના મુખ ભણી જોવા લાગ્યો. એ જોઇને અરદેશરે પૂછયું કેઃ—"તમે કોણ છો?"

આવનારે કહ્યુંઃ—"મનુષ્ય, શંકાનું કાંઇપણ કારણ છે કે શું?"

અરદેશરે જવાબ આપ્યોઃ—"હા, મનુષ્ય હોતો તમારે પહેલાં ખબર આપીને અહીંઆ આવવાની જરૂર હતી. આમ અચાનક આબરૂદાર માણસના મકાનપર ચઢી આવવાથી તમારે માટે અમારે શો અભિપ્રાય બાંધવો?"

આવનારે કહ્યુંઃ—"તું શું મને ઓળખતો નથી? હું તારો પાડોસી છું. આ નજીકની કોટડીમાં હું રહું છું ઘેર આવતી વેળાએ બંને વખત તારી સાથે મારો ભેટો થાય છે, પણ હવે હું તને એમ પૂછવા માગું છું કે, તું કોણ છે?"

અરદેશરે કહ્યુંઃ—"તમે મારા પાડોશી? બહુ સારૂં અહીં શા માટે આવ્યા છો? કાંઇપણ કામ ન હોય તો ચાલ્યા જાઓ, અમારા ઘર સંસારની વાતો તમારે સાંભળવાની આવસ્યકતા નથી."

આવનારે કહ્યુંઃ—"હું જોડેના ઘરમાં રહું છું તારી કોટડી અને મારી કોટડી એ બન્નેની વચ્ચે ફક્ત આ એક દીવાલનું જ અંતર છે. એથી મારે તમારો વાદવિવાદ અથવા તકરાર આઠે પહોર મારા કાને સંભળાય છે, એ બધી વાતો સાંભળવાની કાંઇપણ લાલચ ન હોવા છતાં પણ લાચારીથી મારે તે સાંભળવી પડે છે; એમાં જો કે મારા કાનનો દોષ અવસ્ય છેજ. કારણ કે, મારી ઉમ્મર ઘણી મોટી થવા છતાં પણ હજી સૂધી હું બ્હેરો થઇ શકયો નથી. ભાઇ! મારાથી જૂદાઇ રાખવાનું કાંઇ કારણ નથી. પાડોસી ધર્મ પ્રમાણે મને તમારા

અઠંગ ઉઠાવગીર ભાગ ૧ લો



"વૃદ્ધ દાદર પર આવી વાંકો વળી તિક્ષ્ણ દૃષ્ટિથી યુવક યુવતીના મુખભણી જોવા લાગ્યો."

પૃષ્ઠ ૨૨.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ. નં. ૮

તરફ ઉંડી લાગણી થવાથીજ હું અત્યારે તમને આ પ્રમાણે પૂછગાછ કરી રહ્યો છું."

અરદેશરે ગુસ્સામાં આવી કહ્યું કેઃ—"અમારી વાતો સાંભળી છે, એ ઠીક કર્યું, પણ હવે મહેરબાની કરી તમારા ઘરમાં પધારો. અને કાનમાં તેલ રેડી સુખેથી સૂઈ રહો. વિના કારણ હવે પછી આવી તસ્દી ન આપવાની ઉદારતા દેખાડશો તો મોટો ઉપકાર થશે."

આવનારે કહ્યુંઃ—"મને ન્હસાડવા માટે આટલો બધો ગભરાય છે શા માટે? શું હું તારૂં અહિત કરીશ એવી દહેશત તારા દિલમાં રહે છે? ના ભાઇ! એવી દહેશત રાખીશ નહિ. હું તારૂં ભલું કરવા સિવાય કદીપણ બુરૂં કરીશ નહિ. હું વૃદ્ધ માણસ છું મારાથી ડરવાનું કાંઈ કારણ નથી. તારી સાથેની આ મોહક મુખડાવાળી રમણીનું ચંદ્રમુખ જોઇને હવે મારી એના પ્રેમમાં પડવાની ઉમ્મર નથી. જિંદગીમાં જે મોજમજા ભોગવવાની હતી, તે ભોગવી ચૂકયો છું હું ધારૂં છું કે, આજકાલ તમો બન્ને જણાં ખૂબ ઝગડા કરો છો પરંતુ એમાં અજાયબી જેવું કાંઇજ નથી. કારણ કે, અન્ન વિનાના દુઃખી ગૃહસંસારમાં આવો કલહ નિત્ય થયાજ કરે છે, જર, જમીન અને જોરૂં એ ત્રણે વસ્તુઓ વડે આજકાલ દુનિયા અમન ચમન ઉડાવી રહી છે. આવી સ્થિતિમાં દ્રવ્યના અભાવે આ આશાવતી અબળાના અંતરમાં અગ્નિ પ્રદીપ્ત થઇ આવે તો તે સ્વાભાવિકજ છે; એમાં આશ્ચર્ય પામવાનું કશું કારણ નથી."

અરદેશરે કહ્યુંઃ—"જો તમે અમારો વિવાદ સાંભળ્યો હોય, તો તેથી હું ધારૂં છું કે, તમારાં મનમાં ઉંડી અસર થવાને બદલે ઉલટાં તમે અમારૂં આવું અધઃપતન થયેલું જોઇને ખુશી થયા હો, એમ જણાય છે પરંતુ તમારી એ એક ગંભીર ભૂલ છે. કારણ કે, સંસારમાં સર્વની સમાન સ્થિતિ રહેતી નથી. કાળનું ચક્ર નિરંતર જગતમાં અવનવા ફેરફારો કર્યાજ કરે છે. કોઇ સદા સુખી રહ્યું નથી. રહેવાનું પણ નથી. મદમાં અંધ થએલાં માનવી ધારે છે કે, હું સદા સુખીજ રહીશ પરંતુ એ કેવળ એક પ્રકાર એવી મૂર્ખતા છે. એવી મૂર્ખતામાં સપડાઇને તમે પણ શું મારો ઉપહાસ કરવા અહીં આવ્યા છો? જો એમજ હોય તો એક પળનો પણ વિલંબ કર્યા વિના અહીંથી સત્વર ચાલ્યા જાઓ. મારી તમારી આવી ફોકટની વાતો સાંભળવાની લેશમાત્ર પણ ઇચ્છા નથી."

આ નવા આવનાર માણસને હવેથી આપણે હીરાજીના નામથી ઓળખીશું. હીરાજી સહાનુભૂતિ દર્શાવી બોલ્યો, "આટલું બધું કહેવાની જરૂર નથી, માણસના બધા દિવસો સરખા જતા નથી; હું પણ હંમેશ આવોજ નહોતો મારી ઉમર થઈ છે, હું વિનય અને શિષ્ટાચારના નિયમોની બહુ પરવા કરતો નથી. જો કે હું તમને ઓળખતો નથી, તોપણ તમારી વચ્ચે કલહ થતો સાંભળી મને તમારી દશા યાદ આવી તેથી આવા વખતે હું તમને કંઇક મદદ કરી શકું તો ઠીક. એમ ધારી આવ્યો છું"

દુઃખમાં પણ અરદેશરનાં મુખપર હાસ્ય ફૂટી નીકળ્યું, એ હાસ્ય અવિશ્વાસનું હતું તેણે કહ્યું, "તમે મને સહાય કરશો ? આંધળો આંધળાને રસ્તો બતાવશે ! તમારી અવસ્થા પરથી તો જણાય છે કે અત્યારે તમારી પાસે જેટલું છે તે બધું અમને આપશો તો પણ અમારું એક વખતે પેટ પણ ભરાશે નહિ. તમારામાં શું અમને સહાયતા કરવાનું સામર્થ્ય છે !

હીરાજીઃ-" ત્યારે શું નથી ? "

અરદેશરઃ-" તમારા દિદાર પરથી તો જણાતું નથી."

હીરાજી ગંભીર અવાજે બોલ્યો, "તમે દુઃખમાં આવી પડયાં છો તે વાત ખરી, પણ તમારે નિરાશ થવાની જરૂર નથી, પૃથ્વીમાં પૈસાનો તૂટો નથી; જેને આંખો છે તે પોતાના બંને હાથે પૈસા શોધી કહાડી પોતાના કામમાં લે છે તમને આંખો નથી તેથીજ, રાતદહાડો પ્રયત્ન કરતા છતાં પૈસાની શોધ કરી શકતાં નથી, કેવળ ઘરમાં બેસી કજીઆ તંટા કરો છો ! "

હીરાજીની વાત અરદેશરને નવાઇ જેવી લાગી તેણે કહ્યું, " તમે અમને શી રીતે સહાયતા કરી શકશો ? "

હીરાજીએ કહ્યું, " તે વાત પછી થશે; મેં સાંભળ્યું છે કે તમે બંને ભૂખ્યાં છો; માટે પહેલાં જરા ખાઓ, ખાઇ પી શરીરને સ્ફુર્તિમાં લાવી મન સુસ્થ બનાવો. ત્યારબાદ હું તમને બધી વાત કહીશ. "

આટલી વાત થયા પછી જરઆનુનું મ્હોં ખુલ્યું, તેણે કહ્યું, "માણસ બહુ મશ્કરો લાગે છે ! તમે સાંભળ્યું તો છે કે અમારી પાસે ફુટી બદામ પણ નથી, તો પણ આગળ ખાઈ પી મન તાજું

કરવાનું શા માટે કહો છો ! ખાવાનું કાંઈ મફત મળતું નથી, એ વાત તમારા જેવા બુઢ્ઢાના મગજમાં આવી લાગતી નથી.”

હીરાજી ખીસામાં હાથ નાખી બોલ્યો, “તમારી પાસે કદાચ કંઈ નહિ હોય, પરંતુ મારી પાસે કાંઇજ નથી એ તમે કેમ જાણ્યું ?”

હીરાજીના પ્રશ્નનો જવાબ ન આપતાં અરદેશર અને જરબાનુ ચુપચુપ ઉભાં રહ્યાં, બંને હીરાજીનાં ખીસાં તરફ જોવા લાગ્યાં. હીરાજીએ પોતાનાં ખીસાંમાથી એક મેલો કાગળ કાઢી તેની ગડી ઉખેડી અરદેશરનાં મ્હોં આગળ ધર્યો. અરદેશરે નવાઇ પામી જોયું કે તેની આંખ આગળ સો રૂપીઆની નોટ છે !

નોટ જોતાંજ જરબાનુની આંખો ચમકવા લાગી.

અરદેશર પ્રથમતો પોતાની આંખનો પણ વિશ્વાસ કરી શકયો નહિ. અકસ્માત આટલા બધા રૂપીઆ જોઇ તે નવાઈ પામ્યો, પણ થોડીવારમાં તેની નવાઈ આનંદમાં ફેરવાઈ ગઇ; પરંતુ તે આનંદ બહુ વખત રહ્યો નહિ. તેણે સંદિગ્ધ ચિત્તે એકવાર હીરાજીનાં મ્હોં તરફ જોયું; તેણે વિચાર્યું કે આ દરિદ્ર વૃદ્ધ ઉપરથી જોતાં તો કોઇનો નોકર જણાય છે; તેનાં પગરખાં તૂટી ગયાં છે, પહેરવેશ જુનોને મેલો છે; મ્હોં ગરિબાઇનાં દુઃખથી મલિન થઇ ગયું છે; આવા માણસને એકાએક સો રૂપીઆની નોટ કયાંથી મળી ? ત્યારે શું આ ચોરાઉ નોટ છે ! આજ વિચાર તેજ વખતે જરબાનુના મગજમાં પણ ઘૂમતો હતો; બંને એક બીજાં સામું જોઇ રહ્યાં; તેમની આ નજર તીક્ષ્ણદર્શી હીરાજીની નજર ચૂકવી શકી નહિ. તે ગંભીર અવાજે બોલ્યો, “તમે મને ગમે તેવો ધારો પણ ચોર ધારશો નહિ. હું સ્વીકારૂં છું કે મારા જેવા ગરીબ પાસે આટલા બધા રૂપીઆ હોય એ અસંભવિત વાત છે; પરંતુ હું એક મોટા વેપારીની ઉઘરાણીનું કામ કરું છું, તેથી સો શું પણ તેથી પણ વધારે રૂપીઆ કેટલીક વખત મારી પાસે હોય છે. આવી અવસ્થામાં થોડા રોજ માટે તમને એકસો રૂપીઆ કરજે આપવા એ પણ મારે માટે કઠણ વાત નથી.”

આ વાત સાંભળી જરબાનુ પ્રસન્ન મુખે બોલી:—“બુઢા, મને લાગે છે કે તમે બહુ ભલા માણસ છો; તમારો આ આભાર અમને ઘણો વખત સાંભળશે.”

હીરાજી કાંઇ પણ બોલ્યો નહિ. તે એક વખત આડી આંખે

જરબાનુ તરફ જોવા લાગ્યો. પરંતુ તે તરફ અરદેશરની નજર નહોતી; તેનાં હૃદયમાં મહાસંગ્રામ આરંભાયો હતો; પૈસા રાખવા કે પાછા આપવા એ વાત તે વિચારતો હતો. તે વિચારવા લાગ્યો કે દેવું વાળવાની શકિત નથી તો પછી આ પૈસા ન લેવા એજ સારૂં છે; પણ તરતજ પેટની જ્વાળા એ વિચારમાંથી તેનું મન ડગમગાવી દેતી હતી; તે વિચારવા લાગ્યો હું અને જરબાનુ આખા દિવસનાં ભૂખ્યાં છીએ; અન્નાભાવે જેને અનાહારે દિવસ ગાળવો પડે તેને માટે આટલી બધી સજ્જનતા એ મૂર્ખતાનું ચિન્હ માત્ર છે. ભૂખની બળતરાથી અરદેશર ભાન ભૂલ્યો. સજ્જનતાજ દરિદ્રીનું એક માત્ર ધન છે; એક વખતે જો તે ગયું તો પછી દરિદ્રી માણસ જીવન સંગ્રામમાં કદી પણ જય મેળવી શકતો નથી.

ઘણીવાર વિચાર કર્યાબાદ અરદેશરે કહ્યું:—"ના હું તમારા પૈસા લઇશ નહિ, મારાથી એ પૈસા પાછા—"

અરદેશરની વાત પૂરી થાય તે પહેલાં હીરાજીએ કહ્યું, "દેવું વાળવાની શકિત નથી એમ કહોછો ને? પરંતુ આ પૈસા એકદમ આપવાની કંઈ જરુર નથી; તમે—"

જરબાનુ અકળાઇને બોલી:—"તમે ગાંડા થયા છો કે શું? બીજું કોઈ પણ કારણ તમને યોગ્ય જણાતું ન હોય તોપણ આ દયાળુ વૃદ્ધ માણસનું કહ્યું માનવા ખાતર પણ આપણે એ પૈસા રાખવા ઉચિત છે."

હીરાજીએ કહ્યું:—"બાઇ સાહેબ ઠીક કહે છે; આ રૂપીઆ રાખો કંઈ ખાવાનું લાવી ખાઓ. પહેલાં શરીર બચાવવું જોઇએ, શરીર હશે તો બધુ આવશે—સંધ્યાકાળ થઈ ગયો છે, આખો દિવસ ઉપવાસ કરી હવે કંઈ ખાશો તો શરીરમાં સ્ફુર્તિ આવશે."

જરબાનુની જઠરાગ્નિ પ્રબળ થઈ ઉઠી હતી, તેણે તરતજ હીરાજીના હાથમાંથી નોટ ખેંચી લઈ બજાર તરફ પ્રયાણ કર્યું; બજાર બહુ દૂર નહોતું.

જરબાનુ ગઈ ત્યારે હીરાજીએ તેના તરફ એક તીક્ષ્ણ નજર ફેંકી કહ્યું:—"છોકરી સુંદર છે ખરી, વળી ચંચળ બહુ બહુ છે; જો તેનામાં આ બધા ગુણો સાથે લગાર બુદ્ધિ હોત તો આટલા દિવસમાં તેણે બહુ સારૂં કામ કર્યું હોત."

આ વાત અરદેશરના કાનમાં પેઠી નહિ, તે હજુ નીચું માથું કરી વિચાર કરતો હતો, આ બધી ઘટના તેને ઇંદ્રજાળ જેવી લાગતી હતી. તેઓ ભૂખ્યાં મરે છે, એવે વખતે એક અજાણ્યો માણસ આવી સો રૂપીયા કરજે આપવા માંડે છે! એ શું વિધાતાનું દાન છે? પરમેશ્વરની પ્રસન્નતા આમ સહજમાં મળે છે એ બાબતમાં તેને વિશ્વાસ બેઠો નહિ. તે વિચારવા લાગ્યો કે આ માણસનો મને પૈસા આપવામાં શો ઉદ્દેશ હશે? બીજાનું દુઃખ જોઈ દયા આવવી એ હેતુ છે કે આમાં કંઇ ઉંડો ભેદ છે? પરંતુ મારા જેવા ભિખારી દ્વારા તેનું કયું કામ પાર પડે તેમ છે? આવા વિચારો કરી કરી કંઇ પણ વાત નક્કી ન કરી શકવાથી તેણે હીરાજી તરફ જોઈ કહ્યું:–"ના મહાશય હું નવરો બેઠો છું, આપના રૂપીઆ પાછા આપવા જેટલું સામર્થ્ય મારામાં નથી; આપ ગમે તેમ કહો પણ હું આપના પૈસા લઈ શકીશ નહિ."

હીરાજી અરદેશર પાસે જઇ કહેવા લાગ્યો:—"ભાઈ, તને હજુ કંઈ ખબર નથી. તું હજુ ઉમેદવાર છે, નોકરી ધંધા વિના બેઠો છે એટલુંજ કે? તારી જાતપર તને વિશ્વાસ નથી તેથીજ તારી આટલી દુર્દશા થઇ છે! તું તારી જાત પરજ વિશ્વાસ રાખતો નથી તો પછી તારા પર વિશ્વાસ રાખી બીજો કોઇ માણસ તને નોકરી આપશે એમ શા માટે આશા કરે છે. હું તને કહું છું તે માન, આ રૂપીઆ રાખ, બાઈ સાહેબ વખત સમજી ગયાં છે, તેથીજ નોટ લઇ ગયાં છે."

"લઇ ગયાં છે!" અરદેશર વિસ્મય પામી પૂછવા લાગ્યો, તે એટલો બધો વિચારમાં ગરક થઇ ગયો હતો કે તેને જરબાનુ બહાર ગઈ તેનું ભાન રહ્યું નહોતું. અરદેશરે કહ્યું, "જરબાનુએ આ બહુ ખોટું કામ કર્યું છે, મને પૂછ્યા વિના એમ કરવું નહોતું."

હીરાજીએ કહ્યું:—"બહુ સારું કર્યું છે. તારાપર તને જેટલો વિશ્વાસ નથી, તેથી વધુ વિશ્વાસ તેણે તારાપર રાખ્યો છે. આ રૂપીઆ તને ગમે ત્યારે આપજે પણ અત્યારે સેંકડે બાર ટકા જેટલું વ્યાજ આપવું કબૂલ કરી એક દસ્તાવેજ લખી આપવો પડશે."

અરદેશરે કહ્યું:—"દસ્તાવેજ! મારી પાસે દસ્તાવેજ લખાવી શેશો?"

હીરાજીએ કહ્યું:—"હા, હું રિવાજ મુજબ બધું કામ કરું છું, બધા માણસોએ તેમ કરવુંજ જોઇએ. જ્યારે પૈસા સંબંધીનું કામ છે, ત્યારે લખાણ કર્યા સિવાય ચાલે નહિ."

અરદેશરે લગાર હસી કહ્યું:—"મારા જેવા ગરીબના દસ્તાવેજનું મૂલ્ય બહુ થશે ખરૂં!"

હીરાજી વધુ હસી બોલ્યો:—"બ્હીશ નહિ બાપુ, આ રૂપીઆ માટે હું તને જેલમાં નહિ મોકલાવું, પણ રિવાજ મુજબ લખાણ તો થવુંજ જોઇએ."

અરદેશર હીરાજીના કહેવા મુજબ લખવા લાગ્યો:—"આજે ૧૮૮૭ ની ૧૦ મી જુલાઇને રોજ હીરાજી પાસેથી મેં રૂ. ૧૦૦ રોકડા લીધા છે, એ વાત હું કબૂલ કરૂં છું, અને તે એ રૂપીઆ માગશે કે તરત તેને દર વરસે દર સેંકડે ૧૨ ટકાનાં વ્યાજ સાથે જે રકમ થાય તે બધી રકમ તેને સોંપી દેવાને કબૂલ થાઉં છું."

લી. અરદેશર.

ખીસામાંથી એક એક આનાવાળી લાલ ટિકિટ કહાડી જીભ વડે ભીની કરી હીરાજીએ દસ્તાવેજ પર એ ટિકિટ ચોડી; અરદેશરે એ ટિકિટ પર પોતાની સહી કરી.

હીરાજી દસ્તાવેજ ખીસામાં મૂકતો હતો એજ વખતે જરબાનુ પાસેની હૉટલમાંથી સુંદર સુંદર વાનીઓ ઉપડાવી ત્યાં આવી પહોંચી. આજે તેને આનંદનો દિવસ હતો, તેનું સુંદર હાસ્ય-પ્રફુલ્લ મુખડું તેની નીલ સાડીની આડચમાંથી વીજળી માફક ઝબકતું હતું; તેનાં ઉપસેલા ગાલો, સુગઠિત સુંદર ભમરો, પરવાળાં જેવાં લાલ હોઠો અને મોતીની હાર જેવા દાંતો ચળકતા હતા. તેની અર્ધસુપ્ત આંખોમાં જે માદકતા હતી—જે વિલાસભાવ વિલસતો હતો—તે જોઇ ગમે તેવા સંયમી ઋષિનું ધ્યાન પણ છૂટી જાય તેમ જણાતું હતું; પરંતુ તેની આ ભાવ-ભંગી લજ્જાળુ કુળ મહિલાને યોગ્ય નહોતી.

અરદેશર એક વખત આ અપ્સરાને લજાવે તેવી જર-બાનુ તરફ જોઈ રહ્યો, પણ થોડીવારમાં તેણે પોતાની નજર ખસેડી હીરાજી તરફ જોઈ કહ્યું, "હું ગમે તેટલું કમાઉં પણ છ માસ પહેલાં તમારૂં દેવું વાળી શકું એમ લાગતું નથી."

હીરાજીએ કહ્યું:—" મેં તને રૂપીઆ કરજે આપ્યા છે, તેવીજ રીતે હું તને એવી નોકરી ખોળી આપીશ કે જે વડે તું આ દેવું છ તો શું પણ એક માસમાં વાળી શકશે. તે સિવાય એ નોકરી વડે તારું ગુજરાન મોટા શેઠીઆના જેવા વૈભવથી ચાલી શકશે."

અરદેશર નવાઇ પામી બોલ્યો:—" એ અસંભવિત વાત છે." અરદેશરનું કૌતુક ઉત્તરોત્તર વધવા લાગ્યું.

હીરાજી તેના મનના વિચારો જાણી હસતો હસતો બોલ્યો, "શું તું એમ ધારે છે કે હું પોતે તને નોકરી આપીશ ?" ત્યારપછી તે પોતાની સફેદ દાઢી પંપાળતો પંપાળતો બોલવા લાગ્યો, " જો, હું બુઢો તો થયો છું; પણ મારે એવા એવા લોકો સાથે ઓળખાણ છે કે એક મોટી નોકરી તને મેળવી આપી શકીશ. પ્રયત્ન કરું કે નહિ ? જવાબ આપ."

હીરાજી ઉપર અરદેશરનો વિશ્વાસ અને ભકિત ઉત્તરોત્તર વધતાં જતાં હતાં; તેણે કહ્યું:—" જેવી આપની ઇચ્છા, નોકરી વિના બહુ દુઃખ વેઠવું પડે છે."

હીરાજીએ કહ્યું:—" ત્યારે સાંભળ, મારો એક આબરૂદાર મિત્ર છે, તેનું નામ જમશેદજી છે; તે મોટા મોટા પારસી વેપારીનો એજન્ટ છે. તે મોટો પૈસાદાર છે, તેની પાસે નોકરી કરશે ?"

અરદેશર બોલ્યો:—" એવી જગોએ જો નોકરી ન કરવા ઇચ્છું તો પછી દુનિયામાં મારા જેવો ગધેડો બીજો કોણ ?"

હીરાજીએ કહ્યું:—"દુનિયામાં ગધેડાનો પાર નથી. ઘણા ગધેડા છે, ફક્ત તેને પુચ્છડી નથી ! વારૂ, જો તું એજન્ટ સાહેબ સાથે મેળાપ કરવા ઇચ્છતો હોય તો કાલે બરાબર ૧૨ વાગે તેની ઑફિસે હાજર રહેજે. આજ રાતેજ હું તેને તારી વાત કહી રાખીશ."

અરદેશર ગદગદ ચિત્તે બોલ્યો:—" તેનું ઠેકાણું ?"

હીરાજીએ કહ્યું:—" દાસાશ્રય;—નં. એપોલો સ્ટ્રીટ. જો એક વખત તું તેને ગમી ગયો તો પછી તું એક રાતમાં મોટો માણસ થઇ પડીશ. હવે તમે ખાઓ પીઓ, હું જઇશ."

અરદેશરે કહ્યું:—" આપ પણ અમારી સાથે બેસોને."

હીરાજીએ કહ્યું:—" ના, મારે હજી ઘણી જગાએ જવાનું છે;

હવે વૃદ્ધ થયો છું, તેથી પેટમાં કંઇ પડશે તો પછી ચાલી શકાશે નહિ.”

બુઢ્ઢો બહાર ગયો એટલે જરબાનુએ બારણું બંધ કર્યું.

પરંતુ હીરાજી ચાલ્યો ગયો નહોતો તે બારણાં આગળ કાન ધરી અંદર થતી વાતચીત સાંભળવા લાગ્યો.

જરબાનુ હસી હસીને ઉંધી પડી જવા લાગી, છેવટે ઘણી મહેનતે હસવું ખાળી બોલી, “આજ સુધી મેં ઘણા મૂરખા જોયા છે, પણ આ બુઢ્ઢાએ તો હદ વાળી. માગ્યા વિના તેણે આપણને પૈસા આપ્યા. આપણા જેવા દસ–બાર લોકો મળે તો બુઢ્ઢાને દીવાળું કાઢવું પડે. વારૂ, હવે તો એક દિવસ બુઢ્ઢાને ભારે પસ્તાવો કરવો પડશે, તે બે હાથે પોતાની સફેદ દહાડી પીંખશે.”

હીરાજી ધીમે પગલે રાજમાર્ગપર આવ્યો, ધીમે અવાજે જતો જતો બોલવા લાગ્યો, “હસ, બાપુ, હસ, જેટલા દિવસ હસી શકે તેટલા દિવસ હસીલે; જ્યારે જાળમાં સપડાઇ છે ત્યારે નાસી છુટવાની નથી.”

બરાબર એજ વખતે અરદેશર જરબાનુને કહેતો હતો કે, “ભગવાને આપણાં દુઃખની દયા લાવી આ અણચિંતવી સહાયતા મોકલી છે. તે દયામય છે!”

હાય શયતાન! તું પણ ભગવાનને નામે વેચાય છે!

---

## પ્રકરણ ૩ જું

—:o:—

### યુવતી–મર્કટના સમાચાર

હીરાજી અરદેશર પાસેથી નીકળી ઘણી ગલીકુંચીઓ વટાવી ચોર ગલીને નાકે આવી ઉભો રહ્યો.

થોડે દૂર એક બત્તિના થાંભલા પાસે ઉભો રહી એક નાની ઉમરનો યુવક લગાર ભીક્ષા મેળવવાની આશાથી કરૂણ અવાજે બોલતો હતો કે “કંઇ આપજો બાપુ, સંચાથી હાથ કપાઇ ગયો છે, ઘેર બુઢ્ઢીમા છે, આ હુંઠા અભાગીઆને કંઈ આપજો બાપુ; બે જીવ બચાવજો બાપુ.” તેનો ડાબો હાથ કોટની બાંય બહાર

નીકળ્યો હતો, પરંતુ જમણી બાંય આમતેમ હાથ વિના ઝુલતી હતી.

હીરાજી તેની પાસે આવી જોરથી બોલ્યો:—'અરે ભિખા તેં તો અહિં રોજગારનો આરંભ કરી દીધો છે, હુંઠો સિપાઇ બન્યો છે કે હતભાગ્ય ભૂત!"—હીરાજીએ તેના કોટમાં છુપાવેલો જમણો હાથ બહાર ખેંચી કહાડયો, અને તે જોરથી દાબી પૂછ્યું, "જે કામનો ભાર લઇ અહીં આવ્યો હતો તેનું શું કર્યું?"

ભિખાએ કહ્યું:—"હાથ મૂકી દો; તમે તો મારો હાથ તોડી નાખ્યો! બુઢા છો તો પણ તમારામાં આટલું બળ છે ત્યારે જુવાનીમાં તે કેટલુંય હશે, બધું કહું છું, પેલી બાજુએ ચાલો, પણ આ પ્રમાણે મારા ધંધામાં અડચણ હવેથી કરતા નહિ. અરધા કલાકમાં મેં આટલા બધા પૈસા એકઠા કર્યા છે, જો થોડા વધુ પેદા થયા હોત તો રાતનો ખોરાક પરબારો નીકળત."

હીરાજી ભિખાનો હાથ પકડી નિશ્ચિત સ્થાન તરફ ખેંચી જવા લાગ્યો, તેણે તેની વાતનો કાંઇ જવાબ ન આપ્યો.

જરા આડચમાં ગયા બાદ ભિખાએ કહ્યું:—"આજ સંધ્યાકાળ પછી સાત-સાડા-સાત વાગ્યાને શુમારે એક મોટી વિકટોરિયા ગાડી ચોર ગલીની વચ્ચેનાં મંદિર પાસે આવી ઉભી રહી હતી. એ ગાડી કોની હતી તેની મને ખબર નથી, તો પણ તેમાં એક વાંદર જેવા ચહેરાવાળો પારસી બેઠો હતો તે મેં નજરો નજર જોયું; તેને બદલે હું પોતે એ ગાડીમાં બેઠો હોત તો જરા ઠીક લાગત. ચોરગલીનાં નાકાં આગળ એક સુંદરીને આવતી જોતાંજ એ વાંદર એક કુદકે ગાડીમાંથી જમીનપર કુદી પડયો; હું પણ જરા ફરી મંદિરની આડચમાં જઇ ઉભો."

"કાંઇ પણ વાત સાંભળી શકયો?"

ભિખાએ કહ્યું:—"ન સાંભળું તો તમે મને છોડો એવા કયાં છો? યુવતીએ કહ્યું કે "તમે જે લખ્યું છે તે બરાબર છે? એ પ્રમાણેજ થશે?"—વાંદર ખડખડ કરતો હસી પડયો, અને બોલ્યો, "તને શંકા થાય છે કે સુંદરી? મારો ચહેરો જોઈ તું શું નથી જાણી શકતી કે હું કેવો મોટો માણસ છું?' પેલી સુંદરી ગાડીનો સાજ-સરંજામ, હાથી જેવા સુંદર ઘોડા જોઇ બોલી. "ના, તમારી

વાતમાં શંકા કરતી નથી; ક્યારે આવું ?" વાંદર બોલ્યો, "કાલ બપોરે !" પેલી યુવતી એટલું કહી ચાલી ગઇ. ત્યારબાદ વાંદર પણ ગાડીપર ચઢયો, કોચમેને ઘોડાની લગામ ખેંચી કે તરત ઘોડા દોડયા."

ઘોડાનું અનુકરણ કરતો ભિખો પણ દોડયો. હીરાજીએ તેને બહુ બૂમો પાડી, પરંતુ તે પાછો ન વળ્યો, તેણે દોડતાં દોડતાં કહ્યું, "હવે બીજું કહેવાનું નથી, હવે નિસાનો વખત થયો છે."

---

## પ્રકરણ ૪ થું

—:o:—

### મીણનું પુતળું

બીજે દિવસે બરાબર વખતે અરદેશર એપોલો સ્ટ્રીટમાંનાં જમશેદજીનાં દાસાશ્રયમાં હાજર થયો.

થોડાં વરસ થયાં જમશેદજીએ આ દાસાશ્રયની સ્થાપના કરી છે. જમશેદજીએ જ્યારે આ દાસાશ્રયની સ્થાપના કરી ત્યારે તેનાં જાહેરનામામાં જાહેર કર્યું હતું કે મુંબાઇમાં પેસાદાર સમાજને કેટલીક વખતે લાયક દાસ–દાસીઓ વિના બહુ અગવડ ભોગવવી પડે છે. તેવીજ રીતે કેટલીક હોશીઆર દાસીઓ અગર નોકરો નોકરી ન મળવાથી નવરા પડી બહુ દુઃખ વેઠે છે. એ બંને શ્રેણીની અગવડ ટાળવાના હેતુથીજ આ દાસાશ્રયની સ્થાપના કરવામાં આવી છે. બધા વર્ગનાં દાસ–દાસીઓ સામાન્ય પૈસા આપી આ દાસાશ્રયમાં નામ રજીસ્ટર કરાવી જશે કે તરત તેને નોકરી મેળવી આપવામાં આવશે; તેવીજ રીતે જે જે સદ્‌ગૃહસ્થોને જેવા જોઇએ તેવા નોકરોની જરૂર હશે તેને તેવા નોકરો અહિંથી મળશે.

આ દાસાશ્રયની સ્થાપના થયા પછી જમશેદજીએ લાંબા કાળથી પોતાના યોગ્ય કારભારીદ્વારા એવું તો સરસ કામ ચલાવ્યું કે બધાંને વિશ્વાસ બંધાયો કે આપણી મોટી હરકત દૂર થઇ છે. આ દાસાશ્રયને લીધે જમશેદજી બે પૈસા કમાતો હતો એટલુંજ નહિ, પણ સેંકો દાસ–દાસીઓ પોતાના હાથમાં હોવાથી મુંબાઇનાં આબરૂદાર કુટુંબોની ઘણી છૂપી વાતો મેળવવાની તેને સગવડ થતી હતી, અને તેથીજ તેને ઘણો લાભ થતો હતો. આ વાર્તા વાંચવાથી અમારા વાચકો આ વાતનો મર્મ સમજી શકશે.

અરદેશરનો પહેરવેશ આજે ભિખારી જેવો નહોતો, પગથી તે માથા સુધીનો પોશાક બહુ કિંમતી હતો, ગઈ કાલે રાત્રે હીરાજી પાસેથી જે સો રૂપીઆ કરજે મળ્યા હતા, તેમાંના અર્ધા રૂપીઆ તો પોશાક ખરીદવામાંજ ખરચેલા હતા.

અરદેશર દાસાશ્રયમાં આવ્યો ત્યારે એક કારકુન બેઠા બેઠો આવતાં દાસ-દાસીઓનાં નામ રજીસ્ટરમાં નોંધી રહ્યો હતો, રજીસ્ટ-રમાં નામ નોંધ્યા પહેલાં લવાજમ વસુલ કરી પાસેની પેટીમાં નાંખ-તો હતો. તે વેળા એક દાસીએ આવી ગુસ્સાભેર કહ્યું, "મુન્સીજી, મારું નામ સઉ પહેલાં લખી લો, આ વખતે મને કોઈ સારી જગાએ નોકરી શોધી આપવી પડશે."

મુન્સી કાનપર કલમ ચડાવી મ્હોં વાંકું કરી બોલ્યો:—"તું બારે ચંચળ મનની છે, કયાંય તારો પગ ટકતોજ નથી. ત્રણ માસ પહેલાં તને એક સારી નોકરી શોધી આપી હતી તે શું તેં ગુમાવી?"

દાસીએ કહ્યું:—"ત્યારે મારા હાથમાં કંઈક પૈસા હતા, તેથી નોકરી-ચાકરીની બહુ પરવા નહોતી; અત્યારે હાથ ભીડમાં છે, માટે નોકરી વિના ચાલે તેમ નથી. નોકરી ગમે તેવી મળે તેની પરવા નથી પણ બજારનું કામ મને મળવું જોઇએ."

મુન્સીએ કહ્યું:-"વારુ જોઇશું; તારું નામ શું કહે."

દાસી વિસ્મય પામી બોલી:—"આટલી ટુંકી મુદતમાં મારૂં નામ ભૂલી જવાયું!"

મુન્સી ગુસ્સે થઈ બોલ્યો:—"તું કેવી જંગલી છે! તારા જેવી પચાસ દાસીઓ મારી પાસે ઉમેદવારી કરવા આવે છે, એ બધાંના નામ જો મને યાદ રહેતાં હોત તો હું કાને કલમ ચઢાવી આ દાસી ખાનામાં ગુમાસ્તાપણું કરવા આવતજ નહિ, અને અત્યાર સુધીમાં તો હાઇકૉર્ટનો જજ થયો હોત; બધા મને ઑનરેબલ જસ્ટિસ નસરવાનજી કહી બોલાવત-વારુ તે વાતની જરુર નથી."

દાસીએ કહ્યું:—"મારુ નામ યમુના, જૂઓ મુન્સીજી, મને એવે ઠેકાણે નોકરી મેળવી આપજો કે જે ઘેર ગૃહિણીનું નામેય ન હોય, અને ગૃહિણી હોય તો પણ બુઢા બીજ વરને પનારે પડી હોય. હું બે ચાર દિવસ પછી પાછી આવીશ."

અરદેશર ઘણુંવાર સુધી આ વાતચીત સાંભળતો હતો તે યમુનાના ગયા પછી મુન્સી પાસે આવ્યો, અને પૂછવા લાગ્યો, " જમશેદજી સાહેબ ક્યાં છે, સાહેબ ?"

મુન્સીએ કહ્યું:—" આપને તેમની સાથે શું કામ છે ? આપને નોકરીની જરૂર હોય તો મારી આગળ નામ નોંધાવી જશો, તોપણ ચાલશે."

અરદેશરે કહ્યું:—" હું જમશેદજી સાહેબને મળવા આવ્યો છું, તેના એક મિત્રે મને મોકલ્યો છે."

મુન્સી મ્હોં વાંકુ કરી બોલ્યો:—" ત્યારે આ ખુણામાંના એક સ્ટૂલપર એકાદ કલાક ચૂપચાપ બેસો, સાહેબ હમણાં બહુ કામમાં છે."

અરદેશર મુન્સીએ બતાવેલા ખુણામાં પડેલાં એક સ્ટૂલપર બેઠો, અને જમશેદજીની રાહ જોવા લાગ્યો.

લગભગ અરધાક કલાક પછી એક આબરૂદાર વેશધારી પારસી ગૃહસ્થ સાથે વાત કરતા કરતા જમશેદજી ત્યાં આવી પહોંચ્યા; તેણે મુન્સી પાસે આવી પૂછ્યું, " આજની ખાસ ખબર શું છે ?"

મુન્સીએ કહ્યું:—" આજે યમુના પાછી નોકરી મેળવવા આવી હતી."

જમશેદજીએ કહ્યું:—" કઇ યમુના ! બહેરામજી એજરાને ત્યાં હતી તેજ કે નહિ ?"

મુન્સીએ કહ્યું:—" હા તેજ,"

જમશેદજીએ પૂછ્યું, " તેનું ઠેકાણું શું છે ?"

મુન્સીએ કહ્યું:—" તે પૂછી લીધું નથી."

જમશેદજી અત્યંત ગુસ્સે થઈ બોલ્યો:—" તેનું ઠેકાણું લખ્યું નથી ? તમે વિલક્ષણ માણસ લાગો છો, મારે તેની અત્યારેજ જરૂર છે."

મુન્સીએ કહ્યું, " આપ ઉતાવળા થાઓ નહિ, તે બે ચાર દિવસમાં પાછી આવશે એમ તે કહી ગઈ છે, તેને નોકરી જોઇએ છીએ, માટે નહિ આવે તો જશે ક્યાં ? તોપણ જો બહુજ અગત્યનું કામ હોય તો એક માણસને તેની ખોળ કરવા મોકલું?"

જમશેદજીએ ગુસ્સે થઇ કહ્યું:—" તમે જાતેજ જાઓ, અને

ભિખાને પણ સાથે લઇ જાઓ, તે બહુ કામનો છે. યમુના અત્યારે કયાં રહે છે, શું કરે છે, એ બધા સમાચાર મેળવવાની જરૂર છે."

અરદેશરે જાણ્યું કે હજુ સુધી જમશેદજીએ મને જોયો નથી; પરંતુ એક સામાન્ય દાસીની શોધ માટે આટલો મોટો માણસ આટલી બધી ઉત્કંઠા રાખે એ અરદેશરને મન ભારે અજાયબી જેવું લાગ્યું.

હવે જમશેદજીએ અરદેશર સામું જોયું; અરદેશર નમન કરી જમશેદજી સામે ઉભો રહ્યો. તેને જોતાંજ જમશેદજીનું ગંભીર મુખ અકસ્માત પ્રફુલ્લ થઇ ગયું; તેણે પૂછ્યું, "તમારું નામ અરદેશર ?"

અરદેશરે કહ્યું:—" હા સાહેબ."

જમશેદજીએ કહ્યું:—" તમારી સાથે મારે ઘણી વાતચીત કરવાની છે; મારા ખાનગી ઓરડામાં ચાલો."

બંને બીજા માળના એક ભપકાદાર ઓરડામાં આવી પહોંચ્યા.

જમશેદજી અરદેશરને એક ખુરસી બતાવી પોતે પોતાની ખુરશીપર બેઠો, ત્યારપછી તે બોલ્યો:—" મેં મારા વૃદ્ધ મિત્ર હીરાજી પાસેથી તમારી વાત સાંભળી છે, તેણે મને કહ્યું છે કે તમે બહુ ગરીબ હાલતમાં છો, નોકરી વિના બેઠા છો, પણ બહુજ કામના માણસ છો. તમે જ્યારે નોકરી ધંધા વિના બેઠા છો, ત્યારે કંઇપણ કામ મળે તો તે કરવામાં તમને હરકત નહિ હોય ?"

અરદેશરે કહ્યું:—" આપે જે વાત સાંભળી છે તે ખરી છે."

જમશેદજીએ કહ્યું:—" વારૂ; પરંતુ તમારે માટે કંઈપણ નોકરી મેળવવાનો પ્રયત્ન કરવા માંડયાં પહેલાં તમારા ભૂતકાળનાં જીવન વિષે બધું જાણવા ઇચ્છું છું.

અરદેશર માથું નીચું કરી બેસી રહ્યો.

જમશેદજીએ કહ્યું:—" જો કે હું એમ પૂછવામાં શિષ્ટાચારની હદ ઓળંગી જાઉં છું, છતાં તે સિવાય બીજો રસ્તો નથી; જે માણસપર વિશ્વાસ લાવી તેને કાંઈપણ જવાબદારીવાળું કામ આપવું હોય તેનાં આગલાં-પાછલાં જીવનનો ક્યાસ કરવો જરૂરનો છે. હીરાજીએ કહ્યું છે કે તમે ખૂબ ઉત્સાહી, ધર્મભીરૂ અને મહેનતુ છો;

તમને જોતાંજ મને એ વાતપર પૂરે પૂરો વિશ્વાસ બેસે છે; તોપણ તમારા સંબંધની બધી વાત મારે જાણવાની જરૂર છે; મને આશા છે કે તે મારું ઉદ્દેશ્યહીન કૌતુહલ માત્ર માનશો નહિ: "

અરદેશરે કહ્યું:—" આપની પાસે છુપાવવા જેવું કશું નથી; હું બધી વાત કહેવા માટે તૈયાર થઈ અહિં આવ્યો છું. "

જમશેદજી લગાર હસીને બોલ્યો:—" તે માટે તમને ધન્યવાદ આપું છું; પરંતુ મારી પાસે કોઈ પણ વાત છૂપી રાખવી એ સહજ નથી. હું તમારા સંબંધમાં કંઈ પણ જાણતો નથી, એમ ધારવા નહિ; હું તમારા સંબંધમાં કેટલું જાણું છું, તેની તપાસ કરવી હોય તો જુઓ "—એમ કહી જમશેદજીએ ટેબલપર પડેલો એક ચોપડો ઉઘાડયો, તેનાં પાનાં ઉથલાવતાં ઉથલાવતાં એક પાનું શોધી કાઢી તે બોલ્યો, " તમારૂં નામ અરદેશર, અમદાવાદના કેમ્પમાં તમારો જન્મ છે; ૧૮૬૪ ની ૨૦ મી જાન્યુઆરી તમારી જન્મ તારીખ છે; માટે તમારી ઉમર અત્યારે ત્રેવીસ વરસની છે. "

અરદેશરે કહ્યું:—" આપની વાત સાચી છે. "–થોડીવાર ચૂપ રહી જમશેદજી બોલ્યો, " તમારી માતા તમારા પિતાની વિવાહિતા સ્ત્રી નહોતાં. " અરદેશર ચમકયો.

તેજ વખતે કદાચ તે ઓરડામાં વજ્રપાત થાત તોપણ અરદેશર આટલો બધો ચમકત નહિ. જમશેદજીની વાતથી તે ક્ષણવાર સ્તંભિત બની ગયો; ત્યારપછી બોલ્યો:–" હું જાણતો નહોતો કે આપના મિત્ર હિરાજીએ મારા સંબંધીની આવી ઝીણી ઝીણી હકીકત પણ આપને જણાવી છે. "

જમશેદજી બોલ્યો:—" તમારા સંબંધમાં હજુ વધુ વાત પણ હું જાણું છું; તમારાં ભરણપોષણને માટે વાર્ષિક છસો રૂપીઆનું લવાજમ નક્કી થયું હતું; એ રૂપીઆ તમારી મા કોઇ એક ગૃહસ્થ પાસેથી મેળવતાં હતાં. "

આ વાતથી અરદેશર એકદમ ખુરશી છોડી ઉભો થયો, તે નિસ્તબ્ધ ભાવે જમશેદજી સામે જોઈ બોલ્યો:—" આ વાત આપે કયાંથી મેળવી? મારા મુંબાઇમાં આવ્યા બાદ મેં કોઇને પણ એ વાત કહી નથી. "

જમશેદજીએ મ્હોં ઉંચું કર્યા સિવાય કહ્યું, " મારા કામ સબબ

મારે આથી પણ છૂપી વાતો એકઠી કરવી પડે છે; વારુ, મારી પાસે કોઇ પણ વાત છૂપી રાખવાનું કારણ નથી; તમે ખુશીથી બધી વાત કહેશો. તમારા ભરણપોષણના રૂપીઆ તમારી મા કેટકેટલા માસે મેળવતાં હતાં ?"

અરદેશરે કહ્યું:—"ત્રણ ત્રણ માસે."

જમશેદજીએ પૂછ્યું:—"એ રૂપીઆ કોની પાસેથી આવતા તે તમે કહી શકશો ?"

અરદેશરે કહ્યું:—"એક પારસી વકીલ તે પૈસા મોકલતા હતા."

જમશેદજીએ પૂછ્યું:—"એ વકીલ કોણ છે ? તેને તમે ઓળખો છો ?"

અરદેશરે કહ્યું:—"ના સાહેબ."

થોડીવાર ચૂપ રહી જમશેદજીએ પૂછ્યું:—"એ વકીલ જાતે તમને રૂપીઆ આપી જતો ?"

અરદેશરે કહ્યું:—"ના, તેનો એક અસીલ અમને એ રૂપીઆ આપી જતો."

જમશેદજીએ પૂછ્યું:—"એ વાત કેવી રીતે જાણી ?"

અરદેશરે કહ્યું:—"મારી મા કદી પણ જૂઠું કહેતી નહિ; તેણે મને કહ્યું હતું કે મારા જન્મ પહેલાં મારા પિતાનું મૃત્યુ થયું હતું એક દિવસ મેં તેને અમારા આશ્રયદાતાનું નામ પૂછ્યું હતું; મારી મા એ વાત સાંભળી રડવા લાગી. તે પછી મેં તે સંબંધમાં તેને કંઇ પૂછ્યું નથી, હું અમારા અન્નદાતાનું નામ પણ જાણી શક્યો નથી; પરંતુ તે મારા પિતા નહોતા તેમાં તો કંઈ શંકા નથી."

જમશેદજીએ પૂછ્યું:—"તમારી માના મરણ પછી એ સહાય બંધ થઇ હતી ?"

અરદેશરે કહ્યું:—"ના આજથી લગભગ એક વરસ પહેલાં મારી માએ મને કહ્યું કે કોઇ એક સદ્‌ગૃહસ્થ તારા જન્મથી તે અત્યાર સુધી તારા ભરણપોષણ નિમિત્તે પૈસા આપતા હતા, પરંતુ હવે તારી ઉમર થઇ છે. હવે વધુ સહાયતા લેવી એ યોગ્ય નથી; હવે તું તારાં ભરણપોષણનો ભાર ઉપાડી લે—"એ પછી ત્રણેક માસ વીત્યા બાદ મારી મા મરણ પામી."

માતાનાં વચનો યાદ આવતાં અરદેશરની આંખોમાં આંસૂ આવ્યાં; વાત અટકી ગઈ પરંતુ તેણે મન દૃઢ રાખી કહ્યું, "મારી મા મરણ વખતે મને કોઈ પણ વાત કહી ગઈ નથી; અત્યારે આ સંસારમાં મારૂં કોઈ નથી."

જમશેદજીએ કહ્યું:—" તમારૂં આ અનુમાન બરાબર નથી; તમે પાછળથી જાણશો કે તમારૂં મોટામાં મોટું સગું હજુ જીવતું છે. તમે અસહાય નથી; અત્યારે તો મનેજ તમે મિત્ર ગણજો. તમે તમારી માના મરણ પછી થોડાજ દિવસોમાં તમારી માની જે મિલ્કત હતી તે વેચી મુંબાઈ આવ્યા છો."

અરદેશર બોલ્યો:—" મને વિશ્વાસ હતો કે, મુંબાઈ જેવાં મોટાં શહેરમાં—"

જમશેદજીએ તેને અટકાવી કહ્યું:—" તમને જલ્દી ભરણપોષણ જોગો ધંધો મળી જશે,—એમ ધારવું એ તમારા ઓછા અનુભવનું કામ છે. દર વરસે હજારો યુવકો કેટલીય આશા અને આકાંક્ષાથી મગ્ન બની દેશનાં ગામડામાંથી આ મોહમયી નગરીમાં આવી જીવન સંગ્રામમાં પ્રવૃત થાય છે; નાના પ્રકારની ઉજ્વળ કલ્પનાથી તેનું જીવન મોહ મુગ્ધ થાય છે; પરંતુ એકેક વરસ જતાં તેઓ સમજી જાય છે કે, જીવન સંગ્રામમાં જય મેળવવાનું કામ સહેલું નથી. દેશમાંથી જેટલા યુવકો સફળતા મેળવવાને બહાને અહીં આવે છે. તેઓમાંના સેંકડે એકાદની આશા તેનાં ધારેલાં સ્વપ્નો પણ પાર પડતાં નથી; તેમાનાનાં અનેકનાં જીવન ભારવહ અને વિડંબના પૂર્ણ થઇ પડે છે."

અરદેશર શો ઉત્તર આપવો તે ન ધારી શકવાથી ચૂપ રહ્યો,

જમશેદજીએ કહ્યું:—" પણ તમે એકલા આવ્યા નથી, એક યુવતી પણ તમારી સાથે છે, તેનું નામ જરબાનુ ખરૂં કે?"

અરદેશરે કહ્યું:—"એ વાત જાણવી આપ જેવા માટે અસંભવિત નથી, આપે એ વાત મારા પડોશી હીરાજી પાસેથી સાંભળી હશે, પરંતુ મારી બધી વાત સાંભળશો એટલે મારા ઉદ્દેશની નિન્દા નહિ કરો."

જમશેદજીએ કહ્યું:—"તમારા ઉદ્દેશની નિંદા કરવી એવો મારો અભિપ્રાય નથી, તમારી અવસ્થા સંબંધમાં હું બોલું છું. તમારી સાથે જે કંઇ હતું તે થોડા દિવસ નવરા બેસી રહેવાથી ખૂટી ગયું. તેથી તમે કંઇ આશ્રય ન મળવાથી પેસ્તનજીની હોટલમાં આશ્રય લીધો હતો; પરંતુ ત્યાં પણ રહેવું મુશ્કેલ જણાયું, પૈસા કમાવાના તમે ઘણા ઘણા પ્રયત્નો કર્યા પણ તે બધામાં સફળતા મેળવી શક્યા નહિ; ત્યારે પછી આત્મહત્યાનો સંકલ્પ કર્યો. આ વખતે તમે મારા મિત્ર હીરાજી પાસેથી સહાયતા મેળવી."

અરદેશર નવાઇ પામી બોલ્યો:—" આપ શું સર્વજ્ઞ છો? ખરેખર હું દ્રવ્ય ન મળવાથી હતાશ થઇ ગયો હતો. આ વખતે હું શું

કરત તે કહી શકતો નથી, પણ આપના મિત્રની દયાથી અકુલ સમુદ્રમાં કંઈ આશ્રય સ્થાન મળ્યું. ત્યારપછી તો આપના જેવા દયાળુને આશ્રયે આવી ચઢયો છું."

જમશેદજીએ કહ્યું:—"તમે તમારા પેલા ગળાના બંધને તોડી શકશો?"

અરદેશરે કહ્યું:—'આપ શું જરબાનુનો ત્યાગ કરવાનું કહો છો, એ મને ભારે પડશે એમ ધાર્યું હોત તો હું તેને સાથે તેડી લાવતજ નહિ. હું જરબાનુને વિવાહ કરવા માટેજ અહિં લાવ્યો છું, કોઈપણ ખરાબ વિચારથી લાવ્યો નથી."

જમશેદજી બેઠો હતો તે ઉભો થઇ ગયો; લગાર વિચલિત થઈ બોલ્યો:—"વારુ, તમારૂં સાહસ કંઈ ન્હાનું સૂનું નથી! જે પોતે ખાઇ શકતો નથી તેને માટે આવાં લફરાંને ખવરાવવાની ઇચ્છા કરવી એ ખૂબ પ્રશંસનીય છે, એમાં કંઈ સંદેહ નથી. મને લાગે છે કે આવી અવસ્થામાં નોકરી નહિ કરો તો તમારૂં ચાલશે નહિ. પરંતુ મને જણાય છે કે તમારી કોઇપણ બાબતમાં માહિતગારી નથી; તમને નોકરી કોણ આપશે? વારૂ, તમે જ્યારે મારો આશ્રય લીધો છે, ત્યારે હું તમને રજા આપીશ નહિ, તમને એકાદ નોકરી આપીશજ. હમણાં તો માસિક ત્રણસો રૂપીયાના પગારની કોઇપણ નોકરી તમારે ચાલશે?"

અરદેશરને શો જવાબ આપવો તે સૂઝયું નહિ; કારણકે ઉપલી વાતમાં તેને વિશ્વાસ બેઠો નહિ. છેવટે મર્માહત ભાવે બોલ્યો, "મહાશય, જે નિરૂપાય વ્યક્તિ આપને આશરે આવી પડી છે, તેની સાથે આવી મશકરીની વાત કરવી યોગ્ય છે કે? આપની સહાયતા માગનાર સાથે મશ્કરી કરવી એ આપના જેવા મહાન માણસનું કર્તવ્ય છે કે?"

જમશેદજીએ કહ્યું:—"કોણે કહ્યું કે હું તમારી મશ્કરી કરૂં છું? હું જે કહું છું? તે ખરૂં છે તેનું તમે પ્રત્યક્ષ–પ્રમાણ માગો છો? તે આપવામાં મને કંઇપણ અડચણ નથી; તમને હું એક માસનો પગાર આગળથી આપીશ." એમ કહી જમશેદજીએ ટેબલના ખાનામાંથી ત્રણસો રૂપીઆની નોટો કાઢી અરદેશરને આપવા પોતાનો હાથ લંબાવ્યો.

અરદેશર ક્ષણકાળ માટે વિસ્મય અને આનંદમાં ગરક થઈ ગયો, તે પછી તે દૃઢ સ્વરે બોલ્યો:—"ના સાહેબ, હું ત્રણસો રૂપી-

આની નોકરી કરવાને યોગ્ય છું કે નહિ તેની ખાત્રી આપ્યા સિવાય એ રૂપીઆ લેવાને ઇચ્છતો નથી."

જમશેદજીએ હસતાં હસતાં કહ્યું:—"તમારી પર હું જે કામનો ભાર મૂકવા ઇચ્છું છું, તે કામ માટે તમે અયોગ્ય નથી, એમ ધારીનેજ હું તમને નોકરી આપું છું; માટે આ રૂપીઆ લેવામાં તમને કંઈ અડચણ નથી. તમારે શું કામ કરવાનું છે તે બાબત ગઇ કાલે હું તમને જણાવીશ; આજે મારે ઘણું કામ છે, તેથી આજે કંઇ કહીશ નહિ; તોપણ એક વાત કહી રાખું છું કે હવે તમારી અવસ્થા ફરી છે, માટે પેસ્તનજીની હૉટલ છોડી કોઈ ગૃહસ્થની માફક બીજું સારૂં ઘર ભાડે લઈ રહો."

અરદેશર જમશેદજીને સલામ કરી ચાલ્યો ગયો.

અરદેશર ગયો એટલે જમશેદજી ઉઠી પાસેના ઓરડાનાં બારણાં પાસે આવી ઉભો, અને બૂમ પાડી, "ડૉકટર લલ્લુભાઈ! છોકરાને રજા આપી છે, હવે બહાર આવો."

ડૉકટર લલ્લુભાઈ જમશેદજીના અતિ વિશ્વાસુ મિત્ર છે. ડૉકટર સાહેબ છૂપી ઓરડીમાંથી બહાર આવી હસતા હસતા બોલ્યા, "તમારી વાતો તો પૂરીજ થતી નહોતી, એક જગાએ ગુપચુપ બેસી રહી મારી તો કમર રહી ગઇ."

જમશેદજીએ કહ્યું:—"કમર રહી જવાનો આ ફક્ત આરંભ માત્ર છે, અત્યારથીજ આમ કાયર બની જશો તો ચાલશે કેમ, છોકરાને જોયો?"

ડૉકટરે કહ્યું:—"બહુ સારી રીતે જોયો, વાતચીત પણ પૂરેપૂરી સાંભળી; મને લાગે છે કે એવાં બધાં કામમાં તમારૂં મગજ બહુ ખાલે છે! હીરાજીને હાથે તેની બધી કેળવણી પૂરી થશે, હીરાજી તેને પોતાનાં સકંજામાં લઈ મીણનાં પૂતળાંની માફક મરજી પ્રમાણે બનાવશે.

---

# પ્રકરણ ૫ મું

## પડદા પાછળ

અરદેશર ગયો એટલે જમશેદજી ઑફિસના પેલાં ગુપ્ત ગૃહમાંથી બહાર આવેલા ગૃહસ્થ સાથે વાતચીત કરવા લાગ્યો, તે એક ડૉક્ટર હતો, તેનું નામ લલ્લુભાઇ હતું. ડૉક્ટરની ઉમર પચાસ વર્ષથી કાંઇક વધૂ હતી. શરીરે પણ પુષ્ટ અને બળવાન હતો.

જમશેદજીએ પૂછ્યું:—"મેં તમને જ્યારે આ છૂપી ઓરડીમાં છૂપાઇ રહેવાનું જણાવ્યું ત્યારે તમે મારી મતલબ સમજી શકયા નહિ હો; મેં એક જબરૂં કામ માથે લીધું છે, તેમાં તમારી સહાયતાની જરૂર છે; જરા સરખી ભૂલ થશે તો આપણું સત્યાનાશ વળી જશે."

ડૉક્ટરે જવાબ આપ્યો:—"તમારા તરફ મને પૂરતો વિશ્વાસ છે; તમે જે કામ હાથમાં લો છો તેમાં લગભગ નિષ્ફળ જતાજ નથી."

જમશેદજીએ કહ્યું:—"તે ખરુ છે, પરંતુ જયની સાથે પરાજયનો નિત્ય સંબંધ છે; આજે જય થયો છે, તો કાલે પરાજય પણ થાય."

ડૉક્ટરે કહ્યું:—"હું તો દાકતર છું, માણસોની નાડી તપાસી ઔષધ આપતાં મને ઠીક આવડે છે; જો તમને કોઇપણ અગત્યનું કામ હોય તો બમનજીને એક વખત બોલાવવા જોઇએ, તે વકીલ છે, તેથી એવી બાબતોમાં વધુ સારો ખુલાસો કરી શકશે."

જમશેદજીએ કહ્યું:—"તે હું જાણું છું, પરંતુ હવે તેનો વિશ્વાસ કરવાની મરજી થતી નથી; છૂપી મસલત માટે તેને બોલાવવાનું સાહસ હું કરી શકું તેમ નથી."

ડૉક્ટરે નવાઇ પામી પ્રશ્ન કર્યો, "એમ કેમ કહો છો ?"

જમશેદજીએ કહ્યું, "આપણે ત્રણેએ ગુપ્ત વેપારથી થોડા પૈસા મેળવ્યા નથી; મેં અને તમે જેટલું મેળવ્યું તેટલું પાણીની માફક ખરચી નાખ્યું છે; પરંતુ બમનજીએ લાખ કરતાં પણ વધૂ પૈસો એકઠો કર્યો છે ! હાથમાં પૈસા આવે કે તરત ડગલે ડગલે ભય અને સંદેહ પેદા થાય છે. બમનજી આથી આપણી સાથે કોઇપણ સાહસિક કાર્યમાં હાથ નાખવા ઇચ્છતા નથી, તે આપણને પણ જીવિકા

માટે બીજો રસ્તો ગ્રહણ કરવાનું કહે છે, આપણને સાધુ થવાનો ઉપદેશ આપે છે! પરંતુ હજુ સુધી પણ તે આપણી ઉપજનો ભાગ લેવા ના પાડતા નથી; પૈસાના લોભથી વારંવાર આપણને મળવા આવે છે, હવે મારી ઉંમર થઈ છે, મહેનત કરવાની શક્તિ પણ ઓછી થતી જાય છે; હવે થોડોક એવો શિકાર પકડવો પડશે કે વૃદ્ધાવસ્થામાં મારે ભૂખે મરવું ન પડે, જો તેમ નહિ થાય તો ભવિષ્યમાં મારે ભૂખે મરવું પડશે."

ડૉકટરે કહ્યું:—"તમે બરાબર કહ્યું."

જમશેદજીએ કહ્યું:—"હવે આપણે ખૂબ હોશિઆરીથી કામ કરવું પડશે, લાંબો વિચાર કર્યા પછી મેં એક એવું વિશાળ દુર્ભેદ્ય ષડ્યંત્ર ગોઠવ્યું છે કે જો તે કદી પણ સફળ થાય તો થોડાજ દિવસમાં આપણે લાખોપતિ થઈ શકશું, તેથી દસ-વીસ લાખ રૂપીઆ આપણા હાથમાં આવી પડશે; પરંતુ આ સાધનાની સિદ્ધિ માટે જેટલી તમારી સહાયતાની આવશ્યકતા છે, તેટલી બમનજીની સહાયતાની આવશ્યકતા નથી; જો તમે તમારી ડાકટરી વિદ્યાનાં બળે આ જાળને તાણી કોઈ પણ રીતે બરાબર બિછાવી શકો તો પછી બાજી જીતાઇજ સમજવી."

ડૉકટરે કહ્યું:—"મને શું કરવાનું કહો છો તે બોલો."

જમશેદજીએ કહ્યું:—"જે કાર્યમાં હાથ ઘાલ્યો છે તે અતિ કઠણ કામ છે; તે સફળ થાય તો અતુલ ઐશ્વર્ય મળવાની આશા છે ખરી, પરંતુ જો તે નિષ્ફળ થાય તો આપણું બધું નાશ પામશે! જો પકડાયા તો ફાંસી અથવા દેશનિકાલની સજા થવાની."

ડૉકટરે કહ્યું:—"સ્વાર્થસિદ્ધિને માટે કદી કદી જીવન પણ જોખમમાં આવી પડે, જેને લાખોપતિ થવાની વાસના છે, તેણે સામે દુર્લંઘ્ય બાધા જોઇ પાછાં પગલાં ન કરવાં જોઇએ; હું તે માટેની બીક રાખતો નથી."

જમશેદજી પ્રસન્ન મુખે બોલ્યો:—"તમે ઠીક કહ્યું; જે જે લોકો આપણી સ્વાર્થસિદ્ધિને માટે આપણાં હથિઆર બનવાનાં છે, તેમાંનાં એકને આજે હાથમાં લીધું છે, તેને તમે ઓળખો છો!"

ડૉકટરે પૂછ્યું:—"તમે કોની વાત કહો છો, તે બરાબર સમજાતું નથી."

જમશેદજીએ કહ્યું:—"પેસ્તનજી શાપુરજીને તો તમે જાણો છો,

આપણો બીજો એક શિકાર બહેરામજી એજરા છે. ખાનબહાદુર બહેરામજી એજરાના સંબંધનાં કેટલાંક ગુપ્ત કારસ્થાનો એકઠાં કરવાં પડશે. મને ખબર મળી છે કે બહેરામજી અને તેની સ્ત્રીના જીવનમાં અનેક છૂપી વાતો છે; આપણી ઉદ્દેશ-સિદ્ધિને માટે આપણે એ રહસ્યો જાણવાં પડશે. તેઓમાંના બંનેને મૂઠીમાં નહિ આણી શકીએ ત્યાં સુધી આપણા સ્વાર્થની સિદ્ધિ થવાની નથી. અરદેશરને મેં નકામો ખોળવ્યો નથી, મને ખબર મળી છે કે તેના પિતાનું કંઇ ઠેકાણું નથી; જરૂર પડશે તો તેને કોઇ લક્ષાધિપતિના ખોવાએલા છોકરા તરીકે ગોઠવી દેતાં વાર લાગશે નહિ; તેની ખરી ઓળખાણ કોઈ જાણી શકશે નહિ, વળી તે બુદ્ધિમાન છે, ઉચ્ચાભિલાષી અને રૂપાળો છે; તે આપણાં તરકટમાં બરાબર સહાય કરી શકશે."

ડૉકટરે કહ્યું:-"પરંતુ એક અડચણ છે; તેની સાથે એક છોકરી છે; સાંભળવા મુજબ તેનું નામ જરબાનુ છે, જરબાનુ આપણા ઉદ્દેશ વચ્ચે મોટી અડચણ રૂપ થઇ પડશે."

જમશેદજીએ કહ્યું:-"એ અડચણ દૂર કરવી પડશે; આપણા સંકલ્પની સિદ્ધિની તુલનામાં યુવક યુવતીનો પ્રેમ તુચ્છ છે."

ડૉકટરે કહ્યું:—"એ કામને તમે બહુ સહેલું માનતા નહિ. પ્રેમની શક્તિ અમોઘ છે; કદાચ તમે ધાર્યું હશે કે અરદેશર તેને ખૂબ ચાહે છે, તેથી અરદેશરને કેઇ પણ બીજાં પ્રલોભનથી મુગ્ધ કરી દેતાંજ કાર્યસિદ્ધિ થશે. અરદેશર જો પોતાના સંમુખ સુખ અને ઐશ્વર્યનું પ્રલોભન જોશે, આબરૂદાર સમાજમાં ભળવાનો સુયોગ મેળવશે, તો તે જરબાનુને ફાટેલાં લુગડાંની માફક તજી દેશે તેમાં કંઈ સંદેહ નથી. પરંતુ જરબાનુને લીધેજ મોટી બીક છે. આજે જરબાનુ જો અરદેશર પ્રતિ વિમુખ હોય તો તેનું કારણ ભૂખમરોજ છે; પરંતુ કોઈપણ દિવસ તેનો અભાવ દૂર થાય, તેની અતૃપ્ત વિલાસ લાલસા પરિતૃપ્ત થાય, ત્યારે તે અરદેશરને મેળવવા માટે બધું અનાયાસે તુચ્છ માનશે."

જમશેદજી મશ્કરી ભર્યા અવાજે બોલ્યો:—"નારીચરિત્રમાં તમે ખૂબ ઉંડા ઉતર્યા લાગો છો ડૉકટર!"

ડૉકટરે કહ્યું:—"સ્ત્રી ચરિત્રમાં મારો પ્રવેશ હોય કે ન હોય, પણ મારૂં આ અનુમાન ખોટું નથી. જરબાનુ અરદેશરની સાથે અહિં આવી છે; કદાચ તેઓ વચ્ચે લાંબા સમયની ઓળખાણ હોય;

કદાચ જરબાનુ અરદેશરની માને પણ ઓળખતી હોય;—તમે નક્કી જાણજો કે આ અડચણ કંઇ જેવી તેવી નથી."

જમશેદજીએ કહ્યું:—"મેં કહ્યું છે કે ગમે તેમ કરીને હું એ બાધા દૂર કરીશજ."

ડૉકટરે કહ્યું:—"એક બીજી અડચણ છે; અરદેશરે કહ્યું છે કે તેની સગીર ઉમરમાં એક મોટા માણસે તેનાં પાલનનો ભાર લીધો હતો. અરદેશરે પોતે કહ્યું છે કે "તેના જન્મ પહેલાં તેના બાપનું મરણ થયું હતું;" આ અવસ્થામાં આપણે જાણવું જોઇએ કે તે મોટો માણસ તે કોણ?"

જમશેદજીએ કહ્યું:—"ખરેખર આપણે તે શોધી બહાર કાઢવું પડશે; આપણે જાણવું પડશે કે તે વ્યક્તિ હાલ જીવે છે કે મરી ગઈ છે, અને અરદેશર કયાં કારણથી તેની પાસેથી સહાયતા મેળવતો હતો; અસહાય તરફની દયા એજ આનું કારણ હોય તેમ મને જણાતું નથી."

ડૉકટરે કહ્યું:—"હજુ એક વાત રહી, કદાચ અરદેશરજ એક દિવસ આપણા હેતુની સિદ્ધિને અટકાવ કરનાર થઈ પડે, અકસ્માત એક દિવસ તે વાંકો થઈ બેસે, ધારો કે આપણાં તરકટમાં ભળવાને એ અસંમતિ આપે, સાધુ પુરુષની રીતે નિરાપદે જીવન ગાળવાની તેની ઇચ્છા હોય, તો તમે શું કરશો? પ્રલોભનવડે તેને ભૂલાવી શકીશું એ શું નક્કી છે?"

જમશેદજીએ કહ્યું:—"તે બીક રાખવાની નથી; હીરાજીએ તેની બરાબર પરીક્ષા કરી મારી પાસે લાવ્યો છે. જેનું મન સદા સુખ મેળવવાનેજ દોડયા કરે છે, જે અભાગિયો કર્મ કરવા ઇચ્છતો નથી છતાં પગથી તે શિખાપર્યન્ત દાંભિકતાથી પૂર્ણ છે; જે પોતાની દરિદ્રતાથી શરમ પામે છે; તે આટલો બધો લોભ, ભવિષ્યમાં મળવાનું આટલું બધું સુખ તજી શકશે? એ તદ્દન અસંભવિત છે. મેં કહ્યું છે તેમ હું તેને મારી ઇચ્છા મુજબ ચલાવીશ; અરેબિયન નાઇટસમાં જેમ નવાબ જેવા દીવાનો દૈત્ય અલાઉદીનનો ગુલામ થઈ રહ્યો હતો, તેમ અરદેશર પણ મારો દાસ થઈ રહેશે."

ડૉકટરે કહ્યું:—"નાણાંનાં રૂપની સાંકળથી અરદેશરને બાંધી શકશો કે?"

જમશેદજીએ કહ્યું:—"એ બાબતમાં તમે શંકા રાખોજ નહિ;

યુવક-યુવતિનો પ્રેમ મોહ માત્ર છે, તે મોહની ઉત્પત્તિ કરવી અતિ સહજ વાત છે."

ડૉકટરે કહ્યું:-"પરંતુ યાદ રાખજો કે જરબાનુનો મોહ દૂર કરવો સહેલ નથી."

જમશેદજીએ કહ્યું:-"તમારી મદદ માગવાનું એ પણ એક કારણ છે. તમારી ડાકટરી વિદ્યામાં એવું કોઈ ઔષધ નથી, કે જેની સહાયતાથી એ યુવતીને બદશિકલ બનાવી શકાય? મને લાગે છે કે કોઇ પણ ઉપાયે તો તેને શીતળા નીકળે તો તેનું રુપ જતું રહે ખરૂં."

ડૉકટરે કહ્યું:-"ઔષધ વડે તેનું રૂપ બગાડવામાં શો લાભ? તેનું મન જેથી અરદેશર પરથી ઉઠી જાય તેવો કોઇ પણ ઉપાય કરી શકશો?"

જમશેદજીએ કહ્યું:—તેનો ઉપાય પહેલેથીજ કરી રાખ્યો છે; મને લાગે છે કે તમે જહાંગીરજી કામાને ઓળખો છો, છોકરો આટલી નાની ઉમરથીજ હાથથી ગયો છે! આપણાં તરફથી જરબાનુ સહજમાં તેના હાથમાં આવશે, જરબાનુ અરદેશરને ભૂલી જશે, તેમાં શક રાખવાપણું છેજ નહિ. પેસ્તનજી શાપુરજી પણ આપણી સંકલ્પ–સિદ્ધિને મદદ કરશે, તોપણ તેની એક હઠ આપણે પૂરી કરવી પડશે."

ડૉકટરે પૂછ્યું:-"શી હઠ?"

જમશેદજીએ કહ્યું:—"કરોડપતિ સર ખુરશેદજી મેતાની પુત્રી કર્ણેલિયા સાથે તેનો વિવાહ કરાવવો પડશે."

ડૉકટરે નવાઇ પામી કહ્યું:-"પેસ્તનજીને હું ઓળખું છું; તે ભયંકર માણુસ છે, લુચ્ચો, બદમાસ, મૂર્ખ અને લંપટ છે; તે ગળાં સુધી દેવામાં ડુબેલો છે, તેના જેવા એક ગધેડા સાથે સર ખુરશેદજી મેતાની પરી જેવી કર્ણેલિયાનો વિવાહ થશે કે! તે ગાંડો થયો છે કે શું?"

જમશેદજીએ કહ્યું:-"ના, તે પૂરેપૂરો તંદુરસ્ત છે, પ્રયત્નને અસાધ્ય કર્મ એકેય નથી. હું જાણું છું કે કર્ણેલિયા સાથે ધનકુબેર સોદાગર દીનશા કાવસજી દસ્તુર સાહેબનો વિવાહ કરવાનું નક્કી થઇ ચૂક્યું છે, પરંતુ આ સંબંધ તોડવો પડશે."

ડૉકટરનું કૌતુક વધ્યું, તે નવાઇ પામી બોલ્યો:—"શું કહ્યું? દીનશા કાવસજી દસ્તુરને જમાઇ રૂપે મેળવવા એ મોટાં ભાગ્યની

નિશાની છે; રૂપ, ગુણ, વિદ્યા, બુદ્ધિ, ધન અને વંશમાં એવો માણસ પારસી જાતિમાં નથી એમ કહીશું તોપણ ચાલશે; આ સંબંધ તોડવો સહજ નથી."

જમશેદજી પોતાનો જમણો હાથ છાતીપર ઠોકી બોલ્યો,—"પરંતુ મારાથી તે બની શકશે. આ વિવાહ ન થાય એવી મારી ઇચ્છા છે, માટે એ સંબંધ તોડી નંખાવીશ. ઇશ્વર મારા સહાયક છે."

ડૉકટર લલ્લુભાઇ જમશેદજીના મ્હોં સામું જોઇ બોલ્યોઃ—"શયતાન તમારો સહાયક છે!"

—:૦:—

## પ્રકરણ ૬ ઠું

## મોટાંના ઘરના ભોપાળાં

મુંબાઇનું એપોલો બંદરનું સ્થાન કલકત્તાની ચોરંગીની માફક સમૃદ્ધિ સંપન્ન છે; ત્યાં મોટા મોટા વેપારીની ઑફિસો, હૉટલો, સેલર્સહોમ, કલબ, કસ્ટમહાઉસ વગેરે મોટી મોટી મહોલાતો છે, અનેક લક્ષાધિપતિ શેઠ શાહુકારોની રમણીય અટ્ટાલિકા પણ પુષ્કળ છે. એ મહોલાતોની માંહે "રેસ્ટ" નામની પ્રસિદ્ધ મહોલાતમાં પ્રસિદ્ધ ધનકુબેર સર ખુરશેદજી મેતા પોતાનાં કુટુમ્બ સહિત રહેતા હતા.

પાશ્ચાત્ય ભાવાપન્ન વિલાસી ધનકુબેરોના બંગલા જે રીતે બાંધેલા હોય છે, તેજ પ્રમાણે આ બંગલો પણ બાંધેલો હતો, તેજ પ્રમાણે સુસજ્જિત, ચોકખા ઓરડાઓની હારો હતી. બંગલાની સાથેના બાગમાં કેટલાંક ફુલ ઝાડ હતાં, દરેક ઝાડપર વન પંખીઓનું મધુર કૂજન થતું હતું; નિર્મળ પાણીના ફુવારા ઉડતા હતા; અશ્વશાળામાં અરબ્બી ઘોડા હણહણાટ કરતા હતા; બબર્ચિખાનામાં મુસલમાની અને ગુજરાતી બબર્ચિનો સમુદાય જણાતો હતો, અને ફાટક આગળ હથિઆરબંધ થઇ એક મરાઠી દરવાન પેરો ભરતો હતો;—આ બધું મળી મેતા સાહેબના આ અમરાવતી તૂલ્ય બંગલાને ઐશ્વર્યની માદકતા અને વિલાસનાં ચાંચલ્યથી પરિપૂર્ણ બનાવી મૂકતાં હતાં.

એક દિવસ બપોર પછી બે પારસી ગૃહસ્થ આ બંગલાની સામેના રાજમાર્ગ પર ધીરે ધીરે ફરતા હતા; તે બંને ગૃહસ્થો વાં-

ચનારના જાણીતા છે, તેમાંનો એક હતો જમશેદજી અને બીજો હતો ડૉક્ટર લલ્લુભાઇ.

જમશેદજીએ કહ્યું:—"મેતા સાહેબનાં કુટુંબ સાથે તમારો મેળ કેવોક છે ?"

ડૉક્ટરે કહ્યું:—"હું તો એક સામાન્ય ડૉક્ટર છું; મેતા સાહેબનાં કુટુંબ સાથે મારો બહુ પરિચય થવો સંભવિત નથી."

જમશેદજીએ કહ્યું:—"મેતા સાહેબની સ્ત્રી સાથે તો ખરેખર તમને ઓળખાણ છેજ; તેને તમારે બે ચાર વાતો કહેવી હોય તો તેમ કરવાની તમને સગવડ છે કે નહિ તે જાણવા ઇચ્છું છું. મેં નક્કી કર્યું છે કે હું જાતે મેતા સાહેબની સાથે મેળાપ કરીશ; પરંતુ તેની સ્ત્રી સાથે વાતચીત ન થાય તો કામ જોઇએ તેવું થશે નહિ."

ડૉક્ટર નવાઈ પામી જમશેદજી સામે જોઈ રહ્યો. ત્યાર પછી ગંભીર સ્વરે બોલ્યો:—"તમે તેની સાથે મેળાપ કરવા જશો ! તમે તેને ઓળખતા નથી, ખૂબ હોશિઆરીથી વાતચીત કરશો; તે એવા તો ક્રોધી છે કે જરા પણ અપ્રીતિકર વાત સાંભળતાંજ તે ધક્કામારી ઘર બહાર કહાડશે."

જમશેદજીએ કહ્યું:—"તે માટે તમારે ચિંતા રાખવાની જરૂર નથી, ઝેરી સાપ સાથે રમત કરવાની મને ટેવ છે; દીનશા કાવસજી દસ્તુર સાથેનો મેતા સાહેબની કન્યાનો સંબંધ તૂટે તે માટે બે તરફથી પ્રયત્ન કરવો પડશે. તમે મેતા સાહેબની સ્ત્રી આગળ પેસ્તનજી શાપુરજીને માટે કર્ણેલિઆનું માગું કરજો; દસ્તુર સાહેબ વિરુદ્ધ તમારે કંઈ પણ કહેવાની જરૂર નથી."

મેતા સાહેબના બંગલાથી થોડે દૂર એડમસ્ટ્રીટનું નાકું હતું, ત્યાં આવી જમશેદજીએ ડૉક્ટરને કહ્યું:—"તમે અહિં લગાર રાહ જૂઓ; હું મેતા સાહેબ સાથે મેળાપ કરવાની આ વખતે સગવડ મળશે કે નહિ તેની તપાસ કરી આવું; જો હું અરધા કલાકમાં ન આવું તો જાણજો કે મારો તેમની સાથે મેળાપ થયો છે. ત્યાર પછી તમે મેતા સાહેબની સ્ત્રીને મળવા જજો."

ટાવરમાં ટંનન્ કરતા પાંચ વાગ્યા; જમશેદજીએ મેતા સાહેબના બંગલાના દરવાજામાં પ્રવેશ ન કરતાં થોડે દૂર આવેલી એક દારૂની દુકાનમાં પ્રવેશ કર્યો.

દુકાનદારે તેને પૂછ્યું:—"શું જોઇએ સાહેબ ?"

જમશેદજી બોલ્યાઃ-" સર ખુરશેદજી મેતાના ખાનસમા બેજનજી સાથે મેળાપ કરવાની મારે જરૂર છે; આજ આ વખતે અહીંજ તેની સાથે મેળાપ થશે એમ તેણે કહ્યું હતું."

દુકાનદારે કંઇ પણ વાત ન કહેતાં પાસેની એક ઓરડી તરફ આંગળી કરી.

જમશેદજીએ એ ઓરડીમાં પ્રવેશ કરી જોયું કે ખાનસામાજી તે વખતે મહા આનંદમાં હતા ! તે જમશેદજીને જોતાંજ ઉત્સાહ પૂર્વક ઉઠી ઉભા થયા, અને તેને એક બેંચપર બેસાડી બોલ્યા, "ઘણો વખત થયાં આપની રાહ જોઉં છું; બેઠાં બેઠાં કંઇ કામ કરવા માટે એકાદ બોટલ પૂરી કરી છે, એકાદ બોટલ મગાવું ?"

જમશેદજીએ માથું હલાવી કહ્યું:—"ના ના, આજે જરૂર નથી; મારૂં શરીર બહુ સારૂં નથી, તેથી આજે નહિ પીઉં." પરંતુ તેની આ વાત પાંચ મિનિટ પણ પળાઈ નહિ, પાંચ મિનિટમાં પતિત પાવની વારૂણી કાચમય આધારમાંથી સ્ફટિકપાત્રમાં પડી અને જોતજોતામાં તેણે જમશેદજીના ઉદરમાં આશ્રય લીધો. ધીમે ધીમે બોટલ ખાલી થઈ વાતચિત પણ જામવા લાગી.

જમશેદજીએ કહ્યું:-"આપની સાથે એકાદ બે ખૂબ છૂપી વાત છે. પરંતુ આ દુકાનમાં તે કહેવાય તેમ નથી."

બેજનજીએ કહ્યું:-આ ઘર એવી બાબતમાં સુરક્ષિત નથી એ ખરૂં, પરંતુ પાસેની આ કોટડીમાં જઇ બારણું બંધ કરી દઇશું તો હરકત નહિ આવે. "—બેજનજીએ એક નોકરને બોલાવી કંઇક ઇસારત કરી, ત્યાર પછી જમશેદજી સાથે તે પેલી કોટડીમાં જઇ પહોંચ્યો.

ચાકર એક બૉટલ દારૂ અને એક બે કાચનાં ગ્લાસ ટેબલપર મુકી ઓરડીનાં બારણાંની બ્હારથી સાંકળ ચઢાવી ચાલ્યો ગયો.

જમશેદજીએ કહ્યું:—"તમારા શેઠ કેવા માણસ છે ?"

બેજનજીએ કહ્યું:—"એ વાત કેમ પૂછો છો ? એવો ખરાબ સ્વભાવનો ક્રોધી શેઠ મેં તો શું પણ મારા બાપાએ પણ નહિ જોયો હોય; મને ઘણી વખત તેની નોકરી છોડી દેવાનું મન થાય છે."

જમશેદજીએ કહ્યું:-"તમે એવી વાત કેમ કરો છો, તે સમજી શકતો નથી; મેતા સાહેબ પાસે જેણે જેણે નોકરી કરી છે, તેમાંના અનેક પાસેથી મેં મેતા સાહેબની સજ્જનતા વિષે તારીફ સાંભળી છે; પરંતુ તમે તો કંઇક ઉંધુંજ કહો છો."

બેજનજીએ કહ્યું:–"ત્યારે તો મને મારાં નસીબનો દોષ લાગે છે! મને તો મેતા સાહેબ ભારે ગુમાખી અને ચંચળ સ્વભાવના જણાય છે, તેમાં પણ તે બધાપર સંદેહ રાખે છે, એ વાત બહુ ખરાબ છે; પૈસો ટકો, ચિઠ્ઠિપત્રી, એટલુંજ નહિ પણ ચિરૂટ પણ તાળાંબંધ રાખે છે! ડેસ્ક બૉકસ બંધ કરવામાંજ તેના દિવસોનો અર્ધો વખત વીતી જાય છે.

જમશેદજીએ કહ્યું:–"બધી બાબતમાં જેને આવો શક રાખ-વાપણું રહે છે, તેની નોકરી ન કરવી એજ સારૂં છે."

બેજનજી ઉત્સાહપૂર્વક બોલ્યો:–"કેવળ આવો સંદેહ રાખતા હોય તોપણ ખેર, પણ તેમના જેવો ગુસ્સો મેં કોઇમાં જોયો નથી; કારણ વિના ગુસ્સો કરે છે, દિવસમાં દસ વખત ચોકરોને મારવા દોડે છે; તેની પાસે જતાં પણ બીક લાગે છે."

જમશેદજીએ પૂછ્યું:—"શું આખો દિવસ તેનો મિજાજ આવો રૂવાબી રહે છે?"

બેજનજીએ કહ્યું:—"ચોવિસ કલાકમાં ઉંઘના કલાક સિવાય તેનો મિજાજ ઠંડો પડતોજ નથી! દારૂ ઢીચી આવ્યા બાદ અગર જુગાર રમી આવ્યા બાદ તેનો મિજાજ બહુજ ગરમ થઈ જાય છે. રાતના ત્રણ વાગ્યા પહેલાં મેં તેને કદી ઘેર પાછા ફરતાં જા-ણ્યા નથી."

જમશેદજીએ પૂછ્યું:—"તમારી શેઠાણીનો સ્વભાવ કેવો છે?"

બેજનજીએ કહ્યું:—'જેવા શેઠ તેવી શેઠાણી! તો પણ એટલો તફાવત કે શેઠની માફક તે બીજા તરફ વારંવાર ઘુરકતાં નથી, તેમ તેને તેવું કરવાનો વખત પણ મળતો નથી; પોશાક સજવામાંજ તેનો બધો દિવસ નીકળી જાય છે, શેઠ–શેઠાણી વચ્ચે કદી પણ મેળાપ થતો નથી; જરૂર પ્રમાણે પૈસા મળે એટલે શેઠાણીને બધું મળ્યું, દુનિયા ચુલામાં જાય, તેની તેને પરવા નથી."

જમશેદજીએ કહ્યું:—"પૈસાનો તો તોટો નથી, સર ખુરશેદજી મેતાની તેજુરી તર છે!"

બેજનજીએ કહ્યું:—"પણ એ તર તેજુરી પણ વખતોવખત ખાલી થઈ જાય છે; જરૂર પ્રમાણે પૈસા ન મળતાં શેઠાણીને માથે વજ્રપાત થાય છે! પૈસા વગર તેને એક મિનિટ પણ ચાલતું નથી, માટે સગાંસંબંધી પાસેથી પૈસા મેળવવા માટે માણસો મોક-લવાં પડે છે."

જમશેદજીએ કહ્યું:—"આટલાં મોટાં ઘરની વહુને બીજાની પાસે પૈસા માગતાં શરમ આવતી નથી ?"

એજનજી જીભ તાળવે અડાડી ટચકારો કરી માથું હલાવી બોલ્યો:—"તેને વળી શરમ કેવી ! જ્યારે વધુ પૈસાની જરૂર હોય છે, ત્યારે તે બહેરામજી એજરા પાસે માણસ મોકલે છે. માણસ મોકલ્યો કે તરત પૈસા આવી પડે છે ! એજરા સાહેબ પાસે ગયેલું માણસ કદી ખાલી આવતું નથી; અમારા શેઠ કરતાં તેની પાસે વધૂ પૈસા છે.

જમશેદજી ક્ષણકાળ વિચાર કરી બોલ્યો:—"ખાનબહાદુર બહેરામજી એજરાને પૈસા માટે તમારી શેઠાણી જે જે પત્રો લખે છે, તે ઉઘાડી છૂપી રીતે વાંચી લેવાનું તમને મન થતું નથી ? મને લાગે છે કે એ બધાં પત્રો તમારા હાથમાં નહિ આવતા હોય ?"

એજનજીએ કહ્યું:—"અનેક વખત હું જાતે જઈ રૂપીઆ લઈ આવું છું. જેટલીવાર હું રૂપીઆ લેવા ગયો છું, તેટલીવાર મેં પત્ર ખોલી વાંચી જોએલ છે; બધા પત્રોનો સારાંશ એવો હોય છે કે, 'મારે આટલા પૈસાની જરૂર છે-પત્ર વાંચી તરત મોકલશો'-ખાન બહાદુર પત્ર વાંચી તે પૈસા આપવાની લગાર પણ ના પાડતા નથી; આ બધામાં કંઇક રહસ્ય લાગે છે ખરૂં."

"નક્કી હોવુંજ જોઇએ; રહસ્ય ન હોય તો આમ થાય ?"

જમશેદજીએ કહ્યું:—"જે દિવસ શેઠશેઠાણીનો મેળાપ થયો હોય તે દિવસ કોઇથી ઘરમાં ટકી પણ શકાતું નથી; તે બંનેની વચ્ચે એવું તો પ્રેમ સંભાષણ થાય છે કે અમે બધા તેમાં ગરક થઇ તણાઈ જઇએ છીએ ! બંને જણાં એક બીજાના આંખનાં ઝેર છે."

જમશેદજી કંઇપણ બોલ્યા વગર એક ગ્લાસમાં દારૂ રેડવા લાગ્યો, અને તે ગ્લાસ એજનજીને આપ્યો.

એજનજી પ્યાલું ગટગટાવી આનંદમાં આવી ગયો, તે ઉત્સાહ પૂર્વક બોલ્યો:—"ઘરમાં જો કોઈ માણસ હોય તો તે કર્ણેલિઆ સિવાય બીજું કોઈ નથી, શેઠશેઠાણીના એક બે દોષ તેમાં ઉતર્યા નથી; તે જેવી રૂપાળી છે, તેવીજ ગુણવાન છે; તે દયાળુ પણ બહુ છે."

જમશેદજીએ પૂછ્યું:—"તે કેટલાં વરસની છે ?"

એજનજીએ જવાબ આપ્યો:—"અઢાર-ઓગણીસ વર્ષની હશે."

જમશેદજીએ કહ્યું:—" ત્યારે તો દીનશા કાવસજી દસ્તુરનું નસીબ જોરદાર લાગે છે; દસ્તુર સાહેબની સાથેનો સંબંધ સાંભળવા મુજબ નક્કી થઇ ગયો છે."

બેજનજીએ કહ્યું:—"હા, વિવાહની વાત તો નક્કી થઈ ગઇ છે, પરંતુ નસીબમાં સુખ ન હોય તો કોઈ કોઇને સુખી કરી શકતું નથી; આ વિવાહથી દસ્તુર સાહેબ કેટલા પ્રમાણમાં સુખી થશે તે કોણ કહી શકે તેમ છે ? શેઠશેઠાણી તો પોતાનાજ ખ્યાલમાં મશગુલ છે; છોકરી શું કરે છે તે જોવાનો તેને વખત નથી."

જમશેદજીએ નવાઈ પામી પૂછ્યું:—" કેમ, છોકરીની ચાલ શું બગડી તો નથી ને ?"

બેજનજીએ કહ્યું:—" એ વાત પૂછો છો શા માટે ! આટલાં મોટાં ઘરની છોડી ખાધે પીધે સુખી, તેમાં પણ અઢાર ઓગણી વરસની ઉમર, માટે કંઈક તો જોઇએ; માટે તે છૂપી છૂપી પ્રેમ કરે છે !"

જમશેદજીએ હસતાં હસતાં કહ્યું:—"બેજનજી ! આટલીવાર પછી મને જણાય છે કે તમે મદના નિસ્સામાં ગમે તેમ બકવા લાગ્યા છો ! હવે અહિં વધુ રહો નહિ, બેભાન થયા પહેલાં ઘેર સિધાવો."

બેજનજી ગુસ્સે થઈ બોલ્યો:—" કેમ ? મેં કઈ વાત દારૂડીઆના જેવી કહી ? આપને વિશ્વાસ આવતો નથી,—પરંતુ મેં નજરોનજર જોયું છે, ખરેખર કર્ણેલિયા છૂપી રીતે પ્રેમ કરે છે."

જમશેદજીએ પૂછ્યું:—" ક્યારે જોયું છે ?"

બેજનજીએ કહ્યું:—"બે વખત જોયું છે. એક વખત પટેલ સ્ટ્રીટની અગિયારીમાંથી ઉપાસના કરી ફરતી વખતે હું અને કર્ણેલિયાની દાસી ઇસુબાઇ તેની સાથે સાથે આવતાં હતાં; એકાદ બે છાંટા વરસાદ આવવાથી ઇસુબાઇએ મને છતરી લેવા ઘેર મોકલ્યો; છતરી લઇ મંદિર તરફ જતો હતો ત્યારે મેં જોયું કે મંદિરપાસે ઉભી ઉભી કર્ણેલિયા પોતાનાં પ્રિયપાત્ર સાથે વાત કરતી હતી."

જમશેદજીએ કહ્યું:—" કોઇ પણ માણસ સાથે વાતચીત કરતાંજ તે શું પ્રિયપાત્ર બની ગયો ?"

બેજનજી લગાર ચિડાઇ બોલ્યો:—" આંખમાં પ્રેમ, આંખના ખુણા પર ઇશારા, પ્રેમથી તરબોળ ભાવ, આડી આંખે જોવું, અને જતાં જતાં એકએક મિનિટ પાછું વળી જોયા કરવું એ બધું જો પ્રેમના

ચિન્હ સમાન ન હોય, તો મારે સ્વીકારવું પડશે કે જુદા થવાથી તમે તમારાં યૌવનની વાતો વિસરી ગયા છો."

જમશેદજીએ હસતાં હસતાં કહ્યું:–"છોકરો જોતાં કેવોક જણાય છે, ઉમર કેટલી છે?"

એજનજીએ કહ્યું:–"ભારે ચતુર, ઉમર ૨૩–૨૪ થી વધુ નથી; શરીરે હૃષ્ટપુષ્ટ અને બળવાન, તોપણ મને લાગે છે કે તે ગરીબ છે."

જમશેદજીએ પૂછયું:–"બીજી વખત કયે સ્થળે મેળાપ થયો હતો?"

એજનજીએ કહ્યું:–"એક દિવસ કર્ણેલિયા તેનાં સંબંધીને ઘેર જતી હતી, હું તેની સાથે હતો; રસ્તામાં એક ગલીને નાકે આવી ખીસામાંથી કાગળ કાઢી તેણે તે પત્ર મને ટપાલ ઑફીસમાં નાખી આવવાનું કહ્યું; મેં તેને પૂછયું કે ટપાલ ઑફીસેથી પાછા આવ્યા બાદ મારે તમને ક્યાં મળવું? ત્યારે તેણે જવાબ આપ્યો કે હું આ ઝાડ નીચે રાહ જોઉં છું."

જમશેદજીએ પૂછયું:–"તમે આગળ જઇ એ પત્ર વાંચી જોયો?"

એજનજી:—"ના, મેં જાણ્યું કે મને થોડો વખત દૂર રાખવા માટે આ ચતુરાઇ વાપરવામાં આવી છે; તેથી થોડે દૂર એક મોટાં ઝાડના થડ આડો ઉભો રહી તે શું કરે છે તે જોવા લાગ્યો; કર્ણેલિયા જે ઝાડ તળે ઉભી હતી ત્યાં થોડીજ વારમાં એક યુવક કોણ જાણે ક્યાંથી આવી ચડયો; પહેલાં મેં તમને જે યુવાનની વાત કરી છે તેજ આ યુવક હતો! દશેક મિનિટ બંનેએ વાતચીત કરી પછી કર્ણેલિયાએ ખીસામાંથી એક છબી કાઢી પેલા યુવકના હાથમાં આપી."

દારૂની બોટલ ખાલી થઈ ગઇ હતી; એજનજીએ એક બીજી બોટલ મંગાવવા ઇચ્છયું પણ જમશેદજીએ કહ્યું:—"આજ હવે નહિ, શરીર બહુ સારૂં નથી; સંધ્યાકાળ થવા આવ્યો છે, અત્યારે શું તમારો શેઠ આ વખતે ઘેર હશે? તમે મારાપર એક ઉપકાર કરી શકશો?"

એજનજીએ કહ્યું:–"શો ઉપકાર કહો, શક્તિ હશે તો જરૂર કરીશ. મારા શેઠ આ વખતે ઘેર હોતા નથી એ વાત ખરી; પરંતુ થોડા દિવસ થયાં નવાં બૂટ પહેરી આરસની નીસરણી પર ચડતાં અકસ્માત તેનો પગ લપસ્યો, તેથી તેને પગે બહુ લાગ્યું છે; તેથી હાલમાં તો બહાર જવાની સગવડ નથી."

જમશેદજીએ કહ્યું:–"તમારા શેઠને મારે એક વખત મળવું છે,

આજેજ મળવાનો વિચાર છે, પરંતુ ખબર આપી મેળાપ કરવા જતાં આવી અવસ્થામાં તે કદી પણ મને મળશે નહિ; કદાચ કહેવરાવશે કે વખત નથી, અગર અત્યારે મને ઠીક નથી એમ કહેવરાવશે. માટે તેને કંઈ પણ સમાચાર આપ્યા સિવાય મારે તેની પાસે જવું પડશે; આટલો ઉપકાર તમારેજ કરવો પડશે.”

બેજનજી લગાર વિચાર કરી બોલ્યોઃ—“આપે મને ભારે દુઃખમાં નાખ્યો; પ્રથમ સમાચાર આપ્યા સિવાય બીજો કોઇ પણ માણસ તેની પાસે જઈ શકતો નથી. હું ખબર આપ્યા સિવાય આપને તેની પાસે લઈ જઇશ તો તે ભારે જંગ મચાવશે. વારૂ ! પણ હવે મેં નોકરી છોડી દેવાનો નિશ્ચય કર્યો છે, તો પછી બીક શાની? ચાલો આપને લઇ જાઉં પરંતુ હવે મને એક સારી નોકરી મેળવી આપવી પડશે, હવે હું અહિં વધૂ દિવસ ગાળીશ નહિં.”

બેજનજીએ જમશેદજી સાથે મેતા સાહેબના બંગલામાં પ્રવેશ કર્યો. જમશેદજીને દરવાનો ઓળખતા ન હતા, તોપણ બેજનજી સાથે હોવાથી તેને કોઇએ પૃછ્યું નહિ.

ત્યારે સંધ્યાકાળ વીતી ગયો હતો. સર ખુરશેદજી પોતાનાં આરામ ગૃહમાં આરામ ખુરશીપર બેસી ચિરુટ પીતા હતા; બેજનજી તેના પાસે આવી બોલ્યો, “એક સદ્‌ગૃહસ્થ આપ હજુરની સાથે મળવા માગે છે.” જમશેદજી બારણાં આગળ ઉભો હતો, તેને બેજનજીએ અંદર આવવાની ઈસારત કરી.

---

## પ્રકરણ ૭ મું

### પૂર્વ-સ્મૃતિ

ખુરશેદજી મેતાનો આ સુંદર ઓરડો સંધ્યાકાળ પૂર્વે આલેકિત થઈ રહ્યો હતો; ટેબલપર એક કીંમતી દીપક સ્નિગ્ધ પ્રકાશ આપ્યા કરતો હતો.

બેજનજીના ઈસારાથી જમશેદજીએ તે ઓરડામાં પ્રવેશ કર્યો કે તરત મેતા સાહેબ વિસ્મયપૂર્વક બેઠા થયા; આરામ ખુરશીના હાથપરનાં સોનેરી ચશ્મા લઇ આંખપર ચઢાવી, ચિરૂટ મ્હોંમાંથી બહાર કાઢી આવનાર માણસ સામું જોવા લાગ્યા. તેની સાથે નજર

મળતાંજ જમશેદજીએ માથું નીચું કરી સલામ ભરી.

મેતા સાહેબે એ સલામનો જવાબ ન વાળતાં ગંભીર સ્વરે પૂછયું, "તમારે મને મળવું છે?"

જમશેદજીએ કહ્યું:—"હજુરને સલામ કરવા માટેજ હું આવ્યો છું; ખબર આપ્યા સિવાય આવ્યો છું માટે મહેરબાની કરીને કસુર માફ કરશો."

હવે બરાબર વાત જામશે એમ જાણી બેજનજી પ્રથમથીજ રપુચક થઇ ગયો હતો. જમશેદજીની વાત સાંભળી મેતા સાહેબે કંઈ પણ જવાબ ન આપ્યો; તેણે નોકરને બોલાવવાને ઘંટડી બજાવી; ઘંટડીના શબ્દથી તેની પ્રબળ માનસિક ચંચળતાની પ્રતિધ્વનિત થઇ ઊઠી. બેજનજી બહાર રાહ જોતો હતો, ઘંટડીના ઉગ્ર અવાજથી પોતાના માલિકના સ્વભાવનો પરિચય જાણી લઇ તેણે થોડીવાર સાંભળ્યું ન સાંભળ્યું કર્યું! પરંતુ આમતેમ કરી વખત ગાળવાનો નહોતો; તે ઉતાવળે ડગલે પોતાના શેઠ પાસે આવી ઉભો રહ્યો."

મેતા સાહેબ બેજનજીનાં મ્હોં સામું જોઇ ગુસ્સા ભર્યા અવાજે બોલ્યા, "તું વિના ખબરે બહારના માણસને આહં લાવ્યો છે, પરંતુ આ તારો અપરાધ પહેલો હોવાથી હું તને માફ કરૂં છું. આવો ગુન્હો બીજી વખત કરશે તો તને રજા આપીશ. હવે જા."

બેજનજી નીચું મ્હોં રાખી ગુપચુપ પણે ચાલ્યો ગયો.

મેતા સાહેબ જમશેદજી તરફ જોઇ બોલ્યા:—"મારી પાસે આવવાનું કારણ અતિ ટુંકામાં જણાવો; મારૂં શરીર સારૂં નથી, નકામી વાતો સાંભળી શકીશ નહિ."

જમશેદજીએ વિનયપૂર્વક જણાવ્યું:—"હજુર, મારૂં નામ જમશેદજી છે, હું સાધારણ માણસ છું; પરંતુ ઘણા મોટા માણસોનો હું મુખત્યાર છું."

મેતા સાહેબે કહ્યું, "મને લાગે છે કે તમે કોઈ વેપારી પાસેથી લેણું વસુલ કરવા આવ્યા છો? મેં બધાને ચોકખે ચોકખે કહી દીધું છે કે મારી કન્યાના વિવાહ પહેલાં હું કોઇને કંઇ પણ આપવાનો નથી, એ વિવાહમાં મારે પાંચ છ લાખ રૂપીઆનું ખર્ચ થવાની સંભાવના છે. માટે ઉતાવળ કર્યે કંઇ વળે તેમ નથી."

જમશેદજીએ કહ્યું:—"હજુરની પાસે હું રૂપીઆ માગવા આવ્યો નથી; એક બીજા કામ માટે આવ્યો છું."

મેતાસાહેબે પૂછ્યું:—" શું કામ છે ? "

જમશેદજીએ કહ્યું:—" હજુરની કન્યાના વિવાહ સંબંધી એકાદ બે વાતો કહેવાની છે. "

મેતાસાહેબ વિસ્મય અને ક્રોધ દાબી શકયા નહિ, તે એકદમ માથું ઉંચું કરી બોલ્યા, " તમે શું કહ્યું ? "

જમશેદજીએ તેના ગુસ્સાની કંઇ પણ પરવા ન કરતાં ધીરજથી કહ્યું:—" મારા કોઈ અસીલે આપની કન્યાના વિવાહ સંબંધે એકાદ બે જરૂરી વાતો કહેવા માટે મને આપની પાસે મોકલ્યો છે. "

એક સાધારણ માણસ કોણ જાણે ક્યાંથી આવી સર ખુરશેદજી મેતા જેવા મહા આબરૂદાર વ્યક્તિ સામે આવી તેની કન્યાના વિવાહ સંબંધ તેની સાથે વાતચીત કરવા માગે ! આટલી બધી સ્પર્દ્ધા, આટલું બધું સાહસ ?—મેતાસાહેબ ગુસ્સાથી આંધળા બની ગયા, તેનું મ્હોં લાલચોલ બની ગયું, આંખોમાંથી અગ્નિકણો ઝરવા લાગ્યાં; તે બારણાં તરફ જમણો હાથ લંબાવી બોલ્યા, " મારી સામેથી ચાલ્યો જા. "

સર ખુરશેદજીના ગુસ્સાથી જમશેદજી લગારપણ બ્હીનો નાહ; તે જ્યાં ઉભો હતો, ત્યાંથી ડગલું પણ ખસ્યો નહિ; તે પહેલાંની માફક ધીર સ્વરે બોલ્યો, " હું આપને જે કહેવા આવ્યો છું, તે વાત પૂરી કર્યા સિવાય પાછા જવાની મારી ઇચ્છા નથી; કારણ કે તે અત્યંત જરૂરી છે. "

મેતાસાહેબ હવે સહન કરી શકયા નહિ, તેણે ગર્જના કરી કહ્યું:—" તું નહિ જાય ? હમણાંજ બહાર જશે કે નહિ બોલ ? એક મિનિટ પણ અહિં થોભશે તો મારા ચાકરો તને ધકકા મારતા મારા બંગલાનાં કમ્પાઉન્ડ બહાર મૂકી આવશે. " મેતા સાહેબ બેઠા હતા ત્યાંથી તે જોસબંધ ઉઠી ઘંટડીપર હાથ મૂકવા લાગ્યા.

જમશેદજીએ તે જોઈ કહ્યું:—" સાહેબ, નોકરોને બોલાવતાં પહેલાં મારી હકીકત સાંભળો આપના ચાકરોને હાથે મને જુતીનો માર ખવરાવવો એ કંઇ અસંભવિત નથી, તે હું જાણું છું; પરંતુ યાદ રાખશો કે તે માટે આપને જીવનના છેલ્લા દહાડા પર્યન્ત પશ્ચાતાપ કરવો પડશે. "

સર ખુરશેદજી મહેતાને કોઇએ કદી પણ આવી વાત કહી નહે તી તેણે ક્રોધપૂર્વક ઘંટડી આગળથી હાથ લઈ થોડે દૂર પુસ્તકોના

કબાટપર એક જાડી નેતરની સોટી હતી તે બહુ મહેનતે હાથ લંબાવી લીધી; અને વેગપૂર્વક તે સોટી જમશેદજીને મારવા ઉગામી!”

જમશેદજીએ જાણ્યું કે પેલી ઉપાડેલી સોટી હમણાંજ મારાં માથાપર પડશે; પરંતુ તે એક ડગલું પણ પાછો હઠ્યો નહિ; આત્મ રક્ષા માટે લગાર પણ પ્રયત્ન ન કરતાં તેણે ગંભિર સ્વરે કહ્યું, સાહેબ, દાદાચાનજીની તરફ આપના વ્યવહારની વાત યાદ લાવી હજુ પણ સાવધાન થાઓ.”

જમશેદજીની આ એક માત્ર વાતથી મેતા સાહેબનું ક્રોધથી લાલચોળ થઇ ગયેલ મ્હોં ફીકુંફ્ચ્ચ પડી ગયું, તેની છાતી કંપવા લાગી, હાથમાંથી સોટી પડી ગઇ; થાકી જઇ તે આરામ ખુરસીપર બેસી ગયો! આ સુંદર, ઉજ્વળ દીપાલોદ્રિત ઓરડામાં તે વખતે જો તે કોઇ ભયંકર સાપને તેના પગ આગળ ફેણ ચઢાવી તેને ડંશવા આવતો જોત તોપણ તે આટલા બધા ડરી ન જાત. તે હતાશ થઇ આરામ ખુરશીમાં બેસી અસ્ફુટ અવાજે બોલ્યા, “હાય દાદા ચાનજી.”

જમશેદજી ઉભો ઉભો મેતા સાહેબનાં મ્હોંપર પલટાતા જતા ભાવોનું સૂક્ષ્મ દૃષ્ટિથી પર્યવેક્ષણ કરતો હતો તે પહેલાંની માફક ધૈર્યથી બોલ્યો, “મારા પોતાના સ્વાર્થ માટે મેં આપને બ્હીકબતાવી નથી ભવિષ્યમાં આપ દુઃખમાં ન આવી પડો એજ મારી ઇચ્છા છે. મને લાગે છે કે આટલા વખત પછી તમે મારા હેતુ તરફ ધ્યાન આપ્યું છે, માટે મારી બધી વાત સાંભળવામાં હવે આપને અડચણ નહિ હોય ? હું આપને જે કહીશ તે બાબતમાં મારે કંઇ લેવા દેવા નથી; આપ ધ્યાનમાં રાખશો કે હું તો બીજાનો દૂતમાત્ર છું બીજાને જે કહેવાનું છે તેજ હું આપને કહેવા આવ્યો છું; કોઈ કોઇ વ્યક્તિ આપને ફોજદારી કાયદા મુજબ સજા કરાવવાનો પ્રયત્ન કરે છે, આપના જેવા મહાન આબરૂદાર માણસો જેથી રાજદરબારમાં હરકત પામે તે માટે આપને સાવધાન કરી દેવા માટે હું આવ્યો છું; પરંતુ આપ મારા મનનો ભાવ ન સમજતાં મને સોટી મારવા તૈયાર થયા હતા!”

મેતાસાહેબ લગાર ધીમા પડી બોલ્યાઃ—“ પ્રથમ તમારો હેતુ ન સમજ્યો; તમે મારા મનના ભાવનું એકાએક પરિવર્તન જોયું છે; તેનું કારણ તમારી પાસે ખુલ્લું કરવાની અડચણ નથી. ઘણા દિવસ પહેલાં એક ખસબ ઘટના બની ગઇ હતી; એક વખત

હું મારા ખાનગી સેક્રેટરી દાદાચાનજીને સાથે લઇ શિકાર કરવા ગયો હતો, ત્યાં તે અકસ્માત મારી ફેંકેલી ગોળીથી મરાયો; પાછળથી આ બાબત કોર્ટે ચઢી, ત્યાં હું નિર્દોષ થઈ છૂટી ગયો. "

જમશેદજીએ કહ્યું:—" અદાલતના વિચાર સંબંધી બધી વાતો મારા અસીલ જાણે છે, પરંતુ દુર્ભાગ્યવશાત્ આ ઘટનાબાબતનું ખરૂં રહસ્ય પણ તેમનાથી અજાણ્યું નથી.

આ વખતે મેના સાહેબના ચેહરાપર ઉદ્વેગ અને વ્યાકુળતાનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં; તેના તરફ ધ્યાન રાખી જમશેદજીએ આગળ ચલાવ્યું, " આ પરથી આપ એમ ન માનતા કે આપનો કોઈ બંધુ કે જે આ બધી વાત જાણતો હતો તેણે આ સંબંધમાં બધી હકીકત અમારા અસીલને કહી છે, આપ નક્કી જાણજો કે પરમેશ્વરનાં વિચિત્ર વિધાનોથી પાપ કદી પણ ગુપ્ત રહેતું નથી.

મેના સાહેબ અતિ કષ્ટે ઉદ્વેગ છુપાવી અસ્ફુટ શબ્દે બોલ્યા, " તમારે જે કહેવાનું હોય તે ટુંકાણમાં કહો. "

જમશેદજી અત્યાર સુધી ઉભો ઉભો વાતો કરતો હતો, મેના સાહેબનો મિજાજ કાબુમાં આવ્યો છે જાણી તે પાસે એક ખુરશી પડી હતી તે તાણી લઇ મેના સાહેબની સામે બેસી ધીમે અવાજે કહેવા લાગ્યો, " એ બનાવના જે બે સાક્ષીઓ હતા, તેઓના નામ તમને યાદ છે; તે સાક્ષીઓમાંનો નો એક છે ખાન બહાદુર બેજનજી પટેલ અને બીજો આપનો જુનો નોકર શંકર, શંકર અહીંથી બીજે સ્થળે નોકરી કરે છે. આ બનાવ વખતે શંકરનો વિવાહ થયો નહોતો, વિવાહ પછી, એક દિવસ વાતમાં વાત નીકળતાં આ વાત તેણે પોતાની સ્ત્રીને કહી આ બનાવ વખતે શંકરની સ્ત્રીની વર્તણુંક સારી નહોતી, તેના પેટમાં વાત ટકતી નહોતી, તેણે તે વાત પોતાના કોઈ પ્રેમીને કહી દીધી; આથી થોડાજ વખતમાં આ વાત બધે ફેલાઈ ગઇ. "

મેના સાહેબ થોડીવાર વિચાર કરી બોલ્યા, " એક નઠારી સ્ત્રી અથવા કેટલાક હલકા લોકો મારા સંબંધી જે વાત કરે છે તે પરથી—તે પર આધાર રાખી મારી વિરૂદ્ધ અદાલતમાં ફરિયાદ કરવાનું સાહસ કોણ ઉઠાવે છે ? "

જમશેદજી બોલ્યો:—" આપનાં કર્મનાં બીજાં પણ મોટાં પ્રમાણો હાજર છે; કોઇ હલકા લોકોની વાતો નથી."

મેતા સાહેબ જરા ઉતાવળા થઇ બોલ્યા, " શું તમે એમ કહેવા માગો છો કે મારા પરમ મિત્ર ખાનબહાદુર બેજનજી પટેલ મને હરકતમાં નાખવા માટે તમારાં તરકટમાં જોડાયા છે ? "

જમશેદજીએ કહ્યું, "ના, આપની વિરુદ્ધ તે કોઇ પણ તરકટમાં જોડાયા નથી. તેમ તેને મ્હોંએ એ વાત પ્રકટ પણ થઈ નથી; પણ આ હત્યાકાંડનું વિવરણ તેણે સ્વહસ્તે નોંધી રાખ્યું છે ! "

મેતા સાહેબે જોરથી કહ્યું:—" એ જૂઠી વાત છે. "

જમશેદજી નિર્વિકારી ભાવે બોલ્યો:—" આપના બંધુ પટેલ સાહેબે જે હકીકત લખી રાખી હતી તે બીજાં કોઈના હાથમાં આવશે તે તેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. ઘણા દિવસોથી ડાયરીમાં તેને પોતાની રોજની હકીકત લખી લેવાની ટેવ હતી; તેનાં જીવનમાં જે રોજ જે કંઈ બન્યું હોય તે તેણે પોતાની ડાયરીમાં લખી રાખ્યું છે. "

જમશેદજી અકસ્માત થંભી મેતા સાહેબનાં મ્હોં તરફ જોઈ રહ્યો; મેતા સાહેબે કહ્યું, "મારો મત સાંભળવાની જરૂર નથી, તમારે જે કહેવાનું છે તે કહી જાઓ. "

જમશેદજીએ કહ્યું, " આપનાં આ કામ સંબંધી માણસોમાં વાત થતી સાંભળી અમારા અસીલોએ નક્કી કર્યું કે પટેલ સાહેબની ડાયરીમાં આ સંબંધમાં કંઈ છે કે નહિ તે જાણવું જરૂરનું છે. પ્રયત્ન કરવાથી બધું મળી આવે છે, ચોવીસ કલાકમાં પટેલ સાહેબની ૧૮૬૩ ની સાલની ડાયરી તેઓના હાથમાં આવી. "

મેતાસાહેબ ગર્જના કરી બોલ્યા:—" ભયંકર શયતાનપણું ! "

તેની વાતપર જરાપણ ધ્યાન ન રાખતાં જમશેદજીએ કહ્યું, " અમારા અસીલોએ ડાયરી વાંચી ખરીવાત જાણી શક્યા. ડાયરીમાં એ બધી વાતો સ્પષ્ટતાપૂર્વક લખેલી છે. "

મેતાસાહેબ અધીરભાવે બોલી ઉઠયા:—" સાબીતિ ? હું એ વાતની સાબીતિ માગું છું. "

જમશેદજીએ કહ્યું:—" સાબીતિ સિવાય કોઇપણ વાત મનાતી નથી, તેની મને ખબર છે; મારા અસીલો, અસીલોથી પણ એ વાત અજાણી નથી, આપની કીર્તિની વાત જે પાનાંમાં લખી હતી, તે પાનાં તેઓએ ડાયરીમાંથી ફાડી લીધાં છે. "

મેતાસાહેબે કહ્યું:—" ડાયરીનાં તે પાનાં ક્યાં છે ? "

જમશેદજીએ કહ્યું, " તે મેં જોયાં નથી, પણ તેનો જે ફોટોગ્રાફ

લઈ લીધો છે, તે ફોટો હું લઈ આવ્યો છું; એ ફોટો જોતાંજ આપ જાણશો, કે તે આપનાં મિત્રના અક્ષર છે કે નહિ; ખાનબહાદુરના હસ્તાક્ષર તો આપનાથી અજાણ્યા નથી. ”

જમશેદજી ખીસામાંથી કેટલાક ફોટોગ્રાફ બહાર કાઢી તે તેણે મેતાસાહેબના હાથમાં મૂક્યા. મેતાસાહેબ ફોટોગ્રાફ અનેક ક્ષણ સુધી મનપૂર્વક જોઈ જમશેદજી સામું જોઇ બોલ્યાઃ—“ હા અક્ષર તો પટેલનાજ છે ! ”

જમશેદજી બોલ્યોઃ—“ અક્ષરો બહુ નાના છતાં ચોકખા છે; તે વગર મહેનતે વાંચી શકાય તેવા છે. તે આપ વાંચશો કે હું વાંચું ? ”

મેતાસાહેબે ગંભીર અવાજે કહ્યુંઃ—“ તમેજ વાંચો હું સાંભળું છું. ”

જમશેદજી ટેબલપરની બત્તી પાસે નીચો વળી વાંચવા લાગ્યોઃ—

“ ૫ મી અકટોબર ૧૮૬૩—પરોઢીઆમાં ખુરશેદજી મેતા સાથે શિકારે ગયો. અમારી સાથે બીજા બે માણસો હતા, મેતા સાહેબના ખાનગી સેક્રેટરી દાદાચાનજી, અને એક ગુજરાતી નોકર નામે શંકર. શિકારમાં પ્રથમતો ખૂબ આનંદ મળ્યો, ૧૨ વાગ્યાની અંદર મેં એક સસલાંનો શિકાર કર્યો ! એક વાગ્યે અમે મલબાર હિલની નીચેનાં એક જંગલમાં પ્રવેશ કર્યો; ખુરશેદજી અને દાદાચાનજી થોડે દૂર ગયા હતા. દૂરથી સાંભળ્યું કે ખુરશેદજી તેના સેક્રેટરી પર ખૂબ ગુસ્સે થઈ તેને ગાળો આપે છે ! શું બને છે તે જાણવા માટે થોડેક પાસે જતાં ખુરશેદજીને તેના સેક્રેટરી તરફ આમ કહેતાં સાંભળ્યો. “ એ ખરાબ સ્ત્રીની સોબત નહિ છોડે તો તારૂં સારૂં સારૂં થવાનું નથી ! એ વાતના જવાબમાં દાદાચાનજીએ કહ્યું, ” આપ જેના ચરિત્રપર આવો દોષ મૂકો છો, તેનું ચરિત્ર આપની સ્ત્રીનાં ચરિત્ર કરતાં ખરાબ છે એમ માનશો નહિ. ”

દાદાચાનજીની આ વાત સાંભળતાંજ ખુરશેદજીએ પોતાની બંદુક દાદાચાનજીની છાતી તરફ તાકી ગોળી છોડી ! દાદાચાનજી તરતજ ભારીપર પડી ગયો—મેં દોડતાં દોડતાં તેની પાસે જઈ જોયું તો જણાયું કે ગોળી તેની છાતીને વીંધી ચાલી ગઈ છે, શરીરમાંથી લોહીનો ફુવારો ઉછળે છે; શરીરમાં જીવનું ચિહ્ન માત્ર નથી. આ દશ્ય જોઇ બીક અને ઉદ્વેગથી મને ચકરી આવવા જેવું થયું ! પરંતુ જોયું કે ખુરશેદજીની દશા તો મારાથી પણ શોચનીય થઈ

પડી છે; તે છાતીપર હાથ ઠોકી ઠોકી વિલાપ કરવા લાગ્યો. ગુસ્સાના જોસ પછી દારૂણ અવસાદે આવી તેના હૃદયપર અધિકાર મેળવ્યો. તે દાદાચાનજીનાં શબપર પડી વ્યાકુળભાવે તેને ભાનમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ તેની આશા નકામી હતી! અમારામાં તે વખતે શંકરજ સુસ્થ હતો; તે બોલ્યો, "જે થવાનું હતું તે થઈ ગયું છે. આ હજુરનો ઇચ્છાપૂર્વક અપરાધ છે એમ કોઇ જાણી શકશે નહિ; જો કોઈપણ ફિસાદ ઉત્પન્ન થશે, તો અમે કહેશું કે, હજુરે શિકાર તરફ બંદુક તાકી ગોળી છોડી હતી, પરંતુ દાદાચાનજી એક ઝાડીની આડચમાં હવા તેથી હજુરે એ બીના જાણી નહિ; તેથી ગોળી લક્ષ્ય ચૂકી તેની છાતીપર લાગી અને તરતજ તે શબ થઈ નીચે પડયા."

શંકરના મત મૂજબ વર્તવાનું અમે કબૂલ કર્યું શહેરમાં જઇ આ મતલબની હકીકત મેજીસ્ટ્રેટ આગળ રજુ કરી. આખી રાત મને નિદ્રા આવી નહિ; ખુરશેદજીની અવસ્થા બહુજ શોચનીય થઇ પડી હતી; કોણ જાણે તેના નસીબમાં શું છે!"

જમશેદજીએ જ્યાં સુધી ડાયરી વાંચી ત્યાં સુધી મેતા સાહેબ ચૂપ બેઠા, તેણે બોલ્યા ચાલ્યા વગર બધું સાંભળ્યા કર્યું; તેની કપાળપરની નસો કંપી નહિ. જમશેદજી વાંચી રહ્યા બાદ તેણે માથું હલાવી કહ્યું," આ તદ્દન ગાંડા જેવી વાત છે! આ બધું લખતી વખતે મારા મિત્ર પટેલ સાહેબની બુદ્ધિ ઠેકાણે નહિ હોય."

જમશેદજી દૃઢ અવાજે બોલ્યો:—" ના, તેની બુદ્ધિ આ લખાણ લખતી વખતે પૂરેપૂરી સતેજ હતી, કારણ કે કેવળ આ એકજ દિવસે તેણે આ બાબતમાં લખ્યું છે એમ નથી; આ બનાવ પછી ત્રણ દિવસે પણ તેણે ડાયરીમાં જે લખ્યું છે, તે વાંચું છું સાંભળો."

મેતાસાહેબ બોલ્યા, "વાંચો"

"૯ મી અકટોબર ૧૮૬૩—કેટલાક દિવસ થયાં શરીર બહુજ ખરાબ થઈ ગયું છે, સાંધેસાંધા કળે છે! વા થશે કે શું? ખુરશેદજીનો ગરબડ ગોટાળો મારે પણ ભોગવવો પડે છે; કેસ કોર્ટે ચઢયો છે. સ્મરણશક્તિ બહુજ ઓછી થઇ ગઈ છે; જજની પાસે જે જુબાની આપી છે, તે જુબાની સાથે મેજીસ્ટ્રેટને આપેલી હકીકત બરાબર મળતી આવતી નથી, પહેલાં શું કહ્યું હતું, તે મનમાં

યાદ રાખી શક્યો નથી. શંકર ખૂબ ચાલાક આદમી છે; તેની કોઇ પણ વાતમાં તફાવત પડયો નથી. તેના ઉપર હું બહુજ ખુશી થયો છું. તે કહેતો હતો કે હવે હું ખુરશેદજીની નોકરી કરીશ નહિ, જો તે તેની નોકરી છોડી દેશે તો હું તેને નોકર રાખી લઇશ. આ ઘટના બાબત હું શું જાણું છું, તે જાણવા માટે મારા મિત્રોએ બહુ ઉપાયો લીધા છે, માટે હું તેવા માણસોને બનતાં સુધી મળતો નથી; છેવટે કદાચ ખરેખરી વાત કહી જતાં મારા પ્રિય બંધુને વિપત્તિમાં લાવી મૂકું ?"

આટલું વાંચી રહ્યાબાદ જમશેદજીએ પૂછ્યું:—"આ સાજા તાજા માણસની વાત છે કે નહિ તે આપ વિચારી જૂઓ. આપને શું આ બધું ખોટું લાગે છે?"

મેતા સાહેબે આ પ્રશ્નનો જવાબ આપ્યો નહિ. તેણે પૂછ્યું, "હવે કંઇ લખ્યું છે ?"

જમશેદજીએ કહ્યું:—"હા,—એ પછી બે અઠવાડીઆંપર—૨૩ મી અક્ટોબરે આપના મિત્રે પોતાની ડાયરીમાં શું લખ્યું છે તે સાંભળો."

"૨૩ મી અક્ટોબર ૧૮૬૩—પરમેશ્વરનો આભાર માનું છું ! ખુરશેદજીનો મામલો ખતમ થયો છે ! શંકરે ભારે ચમત્કારી જુબાની આપી છે; તેના જેવો અભણ માણસ આવી રીતે જુબાની આપી શકે એવી મને ખાત્રી નહોતી ! શંકર અતિ ચાલાક છે. પહેલાં વિચાર્યું હતું કે મારે તેને નોકર રાખવો, પરંતુ હમણાં જણાય છે કે એવા ચાલાકને નોકર રાખવો એ સગવડ પડતું નથી. મારી જુબાનીમાં ગોટાળો વળી ગયો હતો; તે વખતે મારૂં માથું પણ ઠીક નહોતું. વારૂ ગમે તેમ પણ ટંટો ચુકાઇ ગયો છે; પરંતુ ગુસ્સાના આવેશમાં ખુરશેદજીએ કેવું ખરાબ કામ કર્યું છે ? ક્રોધ ચડે એટલે તરતજ કંઇ કરવું ઉચિત નથી, ખુરશેદજીનાં દૃષ્ટાંતપરથી આ બોધ મળ્યો છે."

જમશેદજી ચૂપ રહ્યો તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી એક વખત મેતા સાહેબ તરફ જોયું, પરંતુ તેનાં મુખપર કંઇપણ ભાવ જોઇ શક્યો નહિ. મેતા સાહેબે જમશેદજીને ચૂપ રહ્યો જોઇ પૂછ્યું, "તમારૂં વાંચવું પૂરૂં થયું છે ?"

જમશેદજીએ કહ્યું:—"હા હજુર."

મેતા સાહેબે કહ્યું:—"આ ડાયરી જો અદાલતમાં ઉપસ્થિત કરવામાં આવે, તો અપક્ષપાત ન્યાયાધીશ આ વાંચી શો મત પ્રકટ કરે તે કહી શકશો?"

જમશેદજીએ કહ્યું:—"એ વાત આપનેજ મ્હોંએ સાંભળવા ઇચ્છુ છું."

મેતા સાહેબે કહ્યું:—"તે ધારે કે ગાંડા માણુસ સિવાય બીજું કોઇ આવી ભયંકર વાત ડાયરીમાં લખી રાખે નહિ. મનુષ્યના જીવનમાં અનેક બનાવો એવા બને છે કે તે બીજા માણુસો પાસે પ્રકટ કરવા જોઇએ નહિ ડાયરી ચોરાઈ જાય, ખોવાઇ જાય અગર બીજી કોઇપણુ રીતે બીજા માણુસના હાથમાં જઈ પડે માટે બીજાની જિંદગીને નુકસાન કરે એવી વાતો બુદ્ધિમાન માણુસ ડાયરીમાં લખી રાખે કે? તદ્દન ગાંડા માણુસ સિવાય એવો કયો માણુસ છે કે જે ફોજદારી મામલામાં ખોટી સાક્ષી આપી તે વાત પોતે પોતાની ડાયરીમાં લખી રાખી જેલનો માર્ગ ઉઘાડો રાખે?"

જમશેદજીએ કહ્યું:—"આપનું અનુમાન ખરૂં હોઇ શકે, પરંતુ અમુક વ્યક્તિના ખ્યાલ સંબંધી તર્ક કરવાથી કાંઇ લાભ નથી. આપના મિત્રની ડાયરીમાં બીજાં પણુ ઘણાં રહસ્યો લખેલાં છે."

મેતા સાહેબે થોડીવાર વિચાર કરી કહેવા માંડયું, "આ સંબંધમાં તર્ક કરવાની મારી ઇચ્છા નથી; પરંતુ ડાયરીના એ પાનાં બનાવટી નથી એમ કેમ જાણ્યું? બનાવટી પાનાં લખનારને સાધ્ય કર્મ બીજું એકેય નથી, સરકારી નોટ પણુ બનાવટી થાય છે તો પછી ઠગારા લોકો કંઇક વધુ લાભ મેળવવાની આશાથી એક ગ્રહસ્થ માણુસનાં લખાણુને બનાવટી રીતે બનાવે તેમાં કંઇ નવાઇ નથી."

જમશેદજીએ કહ્યું, "આ પાનાં બનાવટી નથી, એ વાત સાબીત કરવાનું કામ પણુ કઠણુ નથી; ડાયરીનાં જે પાનાં ફાડી તેનો ફોટો લીધો છે, તે પાનાં ડાયરીના ફાડેલા ભાગ સાથે મેળવી જોતાંજ બધો સંશય દૂર થઈ જશે."

મેતા સાહેબે મ્હોં ઉંચું કરી ભમર ચઢાવી ચશ્માંથી વક્ર દૃષ્ટિથી જમશેદજી સામું જોઇ પૂછયું, "આ શું તમારી ધારણા ખરી છે?"

જમશેદજીએ દૃઢ સ્વરે કહ્યું, "હા, નક્કી."

મેતાસાહેબ બેઠા હતા, તે એકાએક તેની આરામ ખુરશીપર સૂઇ ગયા, અને આરામ ખુરશીના હાથાપર પગ લાંબા કરી બોલ્યા, ત્યારે હું મારો અપરાધ કબૂલ કરૂં છું. કબૂલ કરૂં છું કે મેં ગોળી-વડે દાદાચાનજીને મારી નાખ્યો છે. કબૂલ કરૂં છું કે મારા મિત્ર એજનજી પટેલે જે કંઇ લખ્યું છે તે બધું ખરૂં છે. આ મારા ટેબલ-પર ફોજદારી કાયદો પડયો છે; તે ઉપાડી વાંચી જોતાં સમજી શકશો કે ત્રેવીસ વર્ષ પહેલાં એ મુકરદમો મારાપર ચાલ્યો હતો, અને ન્યાયપૂર્વક તપાસ ચલાવ્યાબાદ અદાલતે મને છોડી મૂક્યો હતો, એ ફરિયાદમાં ફરીથી મને ધસડવામાં કંઇ પણ ફાવ આવશે નહિ."

મેતા સાહેબે ધાર્યું હતું કે તેની આ વાતથી જમશેદજી નિરૂત્તર થશે. પરંતુ જમશેદજી સહજ વાતમાં બોલતો બંધ પડે તેવો માણસ નહોતો; તે બોલ્યો, "મારા અસીલોએ મને અહીં મોકલતાં પહેલાં ફોજદારી કાયદો બહુ સારી રીતે વાંચ્યો છે."

મેતા સાહેબે પૂછ્યું, "ત્યારે તેઓની મતલબ શું છે?"

જમશેદજીએ કહ્યું:—"તેઓનો મત એવો છે કે, અદાલતમાં આપના વિરૂદ્ધ કંઈ ફરિયાદ થઇ શકે તેમ નથી છતાં આ ઘટનાને લીધે આ બાબત ઢાંકવા માટે આપ આપની અર્ધી સંપત્તિ તજી દેવાને પણ અડચણ નહિ કરો."

મેતા સાહેબે કહ્યું:—"મારી અર્ધી દોલત મેળવવા માટે તેઓ-એ આ તરકટ રચ્યું છે, તે સમજ્યો; પરંતુ લગાર ગેરઆબરૂ થવાની બીકે કોઇ પણ મરદ બચ્ચો એવો ત્યાગ સ્વીકારશે નહિ. વારૂ, પણ જો તમારા અસીલો સામાન્ય પૈસા લઈ પોતાનું મ્હોં બંધ કરવા ઇચ્છતાં હોય તો તેમ કરવાની મને અડચણ નથી; ચોરી લીધેલી ડાયરી બતાવી, બ્હીક બતાવી તેઓ મારી પાસેથી પૈસા કઢાવે અને હું પણ રૂપીઆ આપી દઉં એવો કાચો નથી."

જમશેદજીએ કહ્યું:-"શું આજ આપનો છેવટનો સિદ્ધાંત છે?"

મેતા સાહેબે કહ્યું:-"હા, તમે તો જાણોછો કે અદાલતમાં ખેંચી જઈ મને સકંજામાં લેવાની આશા નથી."

જમશેદજીએ કહ્યું:—"આપને આ જુના અપરાધ માટે કોર્ટમાં ધસડવાનો આગ્રહ પણ મારા અસીલો રાખતા નથી, કારણકે તેઓ

જાણે છે કે તે બધું નકામું છે; તે માટેજ તેઓ જુદે રસ્તે કામ કરવા તૈયાર થયા છે; તેથી આપનું ભલું થશે નાહ; આપના મિત્ર ખાનબહાદુરને પણ મ્હોં છૂપાવવું પડશે. ”

મેતા સાહેબે વિકૃત સ્વરે કહ્યું:—“ વારૂ ! તમારૂં તરકટ સંભળાવો તો ખરા. ”

જમશેદજીએ કહ્યું:—“ કાલ સવારમાં મારા અસીલો આ શહેરમાં કોઇ એક પ્રસિદ્ધ દૈનિક પેપરમાં એક નિબંધ મોકલશે, નિબંધનું નામ રહેશે “ એક પુરાતન મૃગયાની કહાણી; ” એટલું તો ખરૂં કે એ વાર્તામાં જેનાં નામ આવશે તે ખરાં નામનો પહેલો અક્ષરજ બતાવશે, પરંતુ તે પરથી અસલ નામ ગુપ્ત નહિ રહે. ”

મેતાસાહેબે કહ્યું:—“ આ પ્રમાણે કોઇની આબરૂપર હાથ નાખવાથી ફોજદારીમાં જકડાવું પડે છે, તે બાબતનું તમારા અસીલોને ભાન નહિ હોય. ”

જમશેદજીએ કહ્યું:—“ એ બધી વાતોથી અમારા અસીલો અજાણ્યા નથી; જેથી આવો કેસ કોર્ટે ચઢે એજ તેની ઇચ્છા છે. આ મૃગયાની વાતમાં મારા અસીલો પોતાનામાંના એક જણનું નામ પ્રકટ કરશે, જાણે તે પણ આ વાતમાં હોય. પેપરમાં આ વાત પ્રકટ થતાંજ તે વ્યક્તિ એ પેપરના તંત્રીપર ફરિયાદ માંડશે; તે એમ સાબીત કરાવશે કે તે આપની સાથે નહોતો. ”

મેતા સાહેબે પૂછ્યું:—“ તેથી શું થશે ? ”

જમશેદજીએ કહ્યું:—“ અદાલતમાં કેસ ચાલતાં આપને, આપના મિત્ર પટેલ સાહેબને અત્રે આપના જુના ચાકર શંકરને સાક્ષી આપવામાં આવશે. કેસ જ્યારે શરૂ થશે ત્યારે અમારા પક્ષનો વકીલ ઉભો થઇ બધાંની સમક્ષ કહેશે કે સર ખુરશેદજી મેતા એક આબરૂદાર વ્યક્તિ છતાં તેણે સ્વહસ્તે નરહત્યા કરી છે, ખાનબહાદુર બેજનજી પટેલે તે બાબતના કેસમાં ખોટી સાક્ષી આપી છે, ખાનબહાદુરની ડાયરી પરથી અમે એ વાત સિદ્ધ કરશું; શંકર પણ એક મોટો મિથ્યાવાદી માણસ છે, તે પણ સાબિત થઇ જશે. પરંતુ મારો અસીલ અત્યંત સજ્જન માણસ છે અને તેનું ચરિત્ર પણ નિષ્કલંક છે; તેના જેવા માણસને આવા નરઘાતી અને જૂઠાબોલાઓ સાથે ચિતરી બતાવવામાં તેને અતિ નુકસાન થયું છે;—આપ મારા કહેવાનો અર્થ સમજો છો કે ? ”

જમશેદજીની યુક્તિનું ખંડન મેતા સાહેબથી કરી શકાયું નહિ; તેની વિરૂદ્ધ કંઈપણ વાત તે બોલી શક્યા નહિ. તે સમજ્યા કે એ લોકો જે બ્હીક બતાવે છે તે ખરેખરી રીતે કાર્યમાં ઉતારવાનું કઠણ નથી. તે પોતે તો પોતાને જે નુકસાન થાય તે સહન કરવા તૈયાર હતા, પરંતુ પોતાના પરમપ્રિય મિત્રને સમાજમાં બેઆબરૂ કરવાનું તેને યોગ્ય લાગતું નહિ. ગમેતેમ પણ આ લોકોનાં મ્હોં બંધ કર્યા સિવાય છૂટકોજ નહોતો-તે ગંભીર ચિંતામાં ડૂબી ગયા. તેની આંખો પર ઉદ્વેગ અને નિરાશા પથરાઇ ગયાં.

અનેકક્ષણ પછી મેતા સાહેબે માથું ઉચું કરી જમશેદજીને પૂછ્યું:—" તમારા અસીલો ડાયરીનાં આ પાનાંના બદલામાં કેટલા રૂપીઆ માગે છે ? "

જમશેદજી અત્યંત વિનયી થઇ બોલ્યો:—" આ વાત આપ અન્યાયીપણે કહોછો; મારા અસીલો પૈસાના લોભે આ કામ કરવા તૈયાર થયા નથી. "

મેતાસાહેબ અવિશ્વાસપૂર્ણ નજરે જમશેદજી તરફ જોઈ રહ્યા થોડીવાર પછી તે બોલ્યા, " મને આટલો બધો મૂર્ખ કેમ ધારો છો હું સમજી શકતો નથી ! રૂપીઆ માગતા નથી ? ત્યારે તો મને લાગે છે કે તમે રૂપીઆ કરતાં પણ મૂલ્યવાન કંઈ બીજી ચીજ માગતા હશો; તે ચીજ શું છે ? "

જમશેદજી લગાર ખોંખારી બોલ્યો:—" દીનશા કાવસજી દસ્તુરને આપની કન્યા આપવા તૈયાર થયા છો; દસ્તુર સાહેબ મારા અસીલોના મોટા શત્રુ છે; તેથી તેઓની ઇચ્છા છે કે આપની કન્યાનો વિવાહ બીજે થાય. બીજા કોઇ પણ યુવકની સાથે આપની કન્યાના વિવાહને દિવસેજ ડાયરીના પાનાં આપના હાથમાં સોંપાશે."

આ વાત સાંભળી મેતાસાહેબ ગુસ્સે થઈ ગયા, તેણે પોતાનો ગુસ્સો દબાવવાનો ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ હંમેશાં તેને તેમ કરવાની ટેવ નહોતી, આથી મન સંયમમાં ન રાખી શકતાં ગુસ્સે થઇ કહ્યું, "તમારી સ્પર્દ્ધા અત્યંત છે, આવી અસંગત અનધિકાર ચર્ચા કરવાને શા માટે આવ્યો છો ? "

જમશેદજીએ કહ્યું," જો મારી વાત આપને અસંગત લાગતી હોય તો આપ આપની ઇચ્છા મુજબ કામ કરવાને સ્વતંત્ર છો; પરંતુ તે માટે ભવિષ્યમાં આપને સંતાપ કરવો ન પડે, તે માટે

આપને યાદ આપું છું કે આપ તેમ કરશો તો પોતાના હાથે પોતાનાજ પગપર કુહાડો મારવા જેવું કામ થશે. "

આ વાતનો કંઇ પણ જવાબ ન આપતાં મેતા સાહેબે પૂછ્યું " ત્યારે તો શું તમે લોકોએ મારી કન્યા માટે એકાદ વરપણ તૈયાર કરી રાખ્યો છે ? તમારા જેવા દીર્ઘદૃષ્ટિવાળા લોકો એવી બાબતમાં પ્રયત્ન કર્યા વિના રહ્યા હોય તે સંભવિત લાગતું નથી."

જમશેદજીએ કહ્યું:—" મારા અસીલો સંબંધમાં આપનો ખરાબ વિચાર બંધાઈ ગયો જણાય છે; તેઓ જાણે છે કે આપની કન્યાનાં ભવિષ્યનાં સુખ માટે આપ યથેષ્ઠ ત્યાગ કરવા તૈયાર છો; આપની એકનીએક લાડકવાયી કન્યા જેથી દુઃખી ન થાય, એવાં કાર્યમાં આપને પ્રવૃત્ત કરવા માટે તેઓ શા માટે હઠ ન કરે ? મારા અસીલોનો નિશ્ચય છે કે તેઓ દસ્તુર સાહેબ સાથે આપની કન્યાનો વિવાહ કરવા નહિ દે. આપ આ વિવાહ નિમિત્તે આપના જમાઈને બે ત્રણ લાખ રૂપીઆ આપવા ઇચ્છો છો, તે રૂપીઆ દસ્તુર સાહેબને ન મળે એજ તેનો પ્રધાન ઉદ્દેશ છે. "

મેતાં સાહેબ ઘણીવાર ચિંતા કરી બોલ્યાઃ—"પરંતુ મેં તો દીનશા દસ્તુરને કન્યા આપવાનું વચન આપ્યું છે; મારી સ્ત્રી પણ આ વિવાહમાં સમત છે, અને સંભવ પ્રમાણે મારી કન્યાની પણ આ વિવાહમાં સંમતિ છે, "

જમશેદજીએ કહ્યું:—"દીનશા દસ્તુર પૈસાદાર આદમી છે, તે ખરૂં, પરંતુ તેની ઉમર મોટી થઇ ગઈ છે. આપની કન્યાની ઉમર સાંભળવા મુજબ વીસ વર્ષથી પણ ઓછી છે, ત્યારે દસ્તુર સાહેબને ચાલીશ વર્ષ થયાં છે. બંનેની ઉમરમાં જ્યારે આટલો તફાવત છે. ત્યારે તેઓનાં મનનો મેળ ક્યાંથી મળે ? કેવળ અગાધ સંપત્તિ પ્રાપ્ત કરવાથીજ સ્ત્રીઓની બધી ઇચ્છાઓ પૂરી થાય છે એવું અનુમાન કરી શકાતું નથી. "

મેતાસાહેબ ફરીથી ગંભીર વિચારમાં ડૂબી ગયા. ઘડીઆળમાં ટન્ ટન્ કરતા આઠના ટકોરા થયા, તે શબ્દથી ચમકી મેતાસાહેબ ઉઠી બેઠા થયા, તે પછી તે ગંભીર સ્વરે બોલ્યા, " તમારી માગણી કબૂલ કરૂં છું; દીનશા કાવસજી દસ્તુરની સાથે મારી કન્યાનો વિવાહ થશે નહિ. "

---

# પ્રકરણ ૮ મું

## ડૉક્ટરનું કૌશલ્ય

જમશેદજીએ જે વખતે બેજનજી સાથે મેતાસાહેબના બંગલામાં પ્રવેશ કર્યો, તેજ વખતે લલ્લુભાઇને દૂરથી જોઈ ઇસારો કરી અભિપ્રાય જણાવ્યો હતો તે મુજબ વરતજ ડૉક્ટર સાહેબે મેતાસાહેબના દરવાન પાસે આવી શેઠાણી સાથે મેળાપ કરવાની ઇચ્છા જણાવી. દરવાન જાણતો હતો કે ડૉક્ટર સાહેબ વારંવાર તેની શેઠાણીને મળવા આવે છે; તેથી તેણે આ સમાચાર શેઠાણીને પહોંચાડ્યા. મેતા સાહેબની સ્ત્રી અમિનાબાઈ તે વખતે નવરી બેઠી હતી, તે બગીચામાં બેઠી બેઠી પુસ્તક વાંચતી હતી. સંધ્યાકાળ થતો જોઇ તે ત્યાંથી ઉઠવાનો વિચાર કરતી હતી, તેજ વખતે ડૉક્ટર તેની સામે આવી સલામ કરી બોલ્યા, "ઘણા દિવસ થયાં આ તરફ આવ્યો નહોતો; આજે નવરાશ મળવાથી આપના સમાચાર જાણવા આવ્યો છું; આપ સારાં છો કે ?"

શેઠાણી તેજ ઠેકાણે બેસી ગયા; ડૉક્ટરને પણ તેણે પાસેના બેંચપર બેસવાનું કહ્યું. ત્યારપછી તેણે કહ્યું:—"હા ઠીક છે. આપ આવ્યા તે ઠીક થયું. મને હાલ કેટલાક દિવસ થયાં બિલકુલ નવરાશ મલતી નથી; કોઇની સાથે મેળાપ કરવાની પણ ફુરસદ નથી. મારા સ્વામી સીડીએથી પડી ગયા છે તેથી થોડા દિવસથી તેની ચાકરી કરવામાંજ આખો દિવસ ચાલ્યો જાય છે. આજે તેને સારૂં છે. હવે તે બાબતની ચિન્તા નથી; પરંતુ એક બાબતમાં આપની સલાહ લેવાની જરૂર છે."

ડૉક્ટરે કહ્યું:—"આપને જે કહેવું હોય તે કહો."

અમિનાએ કહ્યું:—"થોડા દિવસ થયાં મારી કન્યા કર્ણેલિયાને શરીરે ઠીક રહેતું નથી, તે દિવસે દિવસે નબળી પડતી જાય છે."

ડૉક્ટરે પૂછ્યું:—"શો રોગ જણાય છે ?"

અમિનાએ કહ્યું:—"કર્ણેલિયાને તેના રોગ બાબત પૂછતાં કંઇપણ જવાબ આપતી નથી; તે કહે છે કે મને કંઇપણ થયું નથી! પરંતુ રોગ વિના શું ચહેરો ફીકાશ્ચ પડી જાય ?"

ડૉકટરે કહ્યું:—" કેટલીક વખત મનનાં દુઃખે પણ શરીર લેવાઇ જાય છે, તેને મનમાં કંઈ રોગ નથી લાગુ પડયો ? "

અમિનાએ કહ્યું:—" છોકરાંને વળી મનનું દુઃખ કેવું ? તેને કોઈ જાતની ચિંતા નથી. વારૂ હું તેને બોલાવરાવું છું, તેને કંઈ રોગ છે કે નહિ તે આપ જૂઓ. "

અમિનાએ એક નોકરને બોલાવી કર્ણેલિયાને બોલાવી લાવવાનું કહ્યું.

થોડીક મિનિટ પછી નોકરે આવી સમાચાર આપ્યા કે કર્ણેલિયા બંગલામાં નથી.

અમિનાએ નવાઇ પામી પૂછ્યું:—" બંગલામાં નથી ? કયાં ગઇ છે ? "

" ચારેક વાગ્યે વખતે બહાર ગયાં છે. " નોકરે જવાબ આપ્યો.

અમિનાએ પૂછ્યું:—" સાથે કોઇ ગયું છે ? "

નોકરે જવાબ આપ્યો:-" તેની દાસી ઇસુબાઈ તેની સાથે ગઇ છે "

થોડીવાર વિચાર કરી અમિનાએ નોકરને જવાનું કહ્યું.

આટલા મોટા આબરૂદાર કુટુંબની છોડી એક દાસીની સાથે બપોરના ચારેક વાગ્યાને શુમારે બહાર જાય અને સંધ્યાકાળ થઇ જાય છતાં પાછી ન આવે, એ વાત ડૉકટરને નવાઇ ઉપજાવે તેવી લાગી. અમિના જરા દિલગીર થઈ બોલી, " છોડીનું બાળપણ હજુ ગયું નથી ! વારૂ, તેનાં શરીરની આવી અવસ્થામાં પણ તેના વિવાહમાં કંઈ હરકત ન નડે તો થયું. "

ડૉકટરે પૂછ્યું, " આપની કન્યાનો કયાંએ સંબંધ થયો છે ? "

અમિના લગાર ધીમેથી બોલી:—" વાત હજુ ખૂબ છૂપી છે; પરંતુ આપ અમારા હિતેચ્છું છો, તે ઉપરાંત ડૉકટર છો, તેથી આપનાથી છૂપું કંઈ રાખી શકાય તેમ નથી; દીનશા કાવસજી દસ્તુર સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે. "

ડૉકટરે પૂછ્યું:—" વારૂ, વાત હજી સુધી જાહેર થઈ નથી પણ કોઇ કોઈને મ્હોંએ આ વાત સંભળાતી હતી ખરી. "

અમિનાએ નવાઈ પામી પૂછ્યું:—" શું કહો છો ? આ વાત આપને કોણે કહી ? "

ડૉકટરે કહ્યું:—" એક કરતાં વધુ માણસો પાસે મેં આ વાત

સાંભળી છે; વળી વધારે તો શું પણ આ વિવાહના પ્રસંગને લીધેજ હું આપની પાસે આવ્યો છું."

ડૉક્ટર લલ્લુભાઇ જેવા સાધારણ માણસના મ્હોંએ આવી વાત સાંભળી અમિનાને બહુજ ગુસ્સો ચઢ્યો; પરંતુ તે એ ભાવ છુપાવી કંઇક મશ્કરીને સ્વરે બોલી:—"વાહ! ત્યારે તો અમારા તરફ આપની બહુ કૃપા થઈ."

બુદ્ધિમાન ડૉક્ટર આ છૂપી મશ્કરીનાં વચનથી જરા સંકોચ પામ્યો, પરંતુ તેણે પોતાનો સંકલ્પ છોડ્યો નહિ; તે વિનયપૂર્વક બોલ્યો:—"હું આપનો આશ્રિત છું, ભવિષ્યમાં આપનું બુરૂં ન થાય એવી આશાથી હું આપને આ વાત કહેવા આવ્યો છું. આપનું ભલું થાય તે તરફ નજર રાખવાનું મારૂં કર્તવ્ય છે."

સન્ધ્યાકાળના ઝાંખા અંધકારમાં અમિના તીવ્ર દૃષ્ટિથી ડૉક્ટર સામું જોઇ કૌતુહલપૂર્ણ સ્વરે બોલી:—"મારી કન્યાના વિવાહ સાથે મારાં અનિષ્ટનો શો સંબંધ છે તે સમજી શકતી નથી. આપ બધી વાત સ્પષ્ટ રીતે કહો."

ડૉક્ટર ગંભીરભાવે બોલ્યો:—"લગભગ ૨૫ વર્ષથી વધુ સમય થયાં હું આ શહેરમાં ધંધો કરૂં છું. એ ધંધાને લીધે મને મોટાં મોટાં કુટુંબોની છૂપી વાતો જણાઈ છે; આ બધાં રહસ્યો હું જાણતો હોવાથી મારે વખતોવખત નાના પ્રકારની અગવડો વેઠવી પડે છે, પરંતુ આ વખતે જેવું સંકટ આવી પડ્યું છે તેવું સંકટ મારે માથે કદી આવ્યું નથી."

અમિનાએ ઉત્સાહપૂર્વક પૂછ્યું:—"ખરેખર? સંકટ શું છે તે કહો તો ખરા."

ડૉક્ટરે સંકુચિતભાવે કહ્યું:—"જો એ વાત ખોટી હોય તો આપની પાસેથી મારે કેવી રીતે ક્ષમા માગવી તે મારે માટે કઠણ થઈ પડશે; પરંતુ તે હતભાગ્ય પુરૂષ કહેતો હતો કે મારા હાથમાં પૂરેપૂરી સાબીતિ છે."

અમિનાના મનમાં કૌતુહલ પેદા થયું, તેણે પૂછ્યું:—"કયો અભાગીઓ, કઇ સાબીતિ?"

ડૉક્ટર સાહેબ જાણે ગભરાયા હોય તેવો દેખાવ કરી બોલ્યા: આટલી વાત કહી એ મેં મારે ગેરવાજબી કામ કર્યું છે. કદાચ તે આપને

પ્રીતકર થઇ પડશે નહિ; આપને બધી વાત કહેવાની મને હિંમત થતી નથી."

રમણી હૃદયની આતુરતા આ વખતે પૂર્ણ થઇ ગઇ; અમિનાએ કહ્યું:—"આપને કશી બ્હીક રાખવાની નથી, વાત શી છે તે કહો."

ડાકટર થોડીવાર ચૂપ રહી પૂછવા લાગ્યા:—"મેરવાનજી શાપુરજીનું નામ આપે સાંભળ્યું છે? જે વખતે આપનો વિવાહ થયો, તે વખતે આપણી જાતિમાં તે અતિશય શોખીન યુવક તરીકે પ્રખ્યાત હતો."

અમિનાએ થોડીવાર ઉંચું જોઇ બે ત્રણ વખત એ નામનો ધીમેથી ઉચ્ચાર કર્યો, ભમરસંકોચી કપાટપર એકાદ બે વાર હાથ અડકાડયો; તે પછી તેણે કહ્યું:—"ના? એવા કોઇપણ માણસની વાત યાદ આવતી નથી!"

ડૉકટરે કહ્યું:—"પરંતુ મેરવાનજીના ભાઇ પેસ્તનજી શાપુરજીને આપ જરૂર ઓળખતાં હશો; થોડા દિવસ પહેલાં રૂસ્તમજી સાહેબને ઘેર તેના પુત્રના જન્મોત્સવ પ્રસંગે આપની કન્યા કર્ણેલિયાને તેની સાથે વાતો કરતાં મેં જોયાં હતાં."

અમિનાએ કહ્યું:—આપ પેસ્તનજીના ભાઇની વાત કરો છો? હા હા, તેને હું થોડી ઘણી ઓળખતી હતી."

ડૉકટરે કહ્યું:—ત્યારે આપને એ પણ યાદ હશે કે આજથી ૨૨–૨૩ વર્ષ પહેલાં અકસ્માત મેરવાનજી શાપુરજી કોણ જાણે કયાં અદૃશ્ય થઈ ગયો છે; તેના જેવા એક આબરૂદાર અને જાણીતા માણસના અકસ્માત ગુમ થવાથી માણસોમાં તે વિષે નાના પ્રકારની વાતો ચાલવા લાગી."

અમિના લગાર પણ આતુરતા ન બતાવતાં નીચું મ્હોં કરી બોલી:–"એમાં વળી અસંભવિત વાત શી?"

ડૉકટર બોલવા લાગ્યો:—જે રાત્રે તે ગુમ થયો, તેજ રાત્રે એપોલો હૉટલમાં તેના બે ત્રણ મિત્રો સાથે તેણે ખાણું લીધું હતું; ત્યારબાદ પોતાના તે મિત્રોને પોતે કાંઇક ખાસ કામને માટે જરા દૂર જવાનું હોવાથી થોડીવાર પછી થિએટરમાં તેમને મળવાનું જણાવી તે તેમનાથી છૂટો પડયો. તેની વાત સાંભળી તેના મિત્રો

સમજ્યા કે તે કોઈપણ સોબતણ સાથે સોબત કરવા જાય છે. વારૂ, પણ તે હૉટેલમાંથી ગયા બાદ તેનો પત્તોજ ન મળ્યો."

અમિના વિસ્મય પામી બોલી:—"એકાએક ગુમ થઇ ગયો! બહુ નવાઇની વાત!"

ડૉકટરે કહ્યું:—તેના મિત્રોએ જાણ્યું કે તે ભારે શોખીન હોવાથી એકાએક મોજ કરવા ક્યાંક ચડી ગયો હશે. પરંતુ એક અઠવાડીઆં સુધીમાં તેનો પત્તોજ ન મળ્યો, ત્યારે તેમણે પોલિસમાં ખબર આપી; પરંતુ પોલિસ કાંઇ પણ પત્તો મેળવી શકી નહિ. તેની સાથે કેટલાક રૂપીઆ હતા, એ વાત પણ જણાઈ હતી; પરંતુ તેટલા રૂપીયા વડે તે યુરોપ કે અમેરિકા ગયો હશે, એ પણ અસંભવિત જણાવા લાગ્યું હતું."

અમિનાએ પૂછ્યું:—"આ બધી નકામી વાતો શા માટે કરો છો?"

ડૉકટરે પૂછ્યું:—એ બધી નકામી વાતો નથી; કાલે એક માણસે આવી મને કહ્યું કે મેરવાનજીનાં અકસ્માત ગુમ થવા બાબતમાં આપને પૂરેપૂરી માહિતી છે; અને તેનાં પ્રમાણો પણ તેની પાસે હાજર છે."

અમિના લગાર હસીને બોલી:—"ડૉકટર, આપની વાત ભારે જામી છે; સારા લેખક હાથે એ વાત અતિ સુંદર નવલકથાનો વિષય બની શકત. પરંતુ મારા જેવી એક નિર્દોષ સ્ત્રીને એ વાતમાં ગુંથવાથી બધી વાર્તાનું સૌન્દર્ય ગુમ થયું!"

ડૉકટરે કહ્યું:—સારૂં, સારૂં, ત્યારે તો ઘણું સારૂં; કેવા ધુતારાના હાથમા હું રમ્યો!"

અમિના થોડીવાર ચૂપ રહી બોલી:—"એ માણસ કોણ છે?"

ડૉકટરે વ્યગ્રતાપૂર્વક કહ્યું:—"ના, ના હવે તે વાત જણાવવાની જરૂર નથી; એ માણસે મને બનાવ્યો છે; હવે મને જણાયું કે એવા ધુતારાની વાતમાં વિશ્વાસ રાખવો એ સારૂં નથી. હવે જો તે મારા ઘરમાં પગ મુકશે તો હું તેને ધક્કા મારી બહાર કાઢીશ. તેના ઉપર મને અત્યારે એટલો ગુસ્સો ચઢ્યો છે કે અત્યારે ને અત્યારે પોલિસ પાસે પકડાવવાનું મન થાય છે."

અમિનાએ ત્રસ્ત થઈ કહ્યું, "ના ના, એવું કામ કરવાની

જરૂર નથી. તેમ થવાથી એક નમાલી વાતને એક મોટું રૂપ અપાશે. એ માણસ તમારો જાણીતો છે ?"

ડૉકટરે કહ્યું:—"તે જે સમાજનું માણસ છે, તે સમાજ આપનાં પગરખાં સાફ કરવાને પણ લાયક નથી; તેનાં નામ પરથી તમે તેને ઓળખશો નહિ. તોપણ તેનું નામ કહેવામાં મને કાંઇ હરકત નથી, તેનું નામ હીરાજી છે, મેં એક વખત તેની દવા કરી હતી."

અમિનાએ કહ્યું:—" મને લાગે છે કે તે તેનું ખરૂં નામ નહિ હોય; પરંતુ આપ પેલી પૂરેપૂરી સાબીતિની વાત કહેતા હતા તે શું?"

ડૉકટરે કહ્યું:—" તેજ વાત હું આપને જણાવતો હતો. હીરાજીએ મને કહ્યું કે, " મેરવાનજી શાપુરજીનું શું થયું છે તે મેતા સાહેબનાં સ્ત્રી જાણે છે. શાપુરજીના જે પત્રો તેની પાસે છે, તેમાંથી કેટલુંક રહસ્ય જાણી શકાય છે, પરંતુ બહેરામજી એન્જરાના પત્રો કે જે તેની પાસે છે, તેમાંથી બધી હકીકત સ્પષ્ટતાપૂર્વક સમજી શકાય છે! "

આ વખતે અમિનાનું મ્હોં લેવાઇ ગયું, તેણે બીકથી પૂછ્યું:— " મારી પાસે પત્રો છે ? "

ડૉકટર કહ્યું:—"હા, આપની પાસે એ સંબંધની અનેક ચિઠીઓ હતી; પણ હીરાજીએ મને કહ્યું છે કે એ બધા પત્રો તના હાથમાં આવ્યા છે. "

ઉંઘતી સિંહણ તરવારના ઘાથી જેમ ચમકી ઉઠે, તે જેની રીતે ગર્જના કરતી ચાલી જાય, તેમ અમિના પોતાના ઓરડા તરફ દોડી; ડૉકટરને એક શબ્દ પણ બોલવાનો અવસર મળ્યો નહિ.

ડૉકટર સ્થિરભાવે ત્યાંજ બેસી રહ્યો, તે મનમાં મનમાં બોલવા લાગ્યો:—" ગમે તેટલી ખોળ કરોને પત્રો મળે તેમ નથી."

લગભગ ૧૫ મિનિટ પછી અમિના ડૉકટર પાસે પાછી આવી, પરંતુ તેની ધીર, સ્થિર, શાન્તમૂર્તિ અંતર્હિત થઇ ગઇ હતી; તેના વાળ તેના સ્કન્ધપર વીખરાંએલા હતા, પહેરેલનું લુગડું જેમ તેમ ખસી ગયું હતું, આંખો ફાટી રહી હતી, છાતી વારંવાર ઉછળતી હતી; તે હાંફતી હાંફતી ડૉકટર પાસે આવી હતાશ ભાવે બોલી:—" સત્યાનાશ વળ્યું ! બધું ચોરાઇ ગયું ! "

ડૉકટરે વિસ્મયતા બતાવી પૂછ્યું:—" શું ચોરાઇ ગયું ! આપ

આટલાં બધાં અધીરાં થાઓ નહિ; ચાકરોના મનમાં સંદેહ ન આવે એવી રીતે વાતચીત કરો."

અમિનાએ કહ્યું:—"મારા પત્રો! બધા પત્રો ચોરાઇ ગયા છે."

અમિના હતાશ ભાવે એક બેંચપર બેસી ગઇ; ડૉક્ટર થોડીવાર ચુપચુપ બેસી રહી બોલી ઉઠયો:—"ત્યારે શું હીરાજીની વાત સાચી છે?"

અમિનાએ કહ્યું:—"હા બરાબર છે; જેણે મારા પત્રો ચોર્યા છે. તેણે મારૂં સત્યાનાશ વાળ્યું છે. મારાં બધાં ઘરેણાં, વસ્ત્રો, પૈસા વગેરે બધું ચોરી ન જતાં તેણે એ કાગળો શા માટે ચોર્યા? તે કેવો છે, કેવો માણસ કે બીજું કાંઇ ન લેતાં ફક્ત એ કાગળોજ લીધા? આ બધું નવાઇ જેવું છે! હું તે કંઇ સમજી શકતી નથી."

ડૉક્ટરે કહ્યું:—"એ પત્રો પ્રકાશમાં આવતાં શું આપને નીચું જોવું પડે તેવું છે?"

અમિનાએ કહ્યું:—"મારી બધી આબરૂ જવાની, બહાર મ્હોં બતાવવા જેવું રહેશે નહિ, મારૂં સત્યાનાશ વળશે. જુવાનીમાં મને કંઇ ખબર નહોતી, ત્યારે મારી બુદ્ધિ પરિપક્વ થઈ નહોતી; ત્યારે હું રાતદહાડો વેરનાં સ્વપ્નો જોતી, વેરની લાગણી કેમ રીતે શાંત કરવી તેનાજ વિચારો કરતી હતી. વેર વાળવા માટે જે હથિઆરો અત્યાર સુધી મેં સજાવી તૈયાર કરી રાખ્યાં હતાં, તેજ છેવટે મારી છાતી પર પડયાં."

ડૉક્ટરે કંઇપણ કહ્યું નહિ, તે નવાઈપૂર્વક અમિનાની વાત સાંભળવા લાગ્યો.

અમિના ઉત્તેજિત અવાજે બોલી:—"તે પત્રો મારા પતિના હાથમાં આવે, તે પહેલાં મારૂં મોત નીપજે તો કેવું સારૂં. અરેરે કેવી વાત! ડૉક્ટર આપે કહ્યું છે કે આપ મારા હિતેચ્છુ છો; તો કહો કે કઈ રીતે એ બધા કાગળો મારા પતિના હાથમાં ન જાય. એ બધા કાગળો કોની પાસે છે? તે શું ચોર છે, લૂટારો છે કે કોઇ જાદુગર છે? મેં મારી દુર્ભેદ્ય તેજુરીમાં મજબુત કેશ બૉક્સમાં એ બધા કાગળો રાખ્યા હતા; એ તેજુરીઅને કેશ—બૉક્સની ચાવી હું ઘડીભર પણ વીલી મૂકતી નથી; તો પણ પત્ર ગયા! કહો ડૉક્ટર, એ ચોરને શું જોઇએ છીએ? કેટલા રૂપીઆ મળતાં તે પત્રો મને પાછા આપશે?"

ડૉકટર સાહેબ પોતાના સ્વાભાવિક અવાજે બોલ્યાઃ-"તે પૈસા માગતો નથી."

અમિનાએ પૂછયું:—"પૈસા નથી માગતો! ત્યારે તે શું ચાહે છે? હીરા, મણિ, મોતી વગેરે ઝવેરાત—જે માગશે તે આપીશ; પણ એ કાગળો મારી પાસે આવે તેવો બંદોબસ્ત કરી આપો."

ડૉકટરે કહ્યું:—"આપની કન્યાની સાથે જે દિવસ પેસ્તનજી શાપુરજીનો વિવાહ થશે, તેજ દિવસે વિવાહ પછી આપ એ પત્રો પાછા મેળવશો-બધા પત્રો આપને પાછા સોંપાશે."

અમિના એ વાત સાંભળી પત્થરની પુતળીની માફક ગુપચુપ બેસી રહી; ભારે નવાઇથી તેની અધીરતા જતી રહી, પરંતુ થોડી વારમાં તે પોતાની અવસ્થા સમજી ગઇ; તેનાં હૃદયમાં વાવાઝોડાંનું તોફાન ચાલવા લાગ્યું; તે જુસ્સાબંધ બોલવા લાગી, "ના, ના, તે અસંભવિત છે! આપનો ઠરાવ કાર્યમાં મૂકવાનો સંભવ નથી, ડૉકટર આપ જાઓ, તે ચોર, લૂટારાને કહો કે તેની ઇચ્છા હોય તો તે એ બધા કાગળો મારા સ્વામીને પહોંચતા કરે; તે બધા નર પિશાચોને કહેજો કે મારા પત્રો ચોરી જતાં તેની મતલબ સરશે નહિ: હું શરમ અને કલંકમાં ડૂબી મર્યા પહેલાં આત્મહત્યા કરીશ, પછી તે શું કરશે?"

ડૉકટરે કહ્યું:—"આપ આટલાં બધાં ઉતાવળાં કેમ થાઓ છો?"

અમિના એ વાક્યપર ધ્યાન ન આપતાં ઉન્મત્તની પેઠે બોલવા લાગી, "વારૂ-એ ચોર લોકોએ શું એમ ધાર્યું છે કે હું મરણથી બ્હીશ? કેટલાય દિવસ થયાં મેં પરમેશ્વર પાસે મોત માગ્યું છે, પણ તેણે એ વાત ધ્યાનમાં લીધી નથી; મારૂં આખું જીવન પસ્તાવામાં બાળવાનીજ તેની ઇચ્છા જણાય છે! ડૉકટર, આપ કદાચ એમ જાણતા હશો કે સરખુરશેદજી મેતાની પત્ની અમિનાબાઇ જેવું જીવન કેટલીય આબરૂદાર સ્ત્રીઓ માગતી હશે; આપ એમ ધારતા હશો કે મારૂં જીવન નિરંતર અનંત સુખના તરંગોમાં તરતું હશે; દુઃખ કષ્ટ મારાં શરીરને સ્પર્શ પણ કરતું નહિ હોય, પરંતુ ડૉકટર, એ બધું ખોટું છે. આપ મારા હૃદયમાં જે દાવાગ્નિ સળગ્યા કરે છે તે જોઇ શકતા નથી!-મરણથી તે અગ્નિ સહસ્ત્રગણો ભયંકર છે, મરણ તેના કરતાં હજારગણું સારૂં છે; મરણ તો છુટકો મેળવવાનો એકમાત્ર ઉપાય છે!

હું મનની જ્વાળા ભૂલવા માટે રાત દહાડો આનંદોત્સવમાં મગ્ન રહું છું; નકામાં કાર્યોમાં પાણીની માફક પૈસો ખરચું છું;-મારાં વિચિત્ર કામો જોઈ લોકો મનમાં ધારે છે કે હું પાગલ બની ગઇ છું. હા, ખરેખર હું ગાંડી બની છું; હું ઉન્મત્ત થઇ છું દુઃસહ સ્મૃતિની બળતરા મારાથી સહન થતી નથી-સહન થતી નથી."

જીવનનાં બધાં સુખો-બધી આશા તજી આપઘાત કરવાનો દૃઢ સંકલ્પ કર્યા વિના કોઈ પણ સ્ત્રી આ રીતે ખુલ્લો એકરાર ન કરે, તે જોઈ ડૉક્ટર શકમાં પડ્યો; પરંતુ તે તેને કેવી રીતે શાન્તિ આપી શકે ?-તેનાં મ્હોંમાંથી એક વચન પણ સર્યું નહિ.

અમિના ગાંડાની માફક બોલવા લાગી, "મારું બધું જીવન કેવળ અશાન્તિનો ભાર વેઠતાં વેઠતાં ચાલ્યું ગયું ! આ જીવનમાં મેં જેટલું દુઃખ વેઠયું છે; તેનો હજારમો ભાગ પણ કોઈ ગરીબ ખેડુતની પુત્રીને સહેવું નહિ પડયું હોય, નિરાશાનાં ઉના ધગધગતાં લોહીમાં મારું જીવન સર્યે જાય છે, પરંતુ આજે બધું પૂરું થયું: આજ રાત્રે જ હું આ જીવન પૂરું કરીશ."

ડૉક્ટર વધુ વખત ચૂપ રહી શકયો નહિ, તેણે કહ્યું:-"અત્યારે તો આપની કન્યાના મ્હોં સામું જોઇને સ્થિર થવું યોગ્ય છે; આપ જેને વિપત્તિ માનો છો, તે જો ખરેખરી વિપત્તિ હોય, તોપણ તે આવવાને હજુ વાર છે; આપ હતાશ થશો નહિ, હું મારી શક્તિ મુજબ આપને મદદ કરીશ. આ વિપત્તિમાંથી છૂટવાનો કોઇ રસ્તો છે કે નહિ, તેનો આપણે સહુ પહેલાં વિચાર કરવાની જરૂર છે."

અમિનાએ કહ્યું:—"પરંતુ મારા વિરૂદ્ધ એક જબરું તરકટ રચાયું લાગે છે ! નહિ તો આટલી બધી કીંમતી ચીજો છતાં ફક્ત ઘણા દિવસના જુના કાગળોજ શા માટે ચોરાઇ જાય ?"

ડૉક્ટરે એ વાતનો જવાબ ન આપતાં કહ્યું:—"પેસ્તનજી શાપુરજી આપથી અજાણ્યો માણસ નથી; તેના હાથમાં કન્યા સોંપતાં આપને કાંઈ આપત્તિ તો નહિજ હોય ?"

અમિનાએ કહ્યું:—"ના અડચણ તો કંઈજ નથી."

ડૉક્ટરે કહ્યું:—"ત્યારે આપ આટલાં બધાં હતાશ શા માટે થઈ જાઓ છો ? પેસ્તનજી કુળવાન છે તેમ રૂપાળો પણ છે; દોષ હોય તો માત્ર એટલોજ કે તેની ચાલચલગત સારી નથી; અને

ઘણો પૈસાદાર નથી; પરંતુ ચાલચલગતની વાત સાંભળવા જેવી નથી, આજકાલ આબરૂદાર માણસોનું એ તો ભૂષણ ગણાય છે! અને પૈસાની અડચણ પણ નડે તેમ નથી; આપની દોલતની વારસ આપની કન્યાજ છે, માટે પૈસા વિના આપની કન્યાને વેઠવું પડે તેમ નથી; વળી પેસ્તનજીના ભાઇની જે બધી દોલત છે તે પણ પેસ્તનજીનેજ મળવાની છે."

અમિનાએ કહ્યું:—" બધું સમજી, પરંતુ મારા પતિ એ વાત સાંભળશે કેમ? તે તો દીનશા કાવસજીને છોકરી સોંપવાને તૈયાર થયા છે."

ડૉકટરે કહ્યું:—"કન્યાની માનો મતજ ઉંચો ગણાય છે; આપ લગાર પ્રયત્ન કરશો તો આપના સ્વામીનો વિચાર ફરી શકશે."

અમિનાએ માથું હલાવી કહ્યું:—" ના તે દિવસો તો ગયા; એક સમય એવો હતો, કે જ્યારે હું મારા પતિના હૃદયપર અસાધારણ અધિકાર ચલાવતી; મારી દરેક માગણી તે નીચે માથે સ્વીકારતા; મારા લગાર હાસ્યને બદલે, મારો એકાદ કટાક્ષ મેળવવા માટે તે પોતાનું બધું તજવાને તૈયાર થતા;—ત્યારે તે મને ચાહતા હતા! પરંતુ મેં મારે હાથે મૃત્યુંજયી પ્રેમને જીવનનો નાશ કરનાર ઝહરનાં રૂપમાં ફેરવી દીધો છે!—હવે હું કયાં બળથી તેને વશ કરૂં? કયાં બળથી તેને મારા માર્ગે ચાલતા કરૂં?એ આશા તો ગઈ."

ડૉકટરે કહ્યું:—" પરંતુ આપ પ્રયત્ન તો કરી જૂઓ."

અમિનાએ કહ્યું:—"વળી કર્ણેલિયા જો દસ્તુરને ચાહતી હોયતો? તે પણ જબરી અગવડ છે.!"

ડૉકટરે કહ્યું:—" આપ બુદ્ધિશાળી છો, કન્યાનું મન ફેરવવું એ આપને માટે કઠણ નથી."

અમિના થોડીવાર ચૂપ રહી બોલી, "ડૉકટર, મેં આપને મારી ઘણી છૂપી વાતો કહી છે; જે વાતો કહેવી યોગ્ય નહોતી તે પણ કહી છે. તો પણ હજુ પણ કોઈ કોઈ વાત કરવી રહી ગઈ છે; તે આપનાથી છૂપાવીશ નહિ. એ બધી વાત સાંભળતાં આપને મારી શોચનીય અવસ્થાનું જ્ઞાન થશે. મારા પતિ સાથે મારી વાતચીત પણ એક રીતે જોતાં બંધ થએલી છે; સ્વામી સ્ત્રી તરીકેનો બાહ્ય સંબંધ માત્ર છે. દુઃખની વાત વધુ શું કહું, કર્ણેલિયાપણ બે આંખે જોઈ

શકતી નથી.—સ્વામીને અગર કન્યાને મારા પક્ષમાં લાવવાનું સામર્થ્ય મારામાં તલભાર પણ નથી."

ડૉક્ટરે કહ્યું:—"આપ હતાશ થશો તો કંઇપણ નિપજવાનું નથી. જે કાર્ય બળથી થતું નથી, તે યુક્તિથી થઈ શકે છે; એ સંબંધમાં આપને હું વધુ શું કહું? આપ શા માટે મુંઝાઓ છો? આપને બીક રાખવા જેવું કશું નથી. આપને સહાય આપવા માટે હું આ મારૂં જીવન આપું છું. મારી સલાહ મુજબ કામ કરો; પેસ્તનજીની સાથે કર્ણેલિયાનો વિવાહ કરવાની ચેષ્ટા આરંભો. એ માસે નહિ તો છ માસે આપ જરૂર ફાવશો. આ વખત દરમિઆન આપના કાગળો આપના સ્વામીના હાથમાં ન જાય તે બાબત હું ઉપાય કરીશ; મારી આ વાતમાં આપને વિશ્વાસ છે?"

અમિના થોડીવાર વિચાર કરી બોલી:—"હું આપના વિચારને મળતી થાઉંછું, કાલથીજ હું આ સંબંધ તોડવાનો પ્રયત્ન કરીશ."

ડૉકટર સાહેબે રજા લઈ પ્રયાણ કર્યું, ત્યારે રાતના આઠ વાગી ગયા હતા.

ડૉક્ટર લલ્લુભાઇ મેતા સાહેબનું કમ્પાઉન્ડ ઓળંગી રસ્તાપર જરા દૂર ગયા, એટલે તેના ખભાપર કોઇએ હાથ મૂક્યો; તેણે ચમકી પાછું જોયું તો જમશેદજીને જોયો.

જમશેદજીએ પૂછ્યું:—"રોગીની અવસ્થા કેવી છે?

ડૉકટરે લગાર હસીને કહ્યું:—"અનેક પ્રયત્નો પછી બચવાની જરા આશા જણાય છે."

જમશેદજીએ ઉત્સાહપૂર્વક કહ્યું:—"ત્યારે સમાચાર સારા છેને?"

ડૉક્ટરે કહ્યું:—"હા, પરંતુ મરવા પડેલાને બચાવવા માટે આખું વૈદકશાસ્ત્ર ડોળવું પડયું છે!"

—:*:—

## પ્રકરણ ૯ મું

—:o:—

### ચિતારાને ઘેર

જમશેદજીને મળવા જતી વખતે અરદેશરે સ્વપ્ને પણ ધાર્યું નહેતું કે પોતાનું સૌભાગ્ય આમ એકાએક ફરી જશે. જેના પેટ ભરવાના ઉપાયનું પણ ઠેકાણું નહોતું, બીજે દહાડે શું ખાવું તેના

વિચારમાંજ જે ગરક થઈ ગયો હતો, ભીષણ દરિદ્રતાના વ્યાધિથી જે આપઘાત કરવા તૈયાર થયો હતો, તેને એકાએક જરાપણ મહેનત વગર ત્રણસો રૂપીઆની નોકરી મળી ! અરદેશર પહેલાં તો આ બધું સાચું છે કે જૂઠું તેની બરાબર પરીક્ષા કરી શક્યો નહિ: પરંતુ છેવટે જ્યારે તેના હાથમાં પહેલા માસના પગારના રૂપિઆ ત્રણસો આવી પડયા, ત્યારે તે સમજ્યો કે ખરેખર મારૂં ભવિષ્ય ફર્યું છે, ભાગ્યલક્ષ્મી મારા તરફ પ્રસન્ન છે. ભવિષ્યમાં મળવાનાં સુખની કલ્પનાથી તેનું શુષ્ક હૃદય પ્રફુલ્લ થઇ ગયું, તેનું માથું અભિમાનથી ભારે થઇ ગયું, તે આનંદથી ગુલતાન થઇ ગયો. જમશેદજીની દુકાન બહાર નીકળી હવે ક્યાં જવું તેનો તે વિચાર કરવા લાગ્યો.

અકસ્માત તેને સાંભળી આવ્યું કે એક દિવસ ભયંકર અન્નકષ્ટ પડવાથી મેં એક ચિતારા પાસેથી પચીસ રૂપીઆ કરજે લીધા છે. અત્યારસુધી એ પૈસા તેને પાછા આપ્યા નથી. એ ચિતારાનું નામ નવરોજી હતું. મુંબાઇની એક હૉટલમાં અરદેશરનો નવરોજી સાથે મેળાપ થયો હતો, નવરોજી અને અરદેશર બંને બરાબરીઆ હતા, બંને અનાથ હતા; બંનેની વચ્ચે મિત્રતા જામી ગઈ: તેમાં પણ જરબાનુની નજરમાં એક એવો ભાવ હતો કે અરદેશરે તેને પોતાની વાત જણાવતાંજ તેણે પોતાને અગવડ પડતાં છતાં પચીસ રૂપીઆ ઉધારે આપ્યા હતા: તેને આ રૂપીઆ પાછા આવવાના છે, એવી આશા નહોતી.

નવરોજી મુંબાઇના અનેક ધનવાન ગૃહસ્થોના બંગલાની અંદર કે બહાર નાના પ્રકારનાં ચિત્રો ચિતરવાનું કામ કરતો હતો: ચિત્ર કામપર તેને બહુજ પ્રીતિ હતી, પરંતુ ઘેર ઘેર ચિત્રો કાઢી જીવન વિતાડવાનો તેનો ઇરાદો નહોતો. તેથી તે ઓઇલ પેઇન્ટીંગમાં વધુ આનંદ માનતો હતો. ધનવાનોના બંગલાની ભીંતોપર જે ચિત્રો ચિતરતો, તેનાથી ઉત્પન થતું દ્રવ્ય તેનાં પોષણ પૂરતું હતું; તે કામ કરતાં જે વખત બચતો તે દરમિયાન તે પોતાનાં ઘરના એકાન્ત ભાગમાં બેસી ઓઇલ પેઇન્ટીંગના ચિત્રો ચિતરતો હતો. અબ્દુલ રહેમાન સ્ટ્રીટની એક નાની ગલીમાં એક ગંદા મકાનના ત્રીજા માળે કેટલીક ઓરડીઓ ભાડે લઇ તે પોતાનું કામ ચલાવતો હતો. અરદેશર

નવરોજીનું ઠેકાણું જાણતો હતો; તેથી તે એક ભાડુતી ગાડી લઇ નવરોજીને ઘેર આવ્યો.

એ મકાનને પહેલે માળે કેટલીક દુકાનો હતી, બીજે માળે કેટલાક લોકો રહેતા હતા. બીજા માળની પાસે ત્રીજે માળે જવાની સીડી હતી. બીજે માળે ગયા પછી અરદેશર આમતેમ શોધવા લાગ્યો. એ વખતે બીજા માળની એક ચાકરડી સાથે તેને મેળાપ થયો. તે દાસી પાસેથી અરદેશરે જાણ્યું કે ત્રીજે માળે એક માણસ એકલો રહે છે; અને તે ચિતારાનો ધંધો કરે છે.

એ વાત સાંભળી અરદેશરજીને કંઇપણ શક રહ્યો નહિ; ત્રીજે માળે નવરોજીની ઓરડીનાં બારણાં આગળ આવી તે ઉભો. બારણાં બંધ હતાં! અરદેશરે બારણાં ઠોક્યાં, તરતજ નવરોજી અંદરથી બોલ્યો, "તમે કોણ છો? બારણાં ખુલ્લાંજ છે? લગાર જોરથી ધકેલી અંદર આવો."

એ રડીમાં પ્રવેશ કરી અરદેશરે જોયું કે નવરોજી પીછી લઇ અત્યંત મન દઇને એક ચિત્રપટ્ટ પર આંકેલાં એક ચિત્ર પર રંગ પૂરે છે. અરદેશરને જોતાંજ નવરોજી પીછી મૂકી ઉભો થયો; ફરી ઉભા થઈ સલામ કરી તે હસતાં હસતાં બોલ્યો, "ઘણા દિવસે મળ્યા; કેમ છો?"

અરદેશરે કહ્યું:—"અત્યારે ઠીક છે; પરંતુ અત્યાર સુધીમાં ભારે દુઃખ ભોગવવું પડ્યું."

નવરોજીએ વળી પૂછ્યું:—"તેને કેમ છે?–જરબાનુને?"

અરદેશરે કહ્યું, "તેને પણ ઠીક છે. મેં આપની પાસેથી પચીસ રૂપીઆ કરજે લીધા છે, આટલા દિવસ સુધી હું તે પાછા આપી શક્યો નથી, તે માટે મને શરમ આવે છે. એ વખતે આપે મારા પર ભારે ઉપકાર કર્યો હતો, આજે એ પૈસા આપને પાછા આપવા આવ્યો છું.

નવરોજી લગાર શરમાઈ બોલ્યો:—"એ રૂપીઆની વાત તો હું ભૂલીજ ગયો હતો; તે મને અત્યાર સુધી ન મળ્યા તેથી મને કંઇ અગવડ થઇ નથી. આપને અગવડ હોય તો મને હાલમાં રૂપીઆ આપશો નહિ."

અરદેશરે કહ્યું:—"ના, ના, આવું નાનું દેવું આપતાં હવે મને કંઇ અડચણ પડે તેમ નથી; મને માસિક ત્રણસો રૂપીઆની નોકરી મળી છે."

અરદેશરે વાર્યું હતું કે આવી નવાઈ જેવી વાત સાંભળતાંજ નવરોજી કદાચ વિસ્મયમાં ગરક થઇ જશે! મારા જેવા નાના યુવાનને ત્રણુસો રૂપીઆનો પગાર મળ્યો સાંભળી તેના મનમાં અદેખાઇ ઉપજશે. પરંતુ નવરોજીના મનમાં વિસ્મય અથવા અદેખાઇનું ઠેકાણુંજ નહોતું; તેણે ધીમું ધીમું હસતાં કહ્યું:-" આપના સુખે હું સુખી થયો. આપને શું કામ કરવાનું છે તે કહેવાને અડચણ છે?"

અરદેશર આ સવાલથી જરા વિચારમાં પડયો; કારણ કે તેને શું કામ કરવાનું છે તે તેને હજુ જણાવવામાં આવ્યું નહોતું! આથી આ વાત ઉડાવવાને તેણે કહ્યું, આપ હજુ પણ શું તે મુજબ ચિતારાનું કામ કરો છો?"

નવરોજીએ કહ્યું:—"શું કરૂં? મારે કોઇ પણ પૈસાદાર સગું વહાલું કે મિત્રો નથી. નાનપણુમાં અનાથાશ્રમમાં ઉછરી મોટો થયો છું; બાર વરસ ત્યાંજ સુખે દુઃખે વીતાવ્યાં છે. ત્યાર પછી ગુજરાન ચલાવવાને જીવન સંગ્રામમાં પ્રવૃત્ત થયો છું; કૂલીનું કામ પણ મેં કર્યું છે. પરંતુ ચિત્ર-વિદ્યામાં મને બહુ આનંદ આવે છે, તેથી બધું છોડી છેવટે આ કામ હાથમાં લીધું છે. લોકોના ઘરના દરવાજા પર ચિત્ર કામ કરીને જે મેળવું છું, તેથી મારો નિર્વાહ ચાલ્યો જાય છે; વખત મળે છે ત્યારે ઘરમાં બેઠો બેઠો ઑઈલ પેઈન્ટીંગ ચિતરૂં છું."

અરદેશરે કહ્યું:—"વારૂ, આપ આગ્રહી છો, તેથી તેમાં જરૂર ફતેહ પામશો; મને લાગે છે કે એ બાબતમાં આપની બુદ્ધિ બહુ ચાલે છે."

નવરોજી બોલ્યો, બુદ્ધિ ચાલે છે કે નહિ તે હું જાણતો નથી, તોપણ આ કામમાં હું બહુ મહેનત કરી શકું છું; વળી તેમાં મને બહુ આનંદ આવે છે."

આપનાં ચિતરેલાં થોડાંક ચિત્રો તો જોઉં" એમ કહી અરદેશર તે ઓરડાના જુદા ભાગમાં એકઠાં કરેલાં કેટલાંક ચિત્રો જોવા લાગ્યો, તે ઓરડાના એક ખુણે એક મોટું ઑઇલ પેઇન્ટીંગ કાપડ વડે ઢાંકેલું હતું; અરદેશર તે ચિત્ર સામે આવી બોલ્યો, "મને લાગે છે કે અહિં તમારાં સર્વોત્તમ ચિત્રો છે?"—એમ કહી અરદેશર હાથ વડે પેલાં ચિત્ર પરનો પડદો દૂર કરવા લાગ્યો.

નવરોજી લગાર દૂર ઉભો હતો; અરદેશરને પેલાં ચિત્રનો પડદો ખસેડતો જોઇ તે એક ફલંગ મારી ત્યાં આવી પહોંચ્યો, અને તેને

તેમ કરતો અટકાવી બોલ્યો, " આ છબી ઢાંકી રાખવાનું કારણ એ છે કે એ છબીમાંનું ચિત્ર કોઈ ન જૂએ."

નવરોજીના આ વ્યવહારથી અરદેશર અત્યંત ખિન્ન થયો, પરંતુ મનનો ભાવ છૂપાવી બોલ્યો, " વારૂ, હું આપનું છૂપું ચિત્ર જોવા ઇચ્છતો નથી." છેવટે તે ટેબલ પાસેની એક ખુરશી પર બેસી નવરોજીની છબીનું આલ્બમ જોવા લાગ્યો. નવરોજી પીંછી લઈ ફરી ચિત્ર પર રંગ પૂરવા લાગ્યો.

આલ્બમ જોતાં જોતાં અરદેશરે કોણ જાણે કયારે તે આલ્બમ ઉઘાડયું તેની ખબર નવરોજી કામમાં હોવાથી ન પડી. અદેશર આલ્બમ ઉઘાડી તેમાંનાં ચિત્રો જોવા લાગ્યો, નવરોજીનું ધ્યાન તે તરફ નહોતું. અરદેશરે એક છબી તરફ જોઇ કહ્યું, " વાહ ! ભારે સુંદર છે!"

અરદેશરની આ વાતથી નવરોજીની નજર તે તરફ આકર્ષાઈ: તે દીલગીરીથી ઉભો થયો અને તેણે અરદેશરના હાથમાંથી આલ્બમ જોરથી ખેંચી લીધું; ત્યાર પછી તે જરા ગુસ્સાથી બોલ્યો:-" સાહેબ, માફ કરશો; મારૂં આ આલ્બમ બધાને જોવા માટે ખુલ્લું મૂકાયું નથી. મારા પરમ પ્રિય મિત્ર સિવાય બીજા કોઇને પણ હું આ ઘરમાં લાવતો નથી; આજે મેં એ નિયમનો ભંગ કર્યો છે."

નવરોજીના વ્યવહારથી અરદેશરને બહુ ખોટું લાગ્યું, તેને ગુસ્સો ચઢયો; તે જરા મ્લાન વદને બોલી ઉઠયો, " સાહેબ, હું આપનો દેણદાર ન હોત તો આપનાં ઘરમાં પગ મુકત નહિ; દેવું આપવા માટેજ આવ્યો હતો. પરંતુ આપ કારણ વિના મારૂં જે અપમાન કરો છો, તે આપના જેવા કારીગરને માટે બરાબર યોગ્યજ ગણાય ! "

અરદેશર ઝપાટા બંધ ત્યાંથી ચાલ્યો ગયો. બીજા માળની સીડી સુધી આવ્યો કે તુરત પેલી દાસી પાસે આવી પહોંચ્યો; દાસીને તેણે પૂછ્યું, " ઉપર જે માણસ રહે છે, તે કેવો માણસ છે ? "

દાસીએ કહ્યું:—" તેની સાથે મારી ઓળખાણ નથી; કોઇની સાથે તે ભળતો નથી. કોઇપણ ગૃહસ્થ માણસ પણ તેની પાસેથી જતો આવતો નથી. તે આખો દિવસ પોતાના ઘરમાં બેઠો રહે છે. તોપણ કેટલીક વખત એક યુવતી બુરખો નાખી તેને મળવા આવે છે ખરી; પણ મેં ઘણો પ્રયત્ન કર્યા છતાં તે યુવતીનું મ્હોં જોયું નથી."

અરદેશરે નક્કી ધાર્યું કે પેલું ચિત્ર કે જે તેણે પડદાથી ઢંકાયલું જોયું હતું તે નક્કી આ સ્ત્રીનુંજ હશે. જેની છબી છે તેજ યુવતી

અહિં આવે છે; દાસીએ તેનેજ જોઇ હશે. અરદેશર સીડી પરથી નીચે ઉતરી રસ્તામાં આવી ઉભો, અને ગલીનાં નાકાં પરનાં એક મકાન પાસે ઉભો રહી કોઇની રાહ જોવા લાગ્યો.

વર્ષાઋતુ ચાલતી હતી: લગાર લગાર વરસાદ વરસવા લાગ્યો. અરદેશરે હવે ત્યાં ઉભું રહેવું કે નહિ તેનો વિચાર કર્યો, પરંતુ તેટલામાં એક બુરખાવાળી યુવતી એક દાસી સાથે લથડતે પગલે પેલી સીડીએ થઈ નવરોજીનાં મકાન પર જવા લાગી. અરદેશર આગ્રહપૂર્વક મ્હોં વધારી જોતો હતો, એક જબરા પવનના આંચકાએ પેલી યુવતીનાં અવગુંઠનનો છેડો ખસેડયો. એક ક્ષણ માટે તેનું મુખ ખુલ્લું થયું, પણ આ શું? અરદેશરે પેલા આલ્બમમાં જે સુંદર છબીને જોઈ વખાણી હતી, તેજ છબી આ સ્ત્રીની હતી, ત્યારે શું આજ તે યુવતી?

---

## પ્રકરણ ૧૦ મું

---

### પ્રેમની વિચિત્ર ગતિ

નવરોજીની ઓરડીમાં આવી કર્ણેલિયાએ અવગુંઠન દૂર કર્યું; તે મૃદુમૃદુ હસતી હસતી બોલી, "મને આવતાં વાર થઇ છે ખરૂં?"

નવરોજીએ કહ્યું:—"ના જરા પણ વખત લાગ્યો નથી; પરંતુ પાછળથી વિલંબ થાય એ ભયથી હું અધીર બન્યો હતો."

કર્ણેલિયા એક ખુરશી પર બેઠી. આ ઠેકાણે આપણે જરા ભૂતકાળમાં ડૂબકી મારવી પડશે. મહાન આબરૂદાર લક્ષાધિપતિની કન્યા કર્ણેલિયા એક દાસી સાથે નવરોજી જેવા ભિખારી, અનાથાશ્રમમાં ઉછરેલા માણસ સાથે મેળાપ કરવા આવે, એ શું સંભવિત છે? પારસી સમાજ ના સર્વોત્કૃષ્ટ યુવકો જેનો પ્રેમ મેળવવા તૂટી મરે છે. જેનાં અસામાન્ય સૌન્દર્યની ખ્યાતિ પારસી ધનકુબેરોના ગૃહસંસારમાં ચર્ચાનો વિષય થઈ પડેલ છે, જેની એક આંગળીના ઇસારાથી હજારો દાસ-દાસીઓ તેનો હુકમ બજાવવા તૈયાર થઇ રહ્યાં છે, તે ઐશ્વર્યવતી, રૂપવતી ગુણવતી, બુદ્ધિમતી કર્ણેલિયા એક દરિદ્ર યુવકને પોતાના પ્રેમનો અધિકારી સમજી તેની ભાંગી તૂટી ઝુંપડીમાં મળવા આવી છે, ઉઘાડે પગે, એકજ દાસી સાથે

પોતાના પ્રિયતમને મળવાં આવી છે! તે શું સંભવિત છે? તે શું સ્વાભાવિક છે?

પરંતુ ભગવાનનાં વિધાન મુજબ એ અસંભવિત નથી. મનુષ્યનાં હૃદયમાંનાં અચિન્તનીય નિગૂઢ રહસ્યોનો પાર કોણ પામી શકે છે? કોર્ણુલિયાના જેવી આબરૂદાર, ધનવાન અને સૌન્દર્યશાલિની કન્યા સાથે નવરોજી જેવા દરિદ્રીનો પ્રેમ શી રીતે બંધાયો, તે જાણવા માટે તેનું પૂર્વવૃત્તાંત અતિ સંક્ષેપમાં લખ્યા સિવાય અમારાથી રહેવાતું નથી, તેમ કર્યા સિવાય વાંચકોને એ વિષયમાં અસંભવિત પણુંજ લાગવાનું.

ત્રણ વરસ પહેલાં અર્થાત્ નવરોજીની ઉમર જ્યારે ૨૦-૨૧ વર્ષની હતી ત્યારે નવરોજી મેતા સાહેબની નવસારીમાંની એક સુંદર હવેલીમાં ચિત્રામણ આળેખવા ગયો હતો. મુંબઇ શહેરનો એક પ્રસિદ્ધ ઇન્જિનેર નવરોજીની ચિત્રકળાપર આફ્રીન હતો. મેતા સાહેબે પોતાના નવસારીમાંના બંગલા માટે ચિત્રામણ કાઢવા માટે જ્યારે કોઈ સારા ચિત્રકારની ખોળ કરવા માંડી ત્યારે પેલા ઇજનેરે નવરોજીની શિફારસ કરી તેને તે કામ પર નીમાવ્યો. અને એક સો રૂપીઆના પગારે તેને નવસારી મોકલાવ્યો.

નવસારી વડોદરા રાજ્યના તાબામાં છે, અહિં વડોદરા રાજ્યના નવસારી પ્રાંતનું મુખ્ય સ્ટેશન છે; નવસારી સુરતથી પણ બહુ દૂર નથી; આ સુંદર નાનું નગર પ્રકૃતિદેવીનો નયનને આનંદ આપનાર બગીચા જેવું છે. ગુજરાત-કાઠીયાવાડનો થોડો ભાગ બાદ કરતાં બાકીનો ઘણો ભાગ શુષ્ક મરૂભૂમિ તૂલ્ય છે, નદીઓ વિનાના, ઝાડ પાન વિનાના, રેતાળ સપાટ પ્રદેશમાં ગ્રીષ્મઋતુની ગરમી અસહ્ય થઈ પડે છે. પરંતુ નવસારીમાં આવતાં એમ જણાય છે કે આતો જાણે અમરાવતીનું નન્દન કાનન! નવસારીથી સમુદ્ર પણ બહુ દૂર નથી. અરબી સમુદ્રના હિલ્લોલ નવસારીની સુષુપ્ત પ્રજાના કાનને તંદ્રાયુક્ત કરી મૂકે છે, અને સમુદ્રપરથી આવતો પવન નવસારીને વાયુ ઢોળે છે અને નવસારી તન્વીની માફક મહાગર્વે ઉભી રહેલ છે, સવારે, બપોરે અને સાંજે નવસારીનું પ્રાકૃતિક દશ્ય અતિ આનંદદાયક જણાય છે.

નવસારીનું પ્રાકૃતિક સૌન્દર્ય આવું સુંદર જોઈ મુંબઈના ઘણા પૈસાદારોએ ત્યાં બંગલા બંધાવ્યા છે, મોટા મોટા પારસી ધનપ-

તેઓએ અહિં બગીચા કરાવ્યા છે. મુંબઈથી નવસારી કંઇ દૂર નથી, થોડાક કલાકમાં મુંબઇથી નવસારી પહોંચી શકાય છે. મુંબઈ વેપારની ગડમથલનું શહેર છે, કર્મસ્રોત ત્યાં રાતદિવસ પ્રબળ વેગે નાકમાંને મુખમાં પેસી જાય છે, વિશ્રામ માટે જરા પણ નવરાશ મળતી નથી; આથી કર્મફરી થાકી ગયેલા ધનાઢ્ય માણસો થોડો અવસર મળતાંજ નવસારીની ખુલ્લી હવા ખાવા માટે દોડી આવે છે.

મુંબાઇના બીજા પારસી ગૃહસ્થોની માફક ખુરશેદજી મેતાનો પણ એક બંગલો નવસારીમાં હતો; પરંતુ તે બંગલો બહુ સુંદર રીતે બંધાવેલો નહોતો તેમાં પણ તે અતિશય પ્રાચીન હોવાથી જરજરિત અને શોભા વગરનો થઇ ગયો હતો. તેથી મેતા સાહેબે ઘણા પૈસા ખરચી તે બંગલાથી થોડે દૂર નવીન ફેશનનો સુંદર બંગલો બંધાવ્યો હતો. એ બંગલાનું ચિતરામણ કરવાનું કામ નવરોજી પર પડયું હતું.

જ્યારે નવરોજી એ નવા બંગલાનું ચિતરામણ કાઢવા આવ્યો, ત્યારે માઘમાસ લગભગ પૂરો થવા આવ્યો હતો, વસંતઋતુના સમાગમથી મેતાસાહેબનાં પ્રમોદ ઉદ્યાને નવું સ્વરુપ ધારણ કર્યું હતું, નવવિકસિત ફુલો અને આંબાના મોરની સુગંધીથી બાગ બહેક બહેક થઇ રહ્યો હતો. પ્રકૃતિનાં હૃદયવિમોહન સૌન્દર્યથી નવરોજીનું ભાવિક હૃદય પૂર્વે ન અનુભવેલા આનંદ રસથી રેલાઇ ગયું; તેમાંપણ બેચાર દિવસમાંજ મેતાસાહેબની અનિંદ્ય સુંદરી, દેવબાલાના જેવી સરલતા અને પવિત્રતાવાળી સોળવર્ષની કન્યા કર્ણેલિયાએ તેનું હૃદય મોહવશ કર્યું. કર્ણેલિયાને જોતાંજ નવરોજીના મનમાં આવ્યું કે અત્યારસુધી હું જે સૌન્દર્યના આદર્શને હૃદયના એકાંત સ્થળમાં અતિ છૂપી રીતે રાતદહાડો પૂજા કરતો હતો, તે આરાધ્યમાનસી દેવી મારી પૂજાથી સંતોષ પામી પોતાના ભક્તની કઠોર સાધનાના અવસાન સમયે તેને અમરતા આપવા માટે મોહિની રૂપમાં આજે મારી આગળ આવિર્ભૂત થઇ છે ! રૂપમુગ્ધ તરૂણ ચિત્રકારે તે સૌન્દર્ય આગળ માથું નમાવ્યું; તેની આંગળીઓમાંથી પીંછી ખરી પડી; તેને આશ્ચર્યનો ભાવ બતાવવાનો અવસર પણ મળ્યો નહિ. કર્ણેલિયા આ વખતે થોડા માસ થયાં પોતાની ઘરડી ફઇ સાથે હવા ફેર કરવા માટે નવસારીનાં 'કુંજભવન'માં રહેવા આવી હતી.

ત્યાં કર્ણેલિયાની કોઇ પણ સખી અથવા બીજું કોઈ સગું

સંબંધી નહોતું; આ નિર્જન મુસાફરીમાં તેને એકલાં રહેવું ગમતું નહોતું. નવરોજી મીઠો હતો, વિનયી હતો તથા વાત ચીત કરવામાં ચાલાક હતો. તે ઉપરાંત તેનો કંઠ સુંદર અને રૂપ દેવને લજાવે તેવું હતું કર્ણેલિયાનું હૃદય જેમ કોમળ હતું તેમ મમતા અને સહાનુભૂતિથી પૂર્ણ હતું; એક દિવસ વાતચીત કરતાં તેણે સાંભળ્યું કે નવરોજીને પિતા, માતા, ભાઇ કે બ્હેનમાંનું કોઇ નથી, આ દુનિયામાં તેના પર સ્નેહ કરનાર એક પણ પ્રાણી વિદ્યમાન નથી. એટલુંજ નહિ પણ તેને ઘર–બાર પણ નથી ! નાનપણથી તે અનાથાશ્રમમાં ઉછર્યો છે. અને યુવાનીના આરંભમાંજ તેણે એક મુઠી અનાજ માટે આ ચિત્રકારનો ધંધો આરંભ્યો છે ! નવરોજીની આ કરુણ આત્મકહાણી સાંભળી કોમળતાના અવતાર રૂપિણી કર્ણેલિયાનું હૃદય દ્રવી ગયું, તેના સુકોમળ નારી હૃદયમાં એક પ્રકારની અવ્યક્ત વેદના જાગી ઉઠી; દયા અને સહાનુભૂતિથી તેની આંખોમાં મોતીના દાણાની માફક આંસુ વહેવા લાગ્યાં; થોડાજ દિવસમાં એ બંનેમાં ધીમે ધીમે શ્રદ્ધા અને વિશ્વાસ જામ્યો, અને તરતજ તે શ્રદ્ધા તે વિશ્વાસ કોઇ જૂદાજ ભાવમાં ફેરવાઇ ગયાં. પરંતુ બંનેમાંનાં કોઇથી પોતાના મનની અતૃપ્તિ અને અવ્યક્ત વ્યાકુળતા પરસ્પર ખુલ્લી કરવાનું સાહસ થયું નહિ.

નવરોજીના નવસારી આવ્યાબાદ બે અઠવાડીઆં વીત્યા પછી એક દિવસ જમતી વેળાએ કર્ણેલિયાએ વાતવાતમાં પોતાની ફોઇબાને કહ્યું, "ફોઇબા, આપણાં મકાનનું ચિત્રામણ કરવા જે કારીગર આવેલ છે, તેની ઉમર બહુ નાની છે ઉપરથી જોતાં જણાય છે કે તે કોઈ ગૃહસ્થના છોકરો છે, અને કંઇક મુશ્કેલીમાં આવી પડવાથી આ પ્રમાણે કામ કરે છે ! તેની વાતચીત રહેણી કહેણી એ બધું સાધારણ કારીગર જેવું નથી."

ડોસીએ કહ્યું:—"બ્હેન, પરમેશ્વર તો બધાને સરખી અવસ્થામાં રાખતો નથી; કેટલાક મોટા માણસો અદૃષ્ટના દોષથી ગરીબ થઇ જાય છે, તેઓનાં છોકરાં મૂઠી અન્ન માટે કેવું હલકું કામ કરે છે તેની કોને ખબર છે?"

કર્ણેલિયાએ કહ્યું:—' મેં સાંભળ્યું છે કે તેને મા, બાપ, ભાઈ બ્હેનમાંનું કોઇ નથી, એટલુંજ નહિ પણ રહેવાને ઘરબાર પણ નથી ! જો એમ હોય તો તેને મારે દુઃખ ફોઇબા ?"

ફોઇબાએ કહ્યું:—"પરમેશ્વર જેને જે અવસ્થામાં રાખે તેને તે

અવસ્થામાં રહેવું પડે છે; દુઃખ પડે તોપણ ઉપાય શો ? ”

કર્ણેલિયા લગાર ગલાંતલાં મારતી બોલીઃ—“ પણ ફોઇબા, મેં સાંભળ્યું છે કે તેને હાથે રાંધી ખાવું પડે છે; તેથી આપણે એક કામ ન કરી શકીએ ? ”

ડોસીએ કહ્યું:—“ કયું કામ ? ”

કર્ણેલિયાએ કહ્યું:—“ આપણે અહિં તો ઘણા માણસોની રસોઇ થાય છે; નવરોજી અહિં આખો દિવસ કામ કરે છે; તેને બે વખત અહિં ખવરાવીએ તો કંઇ અગવડ થાય તેમ છે ? ”

ફોઇબાએ આ વખતે મ્હોં ઉંચું કરી કર્ણેલિયાનાં મ્હોં સામું જોયું, કર્ણેલિયાના મ્હોંપર દયા અને સહાનુભૂતિનાં ચિહ્નો સપષ્ટ રીતે જણાંતાં હતાં, દયા અને સહાનુભૂતિથી કર્ણેલિયાનું સુંદર મુખ તરતનાં ખિલેલાં સુગંધમય શતદલની માફક વિકસી રહ્યું છે. ”

ડોસીએ હેતપૂર્વક કહ્યું:—“ બેટી, તારા બાપનું અન્ન તો ઘણાય ખાય છે, તો પછી એક મિસ્ત્રીને બે વખત ખાવાનું આપવું એમાં શી મોટી વાત છે ? તેને કહાવી મોકલજે કે કાલથી અહિંજ જમે. ”

ફોઇબાની સહૃદયતાથી કર્ણેલિયાનું હૃદય આનંદથી પૂર્ણ થઇ ગયું; તેજ દિવસે બપોર પછી તેણે નવરોજીને આ બાબત કહ્યું, નવરોજી પ્રથમ તો આ પ્રમાણે કરવા તૈયાર ન થયો, પણ સરલતાની પ્રતિમા સ્વરુપિણી સહૃદયા કર્ણેલિયાને વ્યથિત કરવાની શક્તિ તેનામાં નહોતી; એટલે તેને આ ઠરાવ પસંદ કરવો પડયો.

ભોજન પ્રસંગે ડોસી સાથે નવરોજીનો મેળાપ થવા લાગ્યો, અને નવરોજી બે ચાર દિવસમાં ડોસીનો જાણીતો થઇ ગયો; પણ ડોસી તેને મીઠી નજરે જોતી નહોતી. જેઓ ગૃહસ્થોના બંગલામાં ચિતરામણ ચીતરે, તેઓ શું આબરૂદાર હોય, એ વિચારજ ડોસીના મગજમાં પેસતો નહોતો. તે નવરોજી સાથે થોડી વાતચીત કરતી, તે પરથીજ તેનાં અંતઃકરણમાંના વિચાર જણાઇ આવતા. તેના તે વિચારો નવરોજીને બહુ અસહ્ય લાગતા; પરંતુ તે પોતાનું આંતરિક દુઃખ બીજાં કોઇને જણાવતો નહિ.

ચિત્રવિદ્યામાં નવરોજી બહુજ હોંશિયાર હતો, તેણે થોડા રોજ મહેનત લઇ ડોસીનું એક સુંદર ઓઇલ પેઇન્ટીંગ તૈયાર કરી આપ્યું. ડોસીનું આ ચિત્ર એવું તો સુંદર થયું હતું કે તે જોઇ



"નાની તળાવડીમાં નાની સરખી હોડીમાં બેસી સફર કરતાં." પૃ ૮૭

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ. નં. ૮

ડોસીમા ખુશ ખુશ થઈ ગયાં.. ડોસી સમજી ગયાં કે આવું કામ ઇશ્વરદત્ત શક્તિ વિના થઇ શકે નહિ. તેજ દિવસથી ડોશીબાની નજર મીઠી થઇ, નવરોજી પર તે ખુશી રહેવા લાગ્યાં અને ચિત્રનાં ઇનામ બદલ નવરોજીને તેણે એક સોનાનું સુંદર ઘડિઆળ આપ્યું. આ પ્રમાણે થયું જોઈ કર્ણેલિયાના આનંદની સીમા રહી નહિ.

બંનેના દિવસો વીતવા લાગ્યા. એ નિર્જન બાગમાં એ યુવક યુવતીનું જીવન, પરસ્પર મિત્રતા અને પ્રણયથી આનંદમાં વીતવા લાગ્યું–તેમના દિવસો સુમધુર મિલન–સ્વપ્નની માફક, વસન્તના સુધામય મલય હિલ્લોલની માફક શરદઋતુના વિમલ ચંદ્રકર–ધૌત રજની ગંધાની માફક જવા લાગ્યા. ડોસી પોતાના વિચારોમાંજ મશગુલ રહેતી, કર્ણેલિયા શું કરે છે અથવા શું નથી કરતી તે તરફ તેનું ધ્યાન નહોતું. સવારમાં થોડા કલાક અને બપોરે જમ્યાબાદ થોડા કલાક નવરોજી બંગલાનું ચિત્રામણ કાઢતો હતો; પરંતુ સાંજરે જ્યારે શ્રાન્ત દિવાકર રાતાં આકાશને ભપકાબેર શોભાવી જ્યારે અસ્તાચલ ગમન કરવાને તૈયાર થતો ત્યારે તે પણ એ બંગલાના એક બગીચામાં આવતો; તે ત્યાં આવતો ત્યારે તેને જુદી જુદી જાત ાં પક્ષીઓના કલરવથી ગાજતાં ચન્દનનાં ઝાડ તળે તેના હૃદયની ઉપાસ્ય દેવી ઉભી ઉભી તેની વાટ જોતી જણાતી.

બંનેનો મેળાપ થતાં તેઓ બંને કદી કદી એકઠાં મળી પુષ્પો ચુંટતાં, કોઇ દિવસ એકાદ ગાઢાં પત્રોથી આચ્છાદિત ઝાડની શીતળ છાયામાં બેસીને એક બીજાનાં બાલ્યજીવનની કેટલીક અતીત વાર્તાઓ વિચારતાં. કોઈ દિવસ એ પુષ્પોદ્યાનની વચ્ચોવચ આવેલી નાની તળાવડીમાં નાની સરખી હોડીમાં બેસી સફર કરતાં; નવરોજી હલેસાં મારતો, કર્ણેલિયા સુકાન પકડી બેસી રહેતી; અને એવી દશામાં તેઓ પરસ્પર અનિમિષ દૃષ્ટિએ જોઇ રહેતાં, એટલું છતાં તેઓના હૃદયની દુર્દમનીય આકાંક્ષા પાર પડતી નહિ. યુવક–યુવતીનાં નવયૌવનની એ ગભીર ઉન્મત્તતા, ચાંચલ્ય અને વ્યાકુળતા, એક બીજા તરફ વારંવાર જોવું અને વારંવાર વાતચીત કરવી, વગેરે પ્રતિ મુહૂર્તે બદલાતા ભાવોનું વર્ણન આ લેખન વડે થઈ શકવાની આશા નથી.

આ પ્રમાણે ત્રણ માસ વીતી ગયા. નવરોજીને વખતોવખત શંકા થતી કે મારા જેવા હતભાગીના નસીબમાં આ સુખ વધુ વ-

ખત રહેશે નહિ; કદાચ એક ક્ષણમાં મારૂં આ સુખનું સમણું મ-રીચીકા—ભ્રાન્ત મુસાફરીની ભ્રાંતિની માફક દૂર થઇ જશે તો પણ ભગવાને તેને જે અનાસ્વાદિતપૂર્વ અતુલ આનંદનો અધિકારી કર્યો હતો, તે માટે તે વિધાતા પાસે વારંવાર પૂરી કૃતજ્ઞતા જણાવતો હતો.

છેવટે ખરેખર તેણે ધારેલાં કઠોર દુઃખનો દિવસ આવ્યો એક દિવસ સવારમાં નવરોજી પીછી પકડી એક લીલા મંડપમાં એક સુંદર ખિલેલાં ફુલનું ચિત્ર કાઢવાની તૈયારી કરતો હતો, એ વખતે એક ખાનસમાએ આવી તેને ખબર આપી કે શેઠાણી આપને બો-લાવે છે, આપ હમણાંજ તેની પાસે જાઓ. નવરોજી પીછી છોડી પાલક પરથી નીચે ઉતર્યો; તેના મનમાં સંદેહ આવ્યો, તેનું હૃદય બહુ ખિન્ન થઇ ગયું. તેના મનમાં થયું કે આટલા દિવસ પછી કદાચ એકાએક મારા સુખનીકુંજમાં દાવાનલ પ્રકટી તેને ભસ્મ કરી નાખશે; તે અતિશય બ્હીનો, અને ઉતરી ગયેલે ચહેરે નોકર સાથે ચાલ્યો; છેવટે તે બારણા પાસે આવી પહોંચ્યો એટલે પેલા ખાનસામાએ નવરોજીને કહ્યું, "ભાઇ, બાબત શી છે તે સમજાતું નથી શેઠાણી બહુજ ગુસ્સે થયાં છે, આવો ગુસ્સો તેમને કદી ચઢતો નથી. તેની સ્થિતિ અત્યારે સારી ન હોવાથી આપ જરા સાવધાનતાથી વાત કરજો."

ખરેખર શેઠાણી ગુસ્સાથી ભાન ભૂલી ગયા હતા; નવરોજી તેની પાસે આવી ઉભો રહ્યો કે તરત તે પોતાના મ્હોમાં આવે તેવા શ-બ્દો કહી વાવાઝોડની માફક તિરસ્કારનો વરસાદ વરસાવવા લાગી.

નવરોજીએ ધીમેથી પૂછ્યુઃ—"આપ મારો આટલો બધો તિર-સ્કાર શા માટે કરો છો !"

આ પ્રશ્ન સાંભળતાજ બાઇ સાહેબનો મિજાજ આસમાનમાં પહોંચ્યો, તે બરાડા પાડી ઉઠી, "નિર્લજ, વળી તું એમ પૂછવાની હિંમત કરે છે કે મારો તિરસ્કાર શા માટે કરો છો ! તું શું આ-કાશનો ચંદ્ર હાથમાં લેવા માગે છે ! તારા જેવા હલકા માણસની આટલી બધી સ્પર્દ્ધા ! તું ભિખારી મજુર છે, તું શું લક્ષાધિપતિની કન્યાનો લોભ રાખે છે ! આવી દુષ્ટ પ્રવૃતિ તેં કેમ આદરી !"

નવરોજીનું લાલ મ્હોં ફીકું પડી ગયું; તે ગળગળા અવાજે બો-લ્યો, "મેં કંઈ પણ ગુન્હો કર્યો નથી."

બાઇ સાહેબ બમણા જોરથી બોલ્યાં, " અપરાધ નથી કર્યો ! તારાં મ્હોં પરથી જ જણાય છે કે તું અપરાધી છે, તું કુતરો છે તું શું ખુરશેદજી મેતાની કન્યાનો લોભ રાખે છે ? કેવી સ્પર્દ્ધા ! કેવું સાહસ ! તું શું એમ ધારે છે કે કર્ણેલિયાના મનનું રંજન કરી શકવાથી તેના પિતા તેને તારી સાથે પરણાવશે ? "

આ વખતે નવરોજી જરા દૃઢ સ્વરે બોલ્યોઃ—" હું ઇશ્વરના નામથી શપથ કરી બોલુ છું કેઃ—

" ડોસી મા તેને અટકાવી ઉગ્રસ્વરે કહેવા લાગ્યાં, " ઇશ્વરના નામના શપથ ! કુલી–મજુરનાં મ્હોંમાં ગૃહસ્થ માણસની ભાષા કદી શોભતી નથી; વધારે તો શું કહું આજે કર્ણેલિયાના ફુઆ જીવતા નથી તો તે જોડે જોડે તારૂ માથું ભાંગી નાખતઃ હું તો બહુ દયાળુ છું તેથી તને એવી કોઇ સજા કરવા માગતી નથી, પરંતુ તુ તારૂં કામ કર, અહિંથી ચાલ્યો જા તારી જે કંઇ વસ્તુ અહીં હોય તે ઉપાડી જા. "

ડોશીની આ કઠોર આજ્ઞા છતાં નવરોજી ડગલું પણ પાછો હઠ્યો નહિ. તે જ્યાં ઉભો હતો ત્યાંજ સ્થિરભાવે ઉભો રહ્યો; તેણે એક વખત કાતરનેત્રે ઉંચે જાળીઆંમાં જોયું, પરંતુ ત્યાં પદ્મપત્રની માફક ફરકતાં એ હસતાં નયનો તેની નજરે ન પડયાં; કર્ણેલિયા તે વખતે ત્યાં નહોતી. નવરોજી હતાશભાવે પોતાની ઉંચી નજર નીચે કરી જમીન તરફ જોઈ રહ્યો.

કઠોર તિરસ્કાર થયા છતાં નવરોજીને નાસતો ન જોઇ ડોસીમા લગાર વિસ્મય પામ્યાં. તેના ગુસ્સાનો પ્રથમ ઉભરો લગાર શાંત પડતાં, તેણે લગાર ધીમે અવાજે કહ્યું "મને લાગે છે કે મેં તને લગાર વધુ કહ્યું છે, તારા પ્રત્યે મેં વધુ કઠોર વર્તન ચલાવ્યું છે; પરંતુ ફક્ત તું એકલોજ નહિ, પણ તે સાથે હું તિરસ્કારને યોગ્ય છું. કારણ કે હુ આંખો મીચી કોઈ તરફ ન જોતાં આંધળી બની બેસી રહી હતી; કાર્ણેલિયાને મેં સાવચેત કરી નહિ હું ઘરડી થઇ છું તેથી સ્વાધીનતા મળતાં યુવક–યુવતી કેવો વ્યવહાર કરે છે તે વાત હું ભૂલી ગઇ છું. હું નિશ્ચિંતભાવે બેસી રહી હતી, અને આ તરફથી માણસોને મ્હોંએ કલંકનાં ગીત ગવાય છે. "

આ વખતે જાણે ગોળી વાગતાં સિંહ જાગ્રત થઈ ઉઠયો હોય તેમ નવરોજી જાગી ઉઠયો, તેનુ ફીકું મ્હોં એકાએક લાલ થઇ ગયું.

તેણે ગુસ્સાભેર પૂછ્યું, " નિષ્કલંક ચરિત્રવાળી, ધોળાં કુસુમના જેવી પવિત્ર સરલતાની મૂર્તિ જેવી કર્ણેલિયાનાં ચરિત્રમાં કલંકનો આરોપ મૂકે એવો હિચકારો કોણ છે ? હું અત્યારેજ તેનું માથું કાપી આણીશ. "

ડોસીએ કહ્યું:—" મને લાગે છે કે તારા શરીરમાં બળ છે; તું જે બોલે છે તે પ્રમાણે કરી શકે તેવો છે, એ વાતમાં હું અવિશ્વાસ રાખતી નથી, પરંતુ માથાં તે કેટલાકનાં કાપીશ ? બધાંનાં મ્હોં કેવી રીતે બંધ કરી શકીશ ? કલંકથી જ્યારે ચારે દિશા પૂર્ણ થઇ જશે ત્યારે કર્ણેલિયાના નિષ્કલંક શુભ્ર કુમારી જીવન અને કુલ માનનુ ગૌરવ કેવી રીતે રહેશે ?—હજુ સૂધી બધા માણસો આ વાત જાણી શકયાં નથી ઘણાના કાનમાં આ કલંક કહાણી પ્રવેશ કરે તે પહેલાં તું નવસારી છોડી જતો રહે કર્ણેલિયાને હંમેશને માટે ભૂલી જા; હવે કદી પણ આ માર્ગે ડગલું ભરાશ નહિ "

આવી આજ્ઞા ન કરતાં ડોસીએ જો તેજ ક્ષણે નવરોજીનાં હૃદયમાં તીક્ષ્ણ છરી ભોંકી દીધી હોત અગર તેનુ હૃદય વીંધી નાખવાની કોઇને આજ્ઞા કરી હોતતો નવરોજીને આટલું બધું ન લાગી આવત તે કાતર કંઠે બોલી ઉઠયો, " અત્યાર સૂધી આપે મારા તરફ દયા બતાવી છે, તો આપ મારી એક વાત પણ સાંભળો, હું ટુંકી બુદ્ધિ વાળો યુવક છું હું જાણુંછું કે મારામાં સંસાર વ્યવહારનું કંઈ પણ જ્ઞાન નથી; તોપણ મારામાં સાહસ છે, ઉદ્યોગ કરવાની શક્તિ છે, સંસારમાં માન મરતબો સ્થાપન કરી શકવાની આશા પણ છે ! આપ મારા તરફ નિર્દય થશો નહિ—"

નવરોજી એવા અવાજે, એટલી લાગણીથી આ શબ્દો બોલ્યો કે, તે શબ્દોએ એ વૃદ્ધાનું હૃદય ખળભળાવ્યું તોપણ ડોસીએ પોતાના હૃદયપર સંયમ રાખ્યો. પછી તે ધીમે ધીમે બોલી,"મને એ બધી વાત કહેવાથી કંઈ પણ વળવાનું નથી કર્ણેલિયા મારી કન્યા નથી,તેનાપર મારો કંઇ અધિકાર નથી; તોપણ હું તારી આગળ એટલું કબુલ કરી શકું છું કે તેનાં માબાપને કાને તારી આ બેઅદબીની વાત ન જાય તેની હું વ્યવસ્થા કરીશ. ખુરશેદજી એવો તો ક્રોધી છે કે તેના કાને આ વાત પહોંચશે તો તે મહા અનર્થ કરી મૂકશે; તે માટેજ હું તને કહું છું કે તું વખતસર અહિંથી જતો રહે, નહિ તો તારે માથે ભારે વિપત્તિ આવી પડશે. "

નવરોજી ગાંડાની માફક લથડતાં ડગલે તે ઓરડામાંથી બહાર આવ્યો; ઉદ્‌ભ્રાન્ત ચિત્તે બંગલાનાં પગથિઆં ઉતર્યો. બંગલાની સામેજ પેલું પુષ્પોદ્યાન હતું; તેની પાસે થઇને ધીમે ધીમે આગળ ચાલ્યો; થોડે દૂર ગયાબાદ તેણે જોયું કે એ કામિની તરૂ નીચે કર્ણેલિયા ઉભી છે; તેનું મુખ ગંભીર છે; દૃષ્ટિ સ્થિર છે, તે જાણે છબીની માફક નિસ્પર થઇ ઉભી છે !

નવરોજીને જોઇ કર્ણેલિયા બોલીઃ—" નવરોજી મેં બધું સાંભળ્યું છે ! "

નવરોજી નિરાશાથી છવાઇ ગયેલા અવાજે બોલ્યો, "હા આજ પૂરૂં થયું. મારી નોકરી ગઈ છે, હું અહિંથી જાઉં છું."

કર્ણેલિયાએ પૂછ્યુંઃ—" હવે શું કરશો, ક્યાં જશો ? "

નવરોજીએ કહ્યુંઃ—" જેવી પરમેશ્વરની ઇચ્છા એ બધી વાતનો મેં વિચાર કર્યો નથી. અહિંથી મારા ચાલ્યા જવાનો અર્થ એટલો જણાય છે કે મારી બધી આશાનું અવસાન.

કર્ણેલિયા એક પગલું આગળ આવી, તે તેના કોમળ કરપલ્લવમાં નવરોજીનો હાથ પકડી પ્રેમપૂર્વક તેનાં મ્હોં સામે જોઇ પૂછવા લાગી, " તમે આટલા બધા નિરાશ શા માટે થાઓ છો ? "

નવરોજીએ દીર્ઘવિશ્વાસ નાખી કહ્યું, "હજુપણ આશા રાખું! તમને ખબર નથી કે મારાં અને તમારાં મિલન વચ્ચે મોટા પર્વત સમાન વિઘ્નો છે ? હજુ તમે એટલું પણ સમજ્યાં નહિ કે પૃથ્વીમાં તમારી સાથે મારાં મિલનની કંઇ પણ સંવભાવના નથી. મને બરાબર જણાય છે કે હું તમને કદી પણ મેળવી શકીશ નહિ. આટલું જાણ્યા પછી મારા અદૃષ્ટમાં શું છે કે શું નથી, તે જાણવાનો મને લગાર પણ આગ્રહ નથી. "

આ વખતે કર્ણેલિયાએ અતિ સુકોમળ સહાનુભૂતિપૂર્ણ દૃષ્ટિથી નવરોજી સામું જોયું, તેનો નારી હૃદયનો—પરિપૂર્ણ પ્રેમ તે દૃષ્ટિમાં ઉછળતો હતો. તે ગદ ગદ કંઠે બોલી, " પરંતુ જો તમે મારી પાસેથી એક બિંદુ–અતિક્ષુદ્ર બિન્દુમાત્ર આશા પામો, તો શું કરશો ?

નવરોજી ઉત્સાહપૂર્વક બોલ્યો, "તેમ બને તો હું શું કરૂં ? જો તેમ બને તો હું શું ન કરી શકું ! મનુષ્ય કરી શકે તે મારે માટે અસાધ્ય થાય તેમ નથી હજારો હરકતો સામે યુદ્ધ કરી હું જય

મેળવીશ, કોઇપણ કઠિન કર્મ પૂરૂં કરવામાં હું પાછાં પગલાં નહિ ભરૂં. હું ગરીબ છું, પૈસા મેળવી હું સમાજમાં ધનવાન બનીશ; હું વંશ-ગૌરવમાં ઉતરતો છું, પણ સમાજમાં પૈસાદાર બની એવી ખ્યાતિ મેળવીશ કે હું કુલીન જેવોજ કહેવાઇશ ત્યારે મને લાગે છે કે તમે મને અયોગ્ય નહિ માનો.

કર્ણેલિયાએ કહ્યું:—"સહનશીલતા જ તમારી મોટી મુડી છે."

નવરોજીએ કહ્યું "સહનશીલતાની બાબતમાં ખોટ નથી; તમારી પાસેથી લગાર આશાનું વચન મળતાંજ હું બધું સહન કરી જીવન સંગ્રામમાં અગ્રસર થઇશ."

કર્ણેલિયા ઉંચે દૃષ્ટિ નાખી બોલી:—"જાઓ જીવન-યુદ્ધમાં પ્રવૃત થાઓ કદી પણ હતાશ ન થશો. વિજયી વીરની માફક ખ્યાતિ મેળવો, વિપુલ ઐશ્વર્યથી શોભો, સમાજમાં તમારા યશ અને ગૌરવથી ખ્યાતિ પામો. હું તમારી આગળ પ્રતિજ્ઞા કરૂં છું કે હું તમારી છું; આ જિંદગીમાં હું બીજા કોઇ સાથે વિવાહ નહિ કરૂં."

નવરોજીએ આંસુવાળી આંખે કર્ણેલિયાનાં મ્હોં પર પ્રેમપૂર્ણ સતૃષ્ણ દૃષ્ટિ નાખી દીલગીર મને તે ઉદ્યાનમાંથી પ્રસ્થાન કર્યું.

તે પછી તેને કોઇએ નવસારીમાં જોયો નહિં.

---

## પ્રકરણ ૧૧ મું

### રમણી કે પિશાચી?

નવસારી છોડી નવરોજી મુંબઇ આવ્યો, અને ત્યાં તે સ્વતંત્રતા પૂર્વક ચિત્રવિદ્યાનું કામ કરવા લાગ્યો. તે વખતે ઘરમાં ચિતરામણ કાઢનારા ચિતારાની સંખ્યા અત્યારના માફક ઉભરાતી નહિ; તેથી એક ઉત્તમ ચિતારા તરિકે તેની ખ્યાતિ મુંબઇના ધનવાનોમાં ફેલાઇ ગઇ. આથી જીવિકા માટેની ચિંતાપણુ રહી નહિ. મુંબાઇમાં આવી તેણે જે ઘર ભાડે લીધું હતું, તે વિષે અમારા વાચકો જાણે છે.

નવસારી છોડયા બાદ ત્રણ માસ પછી મેતા સાહેબની પેલી વૃદ્ધ બ્હેન મરણ પામી. ફોઇનાં મરણ પછી કર્ણેલિયા મુંબાઇ આવી. મુંબાઇ આવ્યા પછી કર્ણેલિયાએ કેટલીય વખત છૂપી રીતે નવરોજી

સાથે મેળાપ કર્યો હતો. એટલુંજ નહિ, પણ નવરોજીને ઘેર જવાને પણ તે તત્પર થતી હતી; પરંતુ આ વાત કર્ણેલિયાની વિશ્વાસુ દાસી મેરિબાઇ સિવાય બીજું કોઇ જાણતું નહોતું.

કર્ણેલિયાએ ખુરશીપર બેઠા પછી નવરોજીને પૂછ્યું:—"આજ હું કેવી દેખાઉં છું ?"

નવરોજી લગાર હસી બોલ્યો:—"અતિ સુંદર."

કર્ણેલિયાએ કહ્યું:—"મશ્કરીની વાત નથી, તમારી પ્રશંસા મેળવવા માટે મેં એ પ્રશ્ન પૂછયો નથી. પણ મારી છબી હજુ પણ પૂરી થઈ નથી; તમે કહ્યું હતું કે છબી પૂરી કર્યા પહેલાં મારે એક વખત તમારી સામે બેસવાની જરૂર છે; તે માટે મને જાણવાની ઇચ્છા છે કે હું આજે નિરૂત્સાહી કે દીલગીર તો દેખાતી નથી ?"

ખરેખર ! કર્ણેલિયા અલૌકિક સુંદરી હતી; પરંતુ તેનાં સૌન્દર્યમાં લાલસાનો ભાવ નહોતો. વસંતઋતુમાં કુસુમરૂપી કુન્તલવાળી, વનલતા જેવું સૌન્દર્ય ધારણ કરે, વર્ષાઋતુમાં બંને કાંઠામાં રેલાતી નદીઓના તરંગોમાં જે સૌન્દર્ય ઉછળી પડે, શુભ્ર જ્યોત્સ્નાપુલકિત રાત્રિમાં સુનીલ સરોવરનાં નિર્મળ વક્ષપર ખિલી રહેલી કુમુદિનીનાં કોમળ ઝુંડમાં જે સૌન્દર્યનો વિકાસ જોઈ આનંદ થાય, ઉષાના અરૂણરાગમાં જે સૌન્દર્ય જોવાની આશાથી તામસી નિશાનાં અવસાન સમયે આ જીવ-જગત પ્રફુલ્લ થઇ નયનો ઉઘાડી,—તે સૌન્દર્ય કર્ણેલિયાનાં મુખ તરફ જોતાં જોનારને આશ્ચર્યમાં મુગ્ધ કરી દેતી તેની રગેરગમાં શુદ્ધ આનન્દને ફેલાવી દેતું. વાચકો આ વાર્તાના આરંભમાં જ એક બીજી અતુલનીયા સુંદરીને જોઈ વળ્યા છે. જરમાનુ પણ સુંદરી છે, અલૌકિક સુંદરી છે. પરંતુ તે સૌન્દર્ય ભોગ અને વિલાસની મેલાશથી ઢંકાઇ ગયેલું છે. કર્ણેલિયાનું રૂપ વિશ્વ-રૂપનું સૃષ્ટિ-માધુર્ય ખુલ્લું કરતું હતું, અને જરમાનુનું રૂપ ભોગાભિલાષીને સાંકળની માફક પૃથ્વી તરફ ખેંચતું હતું. કર્ણેલિયાનાં રૂપથી આંખો ઠંડી પડતી, જરમાનુના રૂપથી આંખ ઝંખવાઇ જતી. જરમાનુની આંખોમાં જે તીવ્ર માદકતા હતી, તે મનુષ્યને ઉન્મત્ત બનાવી દેતી; પરંતુ કર્ણેલિયાની આંખોમાં સરલતા પવિત્રતા અને સ્ત્રી-હૃદયની કોમળતા પ્રતિબિમ્બિત થતી.

કર્ણેલિયાનાં મ્હોં સામું ધારી ધારીને જોયા પછી નવરોજી બોલ્યો, "કર્ણેલિયા, જ્યારે હું તમારૂં મ્હોં સારી રીતે જોઉં છું, ત્યારે મારી અયોગ્યતા અને ચિત્રકળાના અભાવની વાત યાદ આવે

છે, અને તેથી હું ઘણો લજવાઉં છું; મારી અશક્તિ ત્યારે સમજી શકું છું. તમે અહિં આવ્યાં તે પહેલાં મેં આ છબી ઘણીવાર જોઈ છે; પરંતુ મને એકેવાર તેમાં દોષ જણાયો નથી, પરંતુ અત્યારે તમે આવ્યાં છો, એટલે સમજી શકું છું કે છાયા અને કાયામાં કેટલો ભેદ છે! છબીને એટલા બધા પ્રયત્નો કરવાં છતાં આબેહુબ ન બનાવી શક્યો, એ જાણી મને શરમ આવે છે."

નવરોજી ગમે તેમ કહે, પણ તેણે આંકેલું ચિત્ર કુશળ પરીક્ષકને પણ આબેહુબજ જણાતું. નવીન ચિત્રકારને માટે આવું ચિતાંકન ખરેખર! આશ્ચર્યજનક કહેવાય; તોપણ નવરોજીનું મન માનતું નહોતું!

કર્ણેલિયાએ લગાર હસી કહ્યું:—"તમે નકામી દીલગીરી શા માટે જણાવો છો? મને તો આ છબી આબેહુબ જણાય છે."

નવરોજી બોલ્યો:—"છબીને આબેહુબ આંકવામાંજ બધી વિદ્યાની પરિસમાપ્તિ થતી નથી; સારો ફોટોગ્રાફ પણ આબેહુબ હોઈ શકે, પરંતુ તેમાં અને ઑઇલપેઇન્ટીંગમાં શું ભેદ નથી? મેં તમારી છબી મારી શક્તિ મુજબ આબેહુબ આલેખી છે, છતાં તમારી આંખોની આ પ્રેમમય દૃષ્ટિ, તમારાં મુખનો આ પ્રીતિ પ્રફુલ્લભાવ, તમારા સુકોમળ ગાલની આ લજ્જા-અરૂણ આભા આબેહુબ રીતે શું મારાં ચિત્તમાં પ્રતિફલિત થઈ છે? તે માટેજ હું કહું છું કે છબી બરાબર અંકાઈ નથી; તેથી મને એવી ઇચ્છા થાય છે કે આ છબી પડતી મૂકી એક નવી છબી આંકું?"

કર્ણેલિયાએ કહ્યું:—"તે માટેની સગવડ હવે થાય તેમ નથી."

નવરોજીએ નવાઈ પામી પૂછ્યું:—"સગવડ કેમ નહિ મળે?"

કર્ણેલિયાએ કહ્યું:—"તમારી સાથે આ મારો છેલ્લો મેળાપ છે."

કર્ણેલિયાની વાત સાંભળી નવરોજી થોડીવાર દિગ્મૂઢ થઈ બેસી રહ્યો; ત્યારપછી મંદ અવાજે બોલ્યો, "કર્ણેલિયા, શું તમે કોઈપણ કારણે મારાથી દુઃખી થયાં છો? કર્ણેલિયા, મેં આપનો એવો શો અપરાધ કર્યો છે, કે આપ મને આવો જબરો દંડ આપો છો?"

કર્ણેલિયા ધીરા અવાજે બોલી:—"નવરોજી, તમારો અપરાધ કશો નથી. અપરાધનું નામજ કેમ લો છો? તમે મારો હેતુ માગ્યો

હતો તે મેં તમને આપ્યો છે. મારી છબી આંકતી વખતે થોડો સમય મારે તમારી સામે બેસવું જોઈએ એમ તમે કહ્યું એટલે મેં તે પણ કર્યું છે. એ માટે મારે કેટલીક વખત તમારે ઘેર આવવું પડ્યું છે. તમે શું એમ ધારો છો કે મારા જેવી કુલીનવંશમાં ઉત્પન્ન થએલી કુમારિકાને એમ કરવું યોગ્ય હતું? મારૂં આ આચરણ જોઈ કોઈ મારી નિન્દા કરે, કોઈ મારાપર કલંક મૂકે, તેની સામે બચાવ કરવાને મારી પાસે શાં પ્રમાણો છે? એમ થવાથી શું મારા માતાપિતાનાં ઉન્નત મસ્તક અવનત નહિ થાય? તે સિવાય એક બીજી વાત પણ છે. તમે આટલી મહેનતે મારી જે છબી આંકી છે, તે કયા કામમાં આવશે? તે વાત પ્રગટ કરવાનો પણ તમને અધિકાર નથી; પ્રગટ કરતાં કલંકપ્રિય નિન્દાખોરનાં મુખમાંથી કેટલીય જાતના અપવાદો નીકળશે. યાદ રાખજો કે ઘણા પ્રમાણમાં ખ્યાતિ અને પૈસો મેળવ્યા સિવાય, તમે મને મેળવી શકશો એ આશા રાખવીજ નહિ."

નવરોજીએ કહ્યું:—"એ વાત મને યાદ છે."

કર્ણેલિયાએ કહ્યું:—"યાદ રાખજો કે તમે મારા પ્રણયી છો એ વાતનો વિચાર કરતાં મારે કદીપણ પસ્તાવો કરવો ન પડે."

નવરોજી બોલ્યો:—"હું તમારા પિતાને જાણું છું. કદાચ હું ભવિષ્યમાં પૈસો અને ખ્યાતિ મેળવી તમારી સાથે વિવાહ કરવાની યોગ્યતા મેળવી શકું, પણ હું આબરૂદાર કુટુંબમાં જન્મ્યો નથી તમારા પિતાને કુલિનતાનું અભિમાન બહુજ છે; તે મારા જેવા અજ્ઞાત કુલશીલ યુવકના હાથમાં કદીપણ પોતાની કન્યા સોંપશે નહિ."

કર્ણેલિયાએ કહ્યું:—"અત્યારથીજ જો તમે એ બધી વાતનો વિચાર કરી કાયર બની જશો, તો પછી કાર્યક્ષેત્રમાં આગળ કેવી રીતે વધી શકશો? કઈ આશાએ સહિષ્ણુ ચિત્તે હજારો અડચણો સાથે સંગ્રામ કરશો? પહેલાં તમે મારો હાથ ઝાલવાને યોગ્ય થાઓ, ત્યારપછી મારા પિતાને તમારો અભિપ્રાય જણાવજો. તે વખતે જો તેઓ તમારી વાત નાકબૂલ કરશે, તો હું મારી ઇચ્છાથી તમને મારો આત્મા સોંપીશ."

નવરોજી બોલ્યો:—"પરમેશ્વર સહાયતા આપે ને હું તમારી યોગ્ય થઈ શકું. તમારો મેળાપ નહિ થાય તોપણ હું મારાં લક્ષ્યથી ભ્રષ્ટ

નહિ થાઉં હું સંસાર સમુદ્રમાં ખેંચાયો છું, પરંતુ તમે એટલું યાદ રાખશો કે આ સમુદ્રમાં તમેજ મારો ધ્રુવ-તારો છો."

કર્ણુલિયા લગાર હસી બોલી:—"ધ્રુવતારો સંસાર સમુદ્રનાં આ નાનાં નાવડાંને કદી પણ ભૂલી શકે તેમ નથી; તોપણ હાલમાં એક ભારે ગરબડ મચી છે. સાંભળવા મુજબ દીનશા કાવસજી દસ્તુર મારી સાથે વિવાહ કરવાને તૈયાર થયા છે!"

નવરોજી નવાઇ પામી બોલ્યો:—"દીનશા કાવસજી દસ્તુર? મુંબઇમાં તે એક ધનવાન વ્યક્તિ ગણાય છે!"

કર્ણુલિયા બોલી: "હા, તે ભારે પૈસાદાર છે; પરંતુ મેં તમને મારા મનની વાત જણાવી છે. મને જણાય છે કે પિતાજી અને મા આ વિવાહ માટે મને બહુજ સમજાવશે; હું ગમે તેટલી અડચણ નાખીશ તોપણ તેઓ માનશે નહિ, અને ઉલટાં એ અડચણનાં કારણો પૂછશે. હું તેનું કંઇપણ સંતોષજનક કારણ બતાવી શકીશ નહિ; કારણ કે દસ્તુરના જેવા પતિ મેળવવાને પારસી સમાજના ઉંચા આબરૂદાર કુટુંબની રૂપવતી કુમારીઓ પણ ઇચ્છે છે. દસ્તુર સાહેબ પાસે કેવળ પૈસાજ છે એમ નથી, પણ તેની સાથે તે રૂપવાન, કેળવાયલા અને રસિક પુરુષ છે; આવો સ્વામી મેળવવાને કોની ઇચ્છા ન હોય? આથી મા બાપ આગળ મારી અડચણ ટકશે નહિ. તે માટે મેં નક્કી કર્યું છે કે દસ્તુર સાહેબને હું બધી વાત કહીશ; હું કહીશ કે "હું તમારે લાયક નથી; હું મહાપાપિષ્ઠ છું; બીજાના પ્રેમમાં મુગ્ધ છું; બીજાના તરફના પ્રેમથી મારૂં હૃદયપૂર્ણ છે. બીજાની તરફ પ્રેમ રાખતી યુવતી સાથે કયો બુદ્ધિમાન પુરુષ વિવાહ કરવાને ખુશી થશે? મને વિશ્વાસ છે કે એ વાત સાંભળતાં દસ્તુર સાહેબ જાતે આ સંબંધ તોડી નાખશે

નવરોજીએ કહ્યું:—"પણ દસ્તુર વિવાહ કરવાને ના પાડશે એટલે બીજો ઉમેદવાર ઉભો થતાં કયાં વાર છે?"

કર્ણુલિયાએ કહ્યું:-"તે માટે તમારે બિલ્કુલ ચિંતા ન રાખવી."

નવરોજીએ કહ્યું, "મને શંકા ન આવે પણ એક દિવસ પણ તમે શાંતિ ભોગવી શકશો નહિ; તમારા પિતાની વાતનો પ્રતિવાદ કરતાં કરતાં તમારૂં જીવન દુઃસહ થઈ ઉઠશે."

કર્ણુલિયાએ આ પ્રશ્નનો જવાબ ન આપ્યો; તેણે નવરોજી

પાસે જવાની રજા લીધી. જતી વખત બોલી, "કાલેજ હું દસ્તુરને મળીશ."

કર્ગુલિયાના ગયા બાદ થોડીવારે નવરોજી બજાર તરફ ચાલ્યો તે વખતે સંધ્યાકાળ થયો હતો. તે એક દીવાના પ્રકાશથી ઉજ્જ્વલ બનેલી દુકાન આગળ આવી પહોંચ્યો, તે વખતે એક સ્ત્રીનો અવાજ તેના કાનપર અથડાયો, "નવરોજી સાહેબ, સલામ !"

નવરોજી થંભ્યો; તેણે જોયું કે તે દુકાનની સંમુખે એક મોટા ઘોડાઓ વાળી વિકટોરિયા ગાડી ઉભી છે; અને તેમાંથી ડોકું બહાર કાઢી એક અલૌકિક સુંદરી તેને બોલાવે છે ! સુંદરીનાં સર્વાંગે બહુ કીંમતી પોશાક શોભી રહ્યો છે; ચકચકિત હીરાના અલંકાર તેના કંઠને દીપાવી રહયા છે, હાથ, કાન વગેરે સ્થળો હીરામોતીનાં ઘરેણાંથી તેનું અનિંદ્યરૂપ ચારે તરફ ઝળહળી રહ્યું છે. ગાડી બહુમૂલ્યવાન છે, તેના બે ઘોડા જોતાંજ જણાતું હતું કે એ ગાડીનો માલિક કોઈ કરોડપતિ હોવો જોઈએ; ઘોડાનો સાજ અને કોચમેનના પોશાકપર રસ્તાપર જતા માણસોની દૃષ્ટિ વારંવાર ખેંચાતી હતી.

નવરોજી થોડીવાર દિગ્મૂઢ બની ઉભો રહ્યો, ત્યારબાદ ધીમે ધીમે ગાડી પાસે આવી બોલ્યો, "જરબાનુ બીબી, હું તમને બરાબર ઓળખી શકતો નથી."

યુવતી ખડખડ હસતી બોલીઃ—"હવેથી હું જરબાનુ નથી. હું અત્યારે ગુલબાઈ સાહેબા છું !"

બરાબર તેજ વખતે એક યુવક પાસેની દુકાનમાંથી આવી તે ગાડીપર ચઢ્યો; યુવક કીંમતી લુગડાંથી ભરપૂર હોવા છતાં તેનું મ્હોં વાંદરા જેવુંજ હતું ! આબરૂદાર કુટુંબમાં આવા કુરૂપ માણસની મૂર્તિ મળવી મુશ્કેલ થઈ પડશે.

એ મર્કટકૃતિ યુવક જરબાનુનો નવો પ્રેમી જહાંગીરજી કામા હતો તેની ઉમર એકવીસ બાવીસ વર્ષથી મોટી નહોતી.
યુવક એક વખત વક્ર કટાક્ષે નવરોજી તરફ જોઈ જરબાનુ નેઇસારાથી પૂછવા લાગ્યો, "એ કોણ છે?"

જરબાનુ બોલીઃ—"તે મારા મિત્ર છે, તેનું નામ નવરોજી છે."

જહાંગીરજીએ કહ્યુંઃ—"તમારા આ મિત્રનું નામ મને પરિચિત જેવું લાગે છે; તે શો ધંધો કરે છે ?"

જરબાનુએ કહ્યું:—" તે ચિત્રકાર છે "

જહાંગીરજીએ કહ્યું:—" આપે મારા પિતા દારાબજી કામાનો બંગલો ચિતરવાની જવાબદારી લીધી છે કે ? "

નવરોજીએ કહ્યું:—"હા આપ શું કામા સાહેબના પુત્ર છો ? સલામ સાહેબ, આપના મેળાપથી બહુ ખુશી થયો. "

જહાંગીરજી લાગણીવાળો, આનંદી પણ ઉડાઉ અને બદચાલનો યુવક હતો. જરબાનુના રૂપથી અંજાઇને તેણે તેને રાજી કરી હતી, તે વાચકો જાણે છે, ઐશ્વર્યના લોભથી આકર્ષાઇ જરબાનુ અરદેશરને તજી જહાંગીરજી પાસે આવી હતી. હમણાં તે કેવી સંપત્તિની અધિકારિણી થઇ છે તે નવરોજીને બતાવ્યા સિવાય તેનું મન ખુશી થાય તેમ નહોતું. તેથી જરબાનુએ તેજ રાત્રે નવરોજીને પોતાને ઘેર જમવાનું નોતરૂં આપ્યું. "

પ્રથમનો નવરોજીએ ના પાડી, પણ જ્યારે જહાંગીરજીને પણ આતુર ખેંચ કરતો જોયો, ત્યારે તેનાથી ના પાડી શકાઈ નહિ.

બરાબર વખતે નવરોજી જરબાનુને ઘેર આવી પહોંચ્યો; જહાંગીરજીએ જરબાનુને રહેવાને ઈન્દ્રપુરીના જેવો એક બંગલો આપ્યો હતો ! જરબાનુ વ્યગ્રતાપૂર્વક પોતાનો વૈભવ નવરોજીને બતાવવા લાગી.

નવરોજીએ પૂછ્યું:—"અરદેશર પણ અહીં આવશે કે શું ? "

આ પ્રશ્ને જરબાનુનું મ્હોં લાલ બનાવી દીધું; તેણે કહ્યું, "એવા અભાગીઆ નીચ માણસને હું નોતરૂં આપતી નથી; જેટલા દિવસ હું તેની સાથે રહી, તેટલા દિવસ મને બે વખત ખાવાનું પણ મળ્યું નહોતું; તેની સોબત મેં હંમેશને માટે છોડી છે. "

નવરોજીએ કહ્યું:—" પરંતુ તેની સાથે આજે મારો મેળાપ થયો હતો, મેં સાંભળ્યું છે કે તેને ત્રણસો રૂપીઆની એક નોકરી મળી છે.

જરબાનું તિરસ્કારપૂર્વક બોલી:—" જૂઠું, ચોર ! જેનામાં પૈસા મેળવવાની પણ શક્તિ નથી, તેને ત્રણસો રૂપીઆ તે કોણ આપશે ? એવો મૂર્ખ કોણ હોય ? આવી મિથ્યા વાત આપ મારી પાસે કહેશો નહિ, "

જરબાનુ નોતરેલા ગ્રહસ્થોને આદરમાન આપવા ચાલી ગઈ.

નવરોજી બેઠો બેઠો વિચારવા લાગ્યો, " સ્ત્રીનો પ્રેમ શું આટલો બધો ચંચળ છે ? આટલો બધો અસ્થાયી છે ? પ્રિયતમના દુર્ભાગ્યને દિવસે જે નારી પોતાનાં સુખનો લોભ છોડી ન શકે તે નારીને રમણી કહેવી કે પિશાચી ? "

## પ્રકરણ ૧૨ મું

### શેઠ અને ચાકર

અરદેશરે જે દિવસે જમશેદજીની નોકરી ગ્રહણ કરી, તેને બીજે દિવસે નક્કી કરેલા વખત પહેલાં તે જમશેદજીની ઑફિસમાં આવી તેની રાહ જોતો બેઠો.

જમશેદજી બીજું કામકાજ પતાવી ઑફિસમાં આવ્યો કે તરત તેની નજર અરદેશરપર પડી. તેને જોતાં તેણે પૂછ્યું, " તમને મેં આટલા બધા વહેલા આવવાનું કહ્યું નહોતું. "

અરદેશરે કહ્યું:—"મારું સત્યાનાશ વળ્યું છે ! જરબાનુ મને તજી ચાલી ગઇ છે. "

જમશેદજી હસતો હસતો બોલ્યો:—"એમાં શું તારું સત્યાનાશ વળ્યું ! ઉલટું એમ માન કે પરમેશ્વર તારા પ્રત્યે પ્રસન્ન છે, તેથી તેણે તારી એ અડચણ બીન હરકતે દૂર કરી છે "

અરદેશરે કહ્યું:—" આપ અન્યાયી વાત કરો છો. હું તેને ચાહતો હતો, થોડીક આર્થિક સ્થિતિ સુધરતાંજ તેની સાથે વિવાહ કરવાનો મારો વિચાર હતો, પણ મારા એ બધા વિચારો ઉડી ગયા."

જમશેદજીએ કહ્યું:—" તારી નવીન આશાઓ ફળશે, તારી આશાઓ વચ્ચે જરબાનુ આડરૂપ હતી. વારૂ તે શું નાસી ગઇ?

અરદેશરે કહ્યું, " કાલે આપની રજા લઈ હું હૉટલમાં ગયો. મારી ઓરડીમાં જઈ મેં તપાસ કરી તો જરબાનુ નહોતી, ટેબલપર એકપત્ર પડયો હતો; પત્રપર જરબાનુના હસ્તાક્ષર જોઇ મેં તે ઉઘાડી વાંચ્યો. તેમાં તેણે લખ્યું હતું કે,—"અરદેશર, તને સાચી વાત કહેવામાં હવે મને કંઇ હરકત જણાતી નથી; ખરેખર મારો તારાપર જરા પણ પ્રેમ નથી. તારી સાથે એક ઘડીપણ બેસવાની મને ઇચ્છા થતી નથી. તું મારી સાથે મેળાપ કરવાના પ્રયત્નો કરતો નહિ; મનમાં ધારી રાખજે કે જરબાનુ તને ભૂલી ગઇ છે; મનમાં સમજી લેજે કે જરબાનુને મેં કદીપણ જોઈજ નહોતી. તારી સાથે

આટલા દિવસ રહી મેં કેટલું વેઠ્યુ છે, તે બાબતની તને ખબર છે; પરંતુ કાલથી હું ગરીબ રહીશ નહિ; કાલથી હું મોટા બંગલામાં રહીશ, મારો સંસારો થતાંજ હજારો દાસ-દાસીઓ મને વીંટી વળશે; સોનાં રૂપાંને હીરા-મોતીનાં ઘરેણાં મારાં અંગને શોભાવશે. હું હવેથી દરરોજ જેટલા પૈસા વાપરીશ તેટલા પૈસા તું તારી જિન્દગીમાં પણ મેળવી શકશે નહિ. તારાજેવા ગરીબ સાથે પરણવાથી કોઇ પણ જાતનો લાભ નથી. એમ સમજી હું તારો પરિત્યાગ કરૂં છું ”

જમશેદજીએ કહ્યું:—“ આ પત્ર વાંચતાંજ તારે માથે આકાશ તૂટી પડયું હોય એમ લાગ્યું ખરૂં કે નહિ ? ”

અરદેશરે કહ્યું:—“ એ પત્ર મારા મનમાં દુઃખ શા માટે ન ઉપજાવે ? હજુ તો બે દિવસ થયાંજ તેણે મને પોતાના પ્રેમી તરીકે સ્વીકાર્યો હતો, ફક્ત બેજ દિવસ પહેલાં તેણે કહ્યું હતું કે આ જગતમાં જરબાનુનો પ્રેમી અરદેશર સિવાય બીજો કોઇ નથી, તેમ હું બીજા કોઈને ચાહતી પણ નથી બે દીન જતાં તો તેણે મને આટલો બધો ધિક્કાર્યો, મારો આટલો બધો વિશ્વાસઘાત કર્યો ! મને તજવાનીજ તેની મરજી હતી તો પછી તેણે મને વચન શા માટે આપ્યું ? આટલી બધી અપ્રિય વાતો લખી મને મરણતોલ સ્થિતિમાં લાવી મૂકવાની શી જરૂર હતી. હું હૉટલ તરફ જતો હતો, ત્યારે કેટલો બધો આનંદી બન્યો હતો મેં ધાર્યું હતું કે મને આવી સારી નોકરી મળી તેથી જરબાનુ કેટલી આનંદી બનશે, તેનું દિલગીર મ્હોડું હાસ્ય પ્રફુલ્લ જોઇ મને પણ કેટલો આનંદ થશે; પરંતુ મારૂં એ આશાનું ઇન્દ્રધનુષ્ય જોતજોતાંમાં શૂન્યમાં મળી ગયું, હું જાણતો નહોતો કે જરબાનુ આટલી બધી કઠણ હૃદયની છે. ”

જમશેદજીએ કહ્યું:—“ તારી વેદનાથી મને દુઃખ લાગે છે. હું વૃદ્ધ થયો છું, પ્રેમને તમે જે આંખે જૂઓ છો, તે કરતાં હું જૂદી આંખે જોઉં છું; મને લાગે છે કે પ્રેમ એ યોવનની ચપળતા માત્ર છે, યુવક–યુવતીની ઉદ્દેશહીન રમત માત્ર છે. ”

અરદેશર નિસાસો નાખી બોલ્યો, “ આપ ગમે તેમ કહો પણ જરબાનુને હું જિન્દગી પર્યન્ત વિસરવાનો નથી. ”

જમશેદજી ભ્રુભંગિ કરી વિરાગ ભર્યા સ્વરે બોલ્યો, “ તું શું કહે છે? એક સામાન્ય સ્ત્રીના રૂપમાં મોહી જઇ તારી જિન્દગી સૌંદર્યાભિલાષા અને ભવિષ્યની જિંદગીની આશા છોડી દેવા ચાહે

છે? જરબાનુ તારી ઉન્નતિમાં અંતરાય રૂપ હતી. મને લાગે છે કે તારામાં જરા પણ આત્મસંમાન કે આત્માભિમાન નથી. જરબાનુ તો તને સ્પષ્ટ રીતે લખી ગઈ છે કે હું તારી સાથે રહી ગરિબાઈ ભોગવવાને સંમત નથી; તેની સાથે મેળાપ કરતાં અત્યારે તે તને ઓળખી પણ શકશે નહિ!"

અરદેશરે કહ્યું:—"તે ગમે તેમ બોલે, પણ મને વિશ્વાસ છે કે તે મને બહુજ ચાહે છે, અને એક દિવસ તે મારી પાસે આવશેજ."

જમશેદજીએ કહ્યું:—"જે યુવતી પોતાની મરજી પ્રમાણે તારો ત્યાગ કરી બીજા પાસે ગઇ છે, તે પાછી તારી પાસે આવશે, તને ચાહશે, એ બધી કલ્પના ગાંડા સિવાય બીજું કોઇ ન કરે. તેની વાત મુખમાંથી બહાર કાઢતાં તને શરમ આવતી નથી, એ મને નવાઈ લાગે છે! તું મારી શિખામણ સાંભળ, તેની વાત ભૂલીજા. પરમેશ્વરનો આભાર માન કે તેણે જરબાનુ જેવી લંપટ સ્ત્રી સાથેનો તારો સંબંધ તોડયો. ભવિષ્યમાં તારૂં ભાગ્ય કેવું ખિલી નીકળવાનું છે એ વાત સાંભળતાંજ તું આનંદથી વિહ્વળ બની જશે."

અરદેશરે કહ્યું:—"આપે મારા પર દયા કરી ત્રણસો રૂપીઆની નોકરી આપી છે, એજ મારાં ભાગ્યની નિશાની છે; એ કરતાં વધુ સુખ મારાં નસીબમાં હોય તો તેની વાત હું જાણતો નથી."

જમશેદજીએ કહ્યું:—"તારે માટે મેં જે કર્યું છે તે બહુ નજીવું છે; પણ મારી સહાયતાથી તું જે અપાર સંપત્તિ મેળવવાનો છે, તેની તો તું કલ્પના પણ કરી શકશે નહિ; હું પૈસાદાર છું; વૃદ્ધ થયો છું, તોપણ મારે પુત્ર કે કન્યા નથી; જો તું જરબાનુને હંમેશને માટે ભૂલી જશે, તો હું તને મારા પુત્ર તરીકે સ્વીકારી મારી બધી સંપત્તિનો વારસ ઠરાવીશ. બોલ, તું જરબાનુને ભૂલી શકશે?"

અરદેશર કૃતજ્ઞ દૃષ્ટિથી જમશેદજી સામું જોઇ રહ્યો. પછી ધીમે ધીમે બોલ્યો, "આપનાથી વિરૂદ્ધ ચાલવાની શક્તિ મારામાં નથી, આજથી હું જરબાનુને ભૂલી જાઉં છું."

જમશેદજી સ્નેહપૂર્વક બોલ્યો:—"ભાઇ, એજ તારા યોગ્ય વાત છે. હું ઘરડો થયો છું. પરંતુ પૈસા મેળવવાને માટે હંમેશ મારે પ્રતિકૂળ અવસ્થા સાથે યુદ્ધ કરવું પડે છે. જીવન-સંગ્રામમાં ક્ષત-વિક્ષત થઇ મેં જય મેળવ્યો છે, પુષ્કળ પૈસો પણ મેળવ્યો છે. પરંતુ તારે મારી પેઠે લડાઇ મચાવવી પડશે નહિ; તું ગુણવાન છે, હું તારા

ગુણને લાયક ઇનામ આપીશ. તને પહેલાં જોયો, ત્યારથીજ તારા પર મને બહુ હેત આવ્યું છે; તારાં સુખને ખાતર મારાથી બની શકશે, તેટલીજ હેમત હું ઉઠાવીશ. તું મારી મિલકતનોજ ધણી થશે. એટલુંજ નહિ પણ રૂપ, ગુણ, વંશ અને આબરૂથી જે જરખાનુને દાસી બનાવી શકે તેવી છે, એવી કન્યા સાથે હું તારો વિવાહ કરીશ. તે યુવતી જરખાનુ કરતાં હજારો રીતે તારૂં ચિત્ત પ્રસન્ન કરી શકશે. પરંતુ એક અડચણ છે; તું તારી માનો જારજ પુત્ર છે, પરંતુ કોઇ ઘણુ જુના અને આબરૂદાર વંશનું લોહી તારા દેહમાં નથી વહેતું એ વાત કોણ કહી શકે તેમ છે? કદાચ એ પણ ખરૂં હોય કે તું કોઇ એક ધનાઢ્ય પારસીનાં વિપુલ ઐશ્વર્યનો વારસ હોય, તારી જીવન-કહાણી વિચિત્ર રહસ્યોથી પૂર્ણ છે; કદાચ તારો પિતા તેની વિપુલ સંપત્તિનો વારસ ઠરાવવા માટે તારી શોધખોળ પણ કરતો હોય. અલબત્ આ બધી વાતો મારાં અનુમાન માત્ર છે, તોપણ એ અનુમાન કંઇ સાબિતિ વિનાનાં નથી, તે તું ધીમે ધીમે જાણી શકશે."

અરદેશરે કહ્યું:—"હવે મારે શું કરવાનું છે તે ફરમાવો."

જમશેદજીએ કહ્યું:—"તારે માટે મેં કંઇ પણ કામ નક્કી કરી રાખ્યું નથી, હું તને જે ક્ષણે જે આજ્ઞા કરૂં તે તારે પાળવી; એટલુંજ નહિ પણ તારે તારૂં બધું શરીર મને સોંપી દેવું પડશે. હું તને જે કંઇ ફરમાવું, તે ગમે તેવું અસંભવિત હોય, તોપણ તે તારે વિના વિચારે આજ્ઞાના માફક બજાવવું, તે સામે કોઇ પણ અડચણ ઉઠાવવી નહિ."

અરદેશર બોલ્યો:—"આપ મારા પિતા જેવા છો, આપની પ્રત્યેક આજ્ઞા હું પૂરી રીતે બજાવીશ; હું આપના બધા આદેશો-પછી તે ગમે તેવા અન્યાયી હોય તોપણ-તે નતશીરે બજાવીશ. ફક્ત આપે મને આશ્રય આપ્યો છે, તો કદી મને તજી દેતાં નહિ."

જમશેદજીએ કહ્યું:—"ભાઈ, હું તો એક વચની છું હું જે બોલું છું તેજ કરૂં છું. તારી સાથે મારે બીજી પણ છૂપી વાતો કરવાની છે, પણ તે ધીમે ધીમે કરતો જઇશ, અત્યારે મારે કેટલુંક કામ છે, તે પૂરૂં કરી હું તને એક મારા મિત્ર પાસે લઇ જઇશ; જે યુવતી સાથે તારો વિવાહ કરાવવાનો મેં વિચાર કર્યો છે, તે યુવતીને તું ત્યાં જોઇ શકીશ. હમેશાં યાદ રાખજે કે તારાં જીવન-નાટકનાં નવીન અંકનો અભિનય આરંભાયો છે.

———

# પ્રકરણ ૧૩ મું

## ઝવેરીની દુકાન

મુંબઈ શહેરમાં બાપુભાઇ મોતીવાળા એક પ્રખ્યાત ઝવેરી છે, તેની દુકાન મુંબઈમાંના આબરૂદાર સ્ત્રી પુરૂષોમાં અત્યંત પ્રસિદ્ધ હતી. પારસી કરોડપતિઓ બાપુભાઇની દુકાનેથીજ ઝવેરાત ખરીદતા હતા; આબરૂદાર પારસી સ્ત્રીઓ જાતે તેની દુકાને પોતાને પસંદ પડતા દાગીનાનો ઓર્ડર આપી જતી. હૅમિલ્ટનની દુકાનના દાગીના જેમ કલકત્તા વાસી સ્ત્રી પુરૂષો માટે અહંકારનો વિષય થઇ પડેલ છે, તેમ આ બાપુભાઇ મોતીવાળાની દુકાનના દાગીના પણ પારસીઓનાં અંતઃપુરમાં ભારે અભિમાન સાથે વાસ કરતા હતા. બાપુભાઈને પોતાના દાગીના બદલ રોકડા રૂપીઆ ન મળતા તોપણ ઘણો વખત અનેક રૂપવાન પારસણોને દાગીના ઉધારે આપતો, એટલુંજ નહીં પણ વખતે રૂપીઆ પણ ઉધારે આપતો. પરંતુ જે કોઈ તેનાં દેવામાં બંધાતું તે સેંકડો પ્રયત્નો કર્યા છતાં તેમાંથી છૂટી શકતું નહિ. તેનાં દેવામાં ફસાયલી અનેક સુન્દરીને પોતાનાં દેણાં ખાતર જૂદી જૂદી જાતનાં અન્યાયી કાર્યોમાં પણ ભાગ લેવો પડતો.

ગયાં પ્રકરણમાં અમે જે દિવસની વાત કહી છે, તેજ દિવસે સાંજરે જમશેદજી અરદેશરને સાથે લઈ થોડે દૂર આવેલી એક હોટેલમાં નાસ્તા પાણી લઇ બાપુભાઇ મોતીવાળાની દુકાને આવી પહેચ્યા. બાપુભાઇની દુકાન જોતાં અમરાવતી જેવીજ જણાતી હતી. એ દુકાનના દરેક ભાગમાં ઇરાની ગાલીચા પાથરી દીધેલા હતા, અને દિવાલપર ઉજ્જવળ અને સુંદર ફ્રેમમાં જડેલી મોટી મોટી છબી હતી; દુકાનમાં મેહોગનીનાં લાકડાંથી બનાવેલ અતિ સુંદર 'શો-કેસ' માં હજારો રૂપીઆના મૂલ્યના હીરા મોતીના દાગીના ગોઠવેલા હતા.

જમશેદજીએ સ્ફટિક નિર્મિત દરવાજો ઠેલી દુકાનમાં પ્રવેશ કર્યો. અરદેશર તેની પાછળ આવ્યો.

'શો-રૂમ' માં પેસતાંજ અરદેશર થંભી ગયો! એ મહામૂલ્ય વિચિત્રતાપૂર્ણ ઘણા દાગીનાથી ભરપૂર હવેલીમાં વિદ્યુતપ્રભાની માફક ઉજ્વળતારૂપી વિચિત્ર વેશધારી આબરૂદાર રૂપસીઓનું ટોળું ઓરડાના જૂદા જૂદા ભાગમાં ફરતું ફરતું નાના પ્રકારના રત્નાલંકાર તપાસતું હતું. તેના રૂપના પ્રકાશથી ઓરડો ઉજ્જ્વળ થઇ ઉઠ્યો હતો;

જાણે સરોવરમાં સોનાનાં કમળ ખિલી ચારે તરફ પ્રકાશ પ્રસારતું હોય નહિ ! અરદેશર બારણાં પાસે ઉભો ઉભો ચકિતની માફક થંભી રહ્યો, આગળ વધવાનું તેને ભાન પણ રહ્યું નહી, જમશેદજી તેના કાન પાસે મ્હોંલાવી મૃદુ સ્વરે બોલ્યો," શરમાઇશ નહિ, જે ધનવાનની કન્યા સાથે તારો વિવાહ કરવાનું નક્કી કર્યું છે, તેને અહિંજ જોઇ શકશે.

અરદેશર સ્થંભિત થઇ ગયેલાની માફક તે ઓરડામાં આવી ઉભો. અરદેશર નવો સવો યુવક હતો, તેમાં પણ અત્યંત રૂપવાન પણ હતો; અટલુંજ નહિ પણ એના જેવા રૂપવાન યુવક આબરૂદાર પારસી સમાજમા પણ વધૂ નહોતા, આથી એ'શોરૂમ'માંની સ્ત્રીઓની દ્રષ્ટિ તેના તરફ ખેંચાઈ; તેના કલકંઠનું ગુંજન થંભી ગયું; બધાં વિસ્મય પામી અરદેશરને જોવા લાગ્યા શરમથી અરદેશરનું મ્હોં લાલચોળ થઈ ગયું તે કોઈ કોઇ યુવતી તરફ એકાદ બે દૃષ્ટિપાત નાખી નીચુ જોઇ ઉભો રહ્યો. અરદેશરનો આ ભાવ જોઇ જમશેદજીએ તેને લગાર ધીમા અવાજે કહ્યું:-" તું શું કદી પણ આબરૂદાર સ્ત્રીઓ સાથે ભળ્યો નથી ? તને આટલી બ બીક શા માટે લાગે છે ? તારી તરફ બરાબર જમણી બાજુએ જે યુવતી ઉભી છે, તેના તરફ જો; તે યુવતીજ તારી ભવિષ્યની પત્ની છે. "

જમશેદજી જે યુવતી વિષે વાત કરતો હતો, તે ત્યારે તેની સામેના એક ' શો કેસ ' પાસેથી આંખો ફેરવી વારંવાર અરદેશરને જોતી હતી. તેની ઉમ્મર અઢાર-ઓગણીશ વર્ષથી વધૂ નહોતી, યુવતી સુંદરી હતી, પરંતુ જમશેદજી તેના રુપની જે પ્રશંસા કરતો હતો, તેટલી સુંદરતો તે નહોતીજ; તો પણ તેના પોશાકનો અને દાગીનાનો જે બહાર ખિલ્યો હતો, તે તરફ જોતાં પ્રથમ દૃષ્ટિએ તો તેને અત્યંત સુંદરી માનવી પડતી.

જમશેદજીના બતાવ્યા મુજબ અરદેશરે તે યુવતી તરફ જોયું કે તરત બંનેની નજર મળી, એક ક્ષણને માટે બંનેના હૃદય કમ્પ્યાં. અરદેશરને લાગ્યું કે આવી સુંદરી મેં મારી જીંદગીમાં પણ જોઈ નથી યુવતી પણ પોતાનુ માનસિક ચાંચલ્ય છૂપાવવા માટે બીજી તરફ મ્હોં ફેરવી ઉભી રહી.

જમશેદજી અરદેશરને લઇ ફરતો ફરતો એ ઓરડાને એક છેડે

આવી પહોંચ્યો; પાસે કોઇને ન જોતાં તેણે અરદેશરને પૂછયું, "કેમ કેવી જણાઈ?"

અરદેશરે ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો:-"બહુંજ સુંદર!"

જમશેદજી બોલ્યો:-"કેવળ રૂપમાંજ સુંદર છે એમ નથી-તે પૈસાદાર પણ છે! તેના પિતા પાસે લાખો રૂપીઆની સંપત્તિ છે, અને આ યુવતીજ તેનો એક માત્ર વારસ છે."

અરદેશર બોલ્યો:—"જો તેના પિતા પાસે એક પૈસો પણ ન હોત તો પણ હું એ સુંદરીનો પ્રેમ મેળવવા તેના પગે પડત. તેનું નામ શું?" જમશેદજીએ કહ્યું:—"નાથુરાબાઈ."

અરદેશરે દૂર ઉભો ઉભો સતૃષ્ણ નજરે નાથુરાબાઈને જોવા લાગ્યો; તે જાણતો હતો કે મારી આ નજર કોઈ પણ જોતું નથી, પણ એ તેનો ભ્રમ હતો; તે ઓરડાના એક જુદા ભાગની ભીંત પર જે મોટા મોટા આયના ટાંગેલા હતા, એ બધા આયનાની સહાયથી નાથુરાબાઈ અરદેશરનાં અંગની દરેક ચેષ્ટા અને મુખ પરનો ભાવ જોતી હતી,

એ દરમિયાન પાસેનું એક સ્ફટિકમય દ્વાર ખોલી બાપુભાઇ ઝવેરીએ તે ઓરડામાં પ્રવેશ કર્યો, જમશેદજીને ઉભેલો જોઇ તેણે તેને માનપૂર્વક સલામ કરી કહ્યું, "આપ કયારે આવ્યા છો? મારે માટે આપને બહુ ખોટી થવું પડયું લાગે છે; હું એક કામમાં ગુંથાએલો હતો, ભુલચુક માફ કરશો. આ યુવક મને લાગે છે કે આપના સંગી છે? આપ પધારો મારી ઓફીસમાં"

ઝવેરી બાપુભાઈ મોતીવાળા જમશેદજી ને અરદેશરને લઇ તેની ઑફીસમાં ગયો.

જમશેદજીએ બાપુભાઇને લગાર દૂર બોલાવી પૂછયું, "હાલમાં સર ખુરશેદજી મેતાની સ્ત્રીએ આપની પાસેથી કંઇ દાગીના લીધા છે?"

બાપુભાઇ:-"આપ લગાર થોભો, હું હિસાબ જોઇ કહું છું." બાપુભાઇએ મોટો ચોપડો ઉઘાડી જવાબ આપ્યો, "દસ દિવસ પહેલાં તે ટેની દીકરી માટે બે હજાર રૂપીઆનો એક નેકલેસ લઇ ગયેલ છે."

જમશેદજીએ પૂછયું:—"તેની પાસે તમે કેટલા રૂપીઆ માગો છો?"

બાપુભાઇ બોલ્યો:—'પહેલાં હિસાબ મુજબ તેની પાસેથી મને ત્રણ હજાર રૂપીઆ બાકી મળવા જોઇએ. મેતા સાહેબ એક વખત ખોળ

કરી હતી કે તેની સ્ત્રીએ મારી દુકાનેથી કંઇ માલ ઉધારે લીધો છે કે નહિ; એ ત્રણ હજાર રૂપીઆ બાકી કાઢ્યા, ત્યારે તેણે ગુસ્સે થઇ કહ્યું કે હવેથી તે પોતાની સ્ત્રીના દેણાના જવાબદાર નથી. તે પછી અમિના બીબીને કોઇ પણ જાતનો માલ ઉધારે આપવામાં આવતો નથી. પરંતુ તેની અત્યંત તાણથી તે દિવસે બે હજાર રૂપીઆનો દાગીનો દીધો છે."

જમશેદજીએ કહ્યું:—"મેતા સાહેબની સ્ત્રી જે કંઇ માગે, તે તરત આપશો, પણ વારંવાર રૂપીઆની ઉઘરાણી કરવાનું ચૂકશો નહિ. વારૂ, કોઇ નવો ગ્રાહક વધ્યો છે કે નાહે."

બાપુભાઈએ કહ્યું:—"હા, એક નવીન ગ્રાહક મળ્યો છે, સુવિખ્યાત દોરાબજી કામાના પુત્ર જહાંગીરજી કામા આજકાલ મને ઠીક ખટવે છે. તે દિવસ તે અઢી હજાર રૂપીઆનું એક ઘરેણું લઇ ગયેલ છે; હજુ પણ પૈસા મળ્યા નથી. જહાંગીરજીની સાથે એક યુવતી હતી, સાંભળવા મુજબ તેનું નામ ગુલબાઈ છે, તેને માટેજ એ દાગીનો ખરીદેલ છે."

જમશેદજીએ કહ્યું:—"એ છોકરો મારો શત્રુ છે, માટે તેને તાબે કરવાની એક યુક્તિ કરવી પડશે."

બાપુભાઇએ કહ્યું, "એ ગુલબાઇને લીધે જહાંગીરજી એવો તો મરતીમાં આવ્યો છે કે તેને માટે તે બધી જાતનાં પુપાર્થ કરવાને તૈયાર થાય તેમ છે. તેને રૂપીઆની બહુ જરૂર છે પણ પિતા જીવતા છે; તેથી પોતાની ઇચ્છા મુજબ વર્તાતું નથી. તેણે મારી પાસે થોડા રૂપીઆ કરજે માગ્યા હતા. આપની વાત પરથી મને લાગે છે કે તેને તે માગે તેટલા રૂપીઆ આપવા; ત્યાર બાદ જ્યારે તેનાં દેવાનું પ્રમાણ વધી જશે ત્યારે કોઇ રીતે જો તેની પાસેથી બીજાના નામની બનાવટી બે હુંડીઓ લખવાઈ જાય તો આપનો હેતુ સફળ થશે."

જમશેદજીએ કહ્યું, "એ રીતની યુક્તિથી તેને તાબે કરી શકાય છે ખરો પણ તે સિવાય બીજી કોઇ યુક્તિ હશે તો હું વિચારી જોઈશ. તમને એક બીજી વાત પૂછવાની છે, રમલાબાઈ જીજીબાઈની પાસે તમે કેટલા રૂપીઆ માગો છો ?"

બાપુભાઇએ કહ્યું, "ઘણાજ એકજ માસમાં તેણે ૮ થી ૧૦ હજારના દાગીના લીધાછે; તેનાં પતિ દાજલભાઇ જિજિભાઇ પાસે એં એ વાત જણાવી નથી; મને વિશ્વાસ છે કે તેની પાસે એ પૈસા

માગતાંજ મળી જશે.

જમશેદજીએ કહ્યું:—"એ બાઇ આપણા હાથમાં આવવી જોઇએ, તેનાપર વારંવાર ઉઘરાણી કરવા નોકર મોકલાવજો."

બાપુભાઇએ કહ્યું:—"ગયે અઠવાડીએજ રમલાબાઇ સાહેબાએ મને ઘણા ખરા રૂપીઆ મોકલાવી દીધા છે; તેથી હાલમાંજ રૂપીઆની ઉઘરાણી કરવા જતાં એ ગ્રાહક જતું તો નહિ રહે ?"

જમશેદજીએ કહ્યું:—"તે બાબતની ચિંતા કરતા નહિ; કંઇ પણ નુકસાન થવાનું નથી. રમલાબાઈ સાહેબાને નામે જે જુનામાં જુનું બીલ છે, તે કેટલા રૂપીઆનું છે ?"

બાપુભાઇ એક ડાયરી કાઢી બોલ્યો:—"અઢી હજાર રૂપીઆનું".

જમશેદજીએ કહ્યું:—"વારૂ; એ બીલ લઈ ગઇ કાલે ત્રણ વાગે તેની પાસે રૂપીઆ લેવા જજો: તે વખતે રમલાબાઇ પેસ્તનજી શાપુરજી સાથે વાતચીત કરતાં હશે; માટે ચાકર તમને જરા થોભવાનું કહેશે; પરંતુ તમે તેનું કહ્યું ન માનતાં એકી સાથે રમલાબાઇ પાસે હાજર થજો, અને કંઈ પણ સંકોચ લાવ્યા સિવાય શાપુરજીની સંમુખેજ એ બીલ રમલાબાઇ સાહેબાને આપી કહેશો કે "આ રૂપીઆની હાલમાં મારે બહુ જરૂર છે. આ બીલ બહુ જુનું છે, તેના રૂપીઆ આજેજ મળવા જોઇએ"

બાપુભાઈએ કહ્યું:-" અને જો તે ચાકરને બોલાવી મને ધક્કા મારી કાઢી મૂકે તો ? "

જમશેદજીએ કહ્યું:-" તેમ થાય માટે તો તમનેજ ઉઘરાણી કરવા જવાનું કહું છું; પરંતુ બ્હીક રાખશો નહિ; તમે ચોકખી રીતે જણાવજો કે આજ રૂપીઆ નહિ મળે તો હું આપના સ્વામી પાસે જઇશ ?"

બાપુભાઈ ભગ્નોત્સાહે કહેવા લાગ્યો:-" પરંતુ આટલી બધી ઉતાવળથી શું સારૂં થશે ?

જમશેદજીએ કહ્યું:-'એથી આપણો એક ગૂઢ ઉદ્દેશ સિદ્ધ થશે; તમને પૈસા માટે આટલી ઉતાવળ કરતા જોઇ પેસ્તનજી શાપુરજી પોતાનાં ખરસામાંથી એક થેલી કહાડી તમારા તરફ ફેંકશે,' અને તમને કહેશે કે તમારા લેણા રૂપીઆ આ થેલીમાંથી મળશે, તે લઇ ચાલ્યા જાઓ."

બાપુભાઇ વિસ્મય દબાવી શક્યો નહિ. તેણે કહ્યું.–"હું શું એ રૂપીઆ લઈ ચાલ્યો આવું ?"

જમશેદજીએ હસતાં હસતાં કહ્યું:–"હા, ચાલ્યા આવજો, પરંતુ તે પહેલાં એવી મતલબની એક રસીદ લખી તેને આપી આવજો કે, "મને અમુક માણસના દાગીનાનાં મુલ્ય બદલ એક બીલના હિસાબ દાખલ રૂપીઆ અઢી હજાર માનનીય પેસ્તનજી શાપુરજી સાહેબ પાસેથી મેળવી આ રસીદ લખી આપી છે." ખડીઓ સ્ટીલ સાથે લઇ જવાનું ચૂકતા નહિ."

બાપુભાઇએ કહ્યું:–"એ રીતે કરવ થી શો ફાયદો તે તો સમજાતું નથી."

જમશેદજીએ કહ્યું:–"ફાયદો પછી સમજાશે, હમણાં તો હું કહું તેમ કામ કરો: હાલમાં તો તમે એટલુંજ યાદ રાખજો કે મને રમલાભાઇ સાહેબાની મદદની બહુજ જરૂર છે. મેં તેની ચાલ ચલગતપર ઘણા દિવસથી દૃષ્ટિ રાખી છે: ઘણાં માણસો તેની ચાલ-ચલગત વિષે ઘણી ગપો ચલાવે છે; પરંતુ તે બધી વાતો ખોટી છે. જરૂર પડતાં હું સાબીત કરવા ઇચ્છું છું કે એ જનરવ ખરો છે."

બાપુભાઇએ કહ્યું, "હું આપનો ઉપદેશ માનીશ, પરંતુ મને લાગે છે એવા વ્યવહારથી ઘણા ગ્રાહકો ઓછા થઈ જશે."

બાપુભાઈની વાત પૂરી થતાંજ થતાં તો દુકાનમાં એકાએક ગોલમાલ થવા લાગી, એ સાંભળી બાપુભાઈ બે બાકળો ઉઠી દુકાનમાં ગયો, દુકાનમાં જહાંગીરજી કામા ગુસ્સાથી ગર્જના કરી રહ્યો હતો; તેની પાછળ ગુલબાઇ ઉભી હતી, એ આપણી પૂર્વ પરિચિતા જરબાનુને કોણ ઓળખે તેમ નથી !

જહાંગીરજી બાપુભાઇને પાસે આવેલ જોઈ ગુસ્સાભેર બોલ્યો, "દુકાનમાં આવી એકલાક બેસી રહેવું પડે એ કેવી વાત ! બધા ચાકરો બહુજ અસભ્ય છે; હું તેમને વારંવાર તમને બોલાવવાનું કહું છું છતાં તેઓ માનતાં નથી !"

બાપુભાઇ બોલ્યો, "હું જરા કામમાં હતો. આપને શી જરૂર હતી ? કોઇપણ ઘરેણાંની જરૂર હોય તો આપ અત્યાર સુધીમાં પસંદ કરી શકત."

જહાંગીરજીએ પૂછ્યું, "હીરા જડિત ચુડિની કિંમત કેટલી છે."

અરદેશરે " શેરૂમમાં આલ્લાબાદ જરમાનુને જોઇ; તેને જોતાંજ તેનું આખું શરીર ક્રોધ અને દુઃખની નિદારૂણ યાતનાથી કાંપવા લાગ્યું; અકસ્માત તેનાં મુખપર નજર પડતાંજ જરમાનુએ પોતાનું મ્હોં ફેરવી લીધું; તે રૂમમાં જાણે તેને શ્વાસોશ્વાસ માટે વાયુ ન મળતો હોય તેમ તે હાંફવા લાગી. "

બુદ્ધિમાન જમશેદજી આ બધી વાત સમજી ગયો. અરદેશર પોતાનાપરનો કાબૂ ખોઈ દે એવા ભયથી તેણે અરદેશરનો હાથ પકડી દુકાન બહાર કાઢયો.

રસ્તામાં આવી જમશેદજી પૂછયું, " કેમ, મારી વાત સાચી કે નહિ ? "

અરદેશરે નિસાસો નાખી કહ્યું, " મેં મારૂં કર્તવ્ય નક્કી કર્યું છે. ગમે તે થાય પણ મારે ધનવાન થવુંજ પડશે; એ માટે આપ મને જે કહેશો તે કરીશ. જો મારે અધઃપતનની છેલ્લી સીમાએ પહોંચવું પડે, તો તેમાં પણ હું આનાકાની નહિ કરૂં. આજે મેં જે અપમાન અનુભવ્યું છે, તે જિંદગીમાં કદી ભૂલી નહિ જાઉં "

જમશેદજીએ કહ્યું, " આજ તને ગુસ્સો ચઢયો છે, તેથીજ મને લાગે છે કે આવો દૃઢનિશ્ચય જણાય છે. "

અરદેશરે કહ્યું, " કદાચ કાલે મારો ગુસ્સો દૂર થઇ શકે, પરંતુ મારી પ્રતિજ્ઞા તૂટશે નહિ. "

જમશેદજીએ કહ્યું, " જો તેમ હોય તો યાદ રાખ કે આજથી તારૂં જુનું જીવન પૂર્ણ થઇ ચૂકયું છે, કાલ સૂર્યોદયની પહેલાં તારૂં જીવન નવીનતા ધારણ કરશે. યાદ રાખજે કે આજ રાત્રિના અવસાન સાથે તારી સ્વાધીનતાનો દીવો પણ હંમેશને માટે હોલાઇ જશે.

તારે મારા ગુલામનું પદ લેવું પડશે. પરંતુ તે બધાંના બદલામાં તું જે મેળવશે, તે તારાં વર્તમાન જીવનમાં તનતોડીને મહેનત કરવા છતાં મેળવી શકીશ નહિ કાલે મારો મિત્ર ડૉકટર લલ્લુભાઇ તને પ્રખ્યાત ધનપતિ માણેકજી ફરામજી સાથે ઓળખાણ કરાવશે, અને ત્રણ માસમાં નાથુરા સાથે તારો વિવાહ થશે; કેવળ એટલુંજ નહિ પણ એક દિવસ તું આ પ્રદેશના એક સહુથી મોટા ધનાઢય પુરુષની અગાધ સંપત્તિનો વારસ પણ થઈ શકે ! પરંતુ ધીરે—વત્સ ધીરે—"

# પ્રકરણ ૧૪ મું

## નવીન રહસ્ય

કર્ણેલિયાએ પોતાના પ્રયણીનવરોજીને કહ્યું હતું કે હું જાતે દીનશા દસ્તુરને મળી મારો વિવાહ તોડવાની વિનતિ કરીશ; પરંતુ તેણે જ્યારે ઘેર આવી બધો વિચાર કર્યો ત્યારે તેને માલમ પડ્યું કે તે કાર્ય જેટલું સહેલું ધાર્યું હતું તેટલું તો નથી; જેની સાથે તેનો વિવાહ થવાનો હતો તે પ્રતિ તેનાં માતાપિતાની શ્રદ્ધા અને ભક્તિ અગાધ હતાં, તેની પાસે હાજર થઈ વિવાહ તોડવા માટેની વિનતિ કરવી એ કર્ણેલિયા માટે સહેલું નહોતું.

તે દિવસ રાત્રે તેને ઉંઘ ન આવી, આખી રાત દારૂણ ચિન્તામાં નિકળી ગઈ. સવારમાં ઉઠી કર્ણેલિયાને બહુજ દિલગીરી થવા લાગી તેનાં મુખમંડળપર થાક અને વિષાદની છાયા એકઠી થઇ ગઇ; પરંતુ તે પોતાના મનની દીલગીરી બીજા કોઇ ને કહી શકી નહિ, અનેક વિચાર કર્યા પછી તેણે ધાર્યું કે દસ્તુર સાહેબપર મારા મનોભાવ મુજબ એક પત્ર લખું તો. તે પત્ર લખવા બેઠી, એ વખતે દરવાજા તરફ જોતાં જણાયું કે બે કાળા ઘોડાની એક ગાડી દરવાજામાં આવે છે; પત્ર ન લખાયો. એ ગાડી દસ્તુર સાહેબની હતી, તે કર્ણેલિયાથી અજાણ્યું નહોતું

ગાડી જોઈ કર્ણેલિયાનું મુખ લાલ થઇ ગયું, તે આગ્રહપૂર્વક દસ્તુર સાહેબનાં આગમનની પ્રતીક્ષા કરતી બેઠી તેના મનમાં વિચાર આવ્યો કે પરમેશ્વરે મારી પ્રાર્થના સાંભળી છે.

કર્ણેલિયાએ પોતાની વિશ્વાસુબાઈને બોલાવી કહ્યું, " મા હજુ ઘર બહાર આવેલ નથી, હજુ તો માત્ર બેજ વાગ્યા છે; ત્રણ પહેલાં તે બહાર આવે તેમ નથી. પિતાજી લાઇબ્રેરીમાં છે;- દસ્તુર સાહેબ તેને ખબર મોકલશે નહિ ત્યાં સુધી કોઈ પણ તેની પાસે જવાનું સાહસ કરશે નહિ. આ અવસર દરમિયાન હું દસ્તુર સાહેબને બેચાર છુટી વાતો કહેવા ઇચ્છું છું; તે પિતાજી કે મા પોતાના આવવાના સમાચાર મોકલે તે પહેલાં તું તેની પાસે જઈ કહે કે કર્ણેલિયા આપને મળવા ઇચ્છે છે, "

ઘસુબાઈ કર્ણેલિયાના મનની બધી વાત જાણતી હતી, તે ત-

રતજ નીચે ઉતરી ગઇ. કર્ણેલિયા દસ્તુર સાહેબને સત્કાર આપવા બારણાગાં ઉભી રહી.

દીનશા કાવસજી દસ્તુર મુંબાઇ શહેરના પ્રખ્યાત ધનવાનોમાંના એક હતા, એટલુંજ નહિ પણ વિદ્વાનોમાં પણ તેની પ્રસિદ્ધિ હતી. તેની વિવાહ યોગ્ય ઉમર વીતી ગઇ હતી છતાં તેની ઉમર પાંત્રીશથી વધુ તો નહોતીજ; તે મિષ્ટભાષી, રસિક, સાયન્સના શોખીન અને સારા બોલનાર હતા. તેનું શરીર આરોગ્ય હતું, મ્હોડું સદા પ્રસન્ન હતું, અને બે આંખો પ્રતિભાના તેજથી ચળકતી હતી. દસ્તુર સાહેબ રાજનૈતિક બાબતોમાં ઝાઝું માથું મારતા નહિ. તે સાક્ષી હતા. થોડું બોલનારા હતા, તથા ઉદાર પ્રકૃતિના હતા. મહિલા–સમાજમાં પણ તેનું માન ઘણું હતું; યોગ્ય ઉમર થતાં તેણે યુરોપ, અમેરિકા અને એશિયા ખંડના ઘણા ભાગમાં મુસાફરી કરી જન સમાજ અને વેપાર સંબંધી ઘણો અનુભવ મેળવ્યો હતો; નાનપણમાંજ તેના પિતા ગુજરી ગયા હતા, પણ તેના કાકા સર દીનશા નસરવાનજી દસ્તુર અપુત્રક હોવાથી દસ્તુર સાહેબને જ પોતાની બહોળી મિલકતના વારસ ઠરાવી ગયા હતા.

કર્ણેલિયાની દાસી ઇસુબાઇએ દસ્તુર સાહેબને પોતાની માલીકણનો મત જણાવતાં તે લગાર વિસ્મય પામ્યા. કારણ કે કર્ણેલિયાએ હજુ સુધી કદીપણ એ પ્રમાણે મેળાપ કર્યો નહોતો. માર્બલ પત્થરની સુંદર નીસરણીપર ચઢયા. બીજે માળ જતાંજ શરમથી નીચું મ્હોં કરી ઉભેલી કર્ણેલિયા તેની નજરે પડી કર્ણેલિયાએ લગાર માથું નમાવી તેને સલામ કરી; અને લગાર ઉદ્વેગ કમ્પિત સ્વરે બોલી, " આપને મારે બેચાર વાતો ખાનગીમાં જણાવવી છે. "

દસ્તુર સાહેબે મૃદુ હાસ્ય કરી કહ્યું, " કર્ણેલિયા, તમારી બધી વાત સાંભળવાને હું તૈયાર છું "

કર્ણેલિયાએ એક નોકરને ડ્રોઇંગ રૂમનાં બારણાં ઉઘાડવાનો ઇસારો કર્યો, પછી દસ્તુરની સાથે તે ધીમે ધીમે તે તરફ જવા લાગી દસ્તુર સાહેબ ડ્રોઇંગ રૂમની એક ખુરસી પર બેઠા; પણ કર્ણેલિયા ન બેસતાં ટેબલપર હાથ ટેકવી ઉભી રહી. તેણે ધીમે ધીમે કહ્યું, " આજ આ નિર્જન સ્થળે એકલી આપની સામે આવી ઉભી છું, તે પરથીજ આપ જાણી શકશો કે આપનાપર મને કેટલી બધી શ્રદ્ધા અને વિશ્વાસ છે. "

-દસ્તુર સાહેબ એ વાતનો કંઈ પણ જવાબ ન આપતાં વિચારવા લાગ્યા કે કર્ણેલિયાની કોણ જાણે શી વાત હશે! થોડીવાર નિસ્તબ્ધ રહી વળી કર્ણેલિયા બોલવા લાગી, "મારાં માબાપને આપ સારી રીતે જાણો છો:-માટે તે બંનેનાં મનોમાલિન્યની વાત આપથી અજાણી નથી. માબાપ બંને જીવતાં છતાં ભાગ્યદોષે મારી અવસ્થા માતૃ-પિતૃહીન અનાથા કરતાં સારી નથી."

વળી જરા થોભી કર્ણેલિયા કહેવા લાગી:—"પરંતુ એ વિષયની ચર્ચા માટે મેં આપને અહીં બોલાવ્યા નથી, આપની પાસે મારી એક પ્રાર્થના છે." કર્ણેલિયા એકાએક થંભી.

દસ્તુર સાહેબ દયાળુ વૃત્તિથી કહેવા લાગ્યા:—"કર્ણેલિયા, મને લાગે છે કે તમે મને કાંઇ કહેતાં અચકાઓ છો; તમારે જે કહેવાનું છે તે વગર સંકોચે કહો." દસ્તુર સાહેબનું વિસ્મય ઉત્તરોત્તર વધતું જતું હતું.

કર્ણેલિયાએ કહ્યું:—"આજ હું આપની પાસે એક ભિક્ષા માગું છું. આપ મારી સાથે વિવાહ કરવાનો વિચાર માંડી વાળો; આ સંબંધ તોડી નાખો, પરંતુ તે એવી રીતે કે મારાં માબાપ એમ જાણે કે આપે જાતેજ તેમ કર્યું છે."

આ વખત દસ્તુર સાહેબથી વિસ્મય દાબ્યું દબાયુ નહિ; તે થડકતા અવાજે બોલ્યા, "કર્ણેલિયા." તેના અવાજમાં વિસ્મય અને વેદના પરિસ્ફુટ થઈ ઉઠયાં હતાં.

કર્ણેલિયા તેને બીજી કંઇ વાત બોલવા ન દેતાં બોલી ઉઠી:—"હા, મારાપર એટલી દયા કરવીજ પડશે. હું જાણુંછું કે આપને એથી કાંઈ પણ નુકસાન નહિ થાય. આપણા બંનેના હૃદયમાં એવું કોઈ બંધન નથી કે જે તોડી નાખતાં આપના મનમાં બિન્દુમાત્ર કષ્ટ થાય પારસીઓમાં મારા કરતાં રૂપાળી અને ગુણવાળી ઉમર લાયક કુમારીનો તોટો નથી. તેમાંની કોઈની સાથે વિવાહ કરવાથી આપને સુખ-શાન્તિનો તોટો પડશે નહિ."

દસ્તુર સાહેબ ક્ષુબ્ધભાવે બોલ્યા:—"મારો વ્યવહાર જોઇ જો તમે એમ ધાર્યું હોય કે મારો તમારા તરફ જરાપણ પ્રેમ નથી, તો મારે સ્વીકારવું પડશે કે તમારી મોટી ભૂલ છે; અને મારા પ્રત્યે તમે અન્યાય કરો છો. હું ચપલમતિવાળો બાળક નથી, કોઇ પણ ભારે કાર્યમાં પ્રવૃત્ત થયા પહેલાં બધી તરફથી વિચાર કરી જોવા જેટલી

મારી ઉમર થઇ છે; નારી ચરિત્રનો પણ મને અનુભવ થયો છે. તમારાં રૂપથી મુગ્ધ બની મેં વિવાહ કરવાનો વિચાર કર્યો નથી; મેં તમારા હૃદયનો, બુદ્ધિનો અને ચરિત્રની મધુરતાનો અનુભવ મેળવ્યો છે. તમારી સાથે વિવાહ કરવાથી મારૂં જીવન સુખ અને શાન્તિમાં વિતશે, એવો વિશ્વાસ ન હોત તો હું તમારૂં પાણિગ્રહણ કરવાને તૈયાર ન થાત."

કર્ણેલિયા કાંઇક કહેવા જતી હતી, પણ તેને અટકાવી દસ્તુર સાહેબે કહ્યું:—"તમે શું કોઇપણ કારણથી મારા પ્રતિ અસંતુષ્ટ બન્યા છો? જે કાર્યથી તમને મારા પ્રત્યે ધિક્કાર છૂટે એવું એક પણ કાર્ય મારા જાણવા મુજબ મેં કર્યું નથી."

દસ્તુર સાહેબના આ વાકયોમાં એવી અવ્યક્ત વેદના અને નિરાશાનો ધ્વનિ હતો કે તેથી કર્ણેલિયાનું કઠણ હૃદય ભરાઈ આવ્યું. કર્ણેલિયા ગળગળે અવાજે બોલી:—"આપનાં કોઈ પણ કાર્યથી હું અસંતુષ્ટ થઇ નથી; આપ કોઇના મનને ખિન્ન કરો એવો વિશ્વાસ પણ મને નથી, આપને મારા પ્રત્યે કેટલી દયા છે તે હું સમજી શકું છું. આપને પતિ તરીકે મેળવવા એ ખરેખર કોઇપણ સ્ત્રીને માટે મોટાં ગૌરવની વાત છે."

અકસ્માત કર્ણેલિયાની વાચા બંધ થઇ ગઇ, આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી અને તે અશ્રુ તેનાં ખિલેલાં કમળ જેવા રાતા ગાલો પરથી નીચે ઝરવા લાગ્યાં. દસ્તુર સાહેબની નવાઇ સંદેહના રૂપમાં ફેરવાઇ ગઇ. આ નવીન યુવતીનાં હૃદયના ઊંડા ભાગમાં કયો છૂપો વિચાર, કયું ગૂઢ રહસ્ય છૂપાયું છે, તે આ આંસૂનું આવરણ ભેદી તે જોઇ શકયા નહિ. કાંઈ પણ સમજી ન શકવાથી તેણે પૂછ્યું:—"તમે મને તમારી આશા છોડી દેવાની વિનંતિ શા માટે કરો છો, તે હું સમજી શકતો નથી?"

આ વખતે કઠિન સમસ્યા ઉપસ્થિત થઈ! પરંતુ શરમ રાખવા જેવો વખત નહોતો, ખરી વાત કહેવીજ પડશે, કર્ણેલિયા ક્ષણભર ગલ્લાંતલ્લાં મારી બોલી, "કારણ, હું આપને યોગ્ય નથી હું બીજાને ચાહું છું."

કર્ણેલિયાની આ છેલ્લી વાતથી તેના સંયમનો બંધ તૂટી ગયો; તે બેઠા હતા ત્યાંથી ઉભા થઈ ગયા; તેનાં ગોળ મુખ મંડળપર

લાલ છટા છવાઇ ગઈ. પરંતુ થોડીજ વારમાં તેનો તે ભાવ ફરી ગયો, તેનું મુખ પીળુંવર્ણું થઇ ગયું, તેનું ગળું સિવાઇ ગયું, તે બોલ્યા વગર કર્નેલિયા તરફ જોઇ રહ્યા.

પરંતુ દસ્તુરનું આ ભાવપરિવર્તન જોતા છતાં કર્નેલિયા અટકી નહિ, તે લગાર પણ અચકાયા વગર દૃઢ સ્વરે બોલી, "હા, હું એક માણસને ચાહુંછું. તેને મેં મારૂં હૃદય અર્પ્યું છે, છતાં હું તેનાં માબાપ વિશે કાંઇ જાણતી નથી. તેનાં માબાપ કદાચ તેને લાયક નહિ હોય—તોપણ હું કબૂલ કરૂં છું કે તે યુવકજ મારા પ્રાણેશ્વર છે. મારી આ વાત સાંભળી આપ મારાપર ગુસ્સે થતા નહિ; આપની સાથે મને ઓળખાણ થઈ ત્યાર પહેલાં મેં એ યુવકને મારો પ્રાણ સોંપ્યો છે. મારો એ પ્રિયતમ, મારો એ પ્રાણેશ્વર ઐશ્વર્ય કે માનમાં આપની છાયાનો સ્પર્શ કરવાને પણ યોગ્ય નથી. આપ સમાજનાં શિખરપર બેઠા છો, તે તેની પગથીયાંપરના ધૂળમાં રગદોળાય છે, આપ આબરૂદાર વંશમાં જન્મેલા ધનાઢ્ય માણસ છો; તે ગરીબ મજુર માત્ર છે; આપ લાખોપતિ છો, અને તેને પોતાનું ગુજરાન ચલવવાને પણ મજુરી કરવી પડે છે! પરંતુ મને જણાય છે કે, મને વિશ્વાસ છે કે પ્રતિભાનાં રાતાં કિરણોથી તેનું લલાટ દીપે છે, તેની ઉજ્જવળ પ્રતિભાના તેજથી એક દિવસ ભારતનું આકાશ પુરાઈ જશે."

પ્રેમથી વિહ્‌વળ બનેલી સરળ હૃદયવાળી ઉત્તેજિત થયેલી કર્નેલિયા, પોતાને ભૂલી જ્યારે આ બધી મનની વાત કહેવા લાગી, ત્યારે તેનું સૌંદર્ય સોગણું વધી ગયું! પોતાની સ્થિતિ ભૂલી જઇ, સંસારનાં સુખ દુઃખ અને આનંદવિષાદ વિસ્મૃત થઇ દસ્તુર સાહેબ એકી નજરે કર્નેલિયાનાં એ અપૂર્વ સૌંદર્યનું નિરીક્ષણ કરવા લાગ્યા તેના મનમાં વિચાર આવ્યો કે જો મારા જેવો માણસ પોતાનું બધું-પૈસો-ટકો-માન-યશ વગેરે ગુમાવી પેલા નામ યશ વગરના, સંસાર-સંગ્રામમાં ઝૂઝતા અસહાય યુવકનું સ્થાન મેળવી શકે તો કેવું સારૂં!

થોડીવાર પછી કર્નેલિયા પાછી બોલવા લાગીઃ—'આપે અત્યાર સુધીમાં મારો અભિપ્રાય જાણ્યો હશે. હું જાણું છું કે હું ક્યા સમાજનું માણસ છું ને મારો પ્રાણપ્રિય ક્યા પ્રકારના સમાજનો માણસ છે તે; હું જાણું છું કે અમારી બન્નેની વચ્ચે વિશાળ

સમુદ્રનું અંતર આવેલું છે. હું એ પણ સમજાું છું કે આ પ્રેમ ભવિષ્યમાં મારાં કઠોર દુઃખનાં કારણ રૂપ થશે; પરંતુ આપ નક્કી જાણજો કે એ માટે કોઈપણ માણસ એક દિવસ પણ મ્હારે મ્હોંયે કશું સાંભળશે નહિ, હું પૃથ્વીની માફક બધું સહન કરીશ."

દસ્તુર સાહેબ બેઠા બેઠા કર્ણેલિયાની આ ગુપ્તપ્રેમની કથા સાંભળી; તેનાં મ્હોંપરનો ભાવ જરાપણ ફર્યો નહિ, કર્ણેલિયા પ્રતિ તેને ગાઢ પ્રેમ ઉપજ્યો હતો, તે પ્રેમ તેણે અત્યારસુધી ભાષા કે વ્યવહારમાં બતાવ્યો નહોતો; તે નાનપણથીજ જે સંયમના અધિકારી થયા હતા, તેનાંજ બળથી તે આ સંકટમય મુહૂર્તમાં પોતાની દુર્જય મનોવૃત્તિને દમન કરવાને સમર્થ થયા; તેનાં વાક્ય અને વ્યવહારમાં ચિત્તની અધીરતા વ્યક્ત થઇ ના. કર્ણેલિયાની બધી વાત સાંભળી તેની તરફની સહાનુભૂતિથી તેનું હૃદય પૂર્ણ થઈ ગયું.

થોડીવાર વિચાર કર્યાબાદ દસ્તુર સાહેબે પૂછ્યું:—એ યુવાન સાથે તમને ઓળખાણ શી રીતે થઇ?

કર્ણેલિયાએ કહ્યું:—"તે અમારી નવસારીની હવેલીમાં નોકરી કરતો હતો. અહિં આવીને હું તેની ચિત્રશાળામાં પણ કેટલીક વાર ગઇ છું."

દસ્તુર સાહેબે પૂછ્યું;—"ચિત્રશાળામાં?"

કર્ણેલિયાએ કહ્યું:—"હા, તે એક ચિતારો છે; તે એક મારૂં ઓઇલ પેઇન્ટિંગ આંકતો હતો, તે માટે મારે તેને ઘેર કેટલીક વખત જવું પડયું હતું. આપે આ બધું સાંભળ્યું; મારા જેવી એક સ્ત્રીને માટે એક પુરુષ પાસે એ બધી વાત ખુલ્લી કરવી એ શરમની વાત છે. તે આપ અનાયાસે સમજી શકો છો; પરંતુ હું ભારે મુશ્કેલીમાં હોવાથી આપને બધી વાત કહી છે."

દસ્તુર સાહેબ માથું નીચું કરી કેટલીય વાર બેસી રહ્યા. જે રમણીને તે જીવનસંગિની કરવા ધારતા હતા, જેના તરફ પોતાનો પ્રેમ અતિ ઉત્કૃષ્ટ હતો, જે સુંદરી મોહિનીને, જે સમય પૃથ્વીમાં શ્રેષ્ઠતમ કામનાની સામગ્રી ધારતા હતા, તે રમણી તેની સન્મુખ ઉભી રહી સ્પષ્ટતાપૂર્વક કહે છે કે 'હું એક બીજા માણસને ચાહું છું, તમે મારી સાથે વિવાહ કરવાનો સંકલ્પ તજો.' દસ્તુર સાહેબના મનમાં થયું કે પૃથ્વીમાં આથી વધુ હૃદયવિદારક દૃશ્ય એકેય નથી. બીજાની પ્રણયિનીને પોતાની કરી લેવા જેવી કુટિલતા દસ્તુર સાહે-

બમાં નહોતી. હવે પોતાનું કર્તવ્ય શું છે? એ ચિન્તામાં તે નિમગ્ન થઇ ગયા.

ઘણીવાર પછી તે માથું ઉંચું કરી દૃઢ સ્વરે બોલ્યા, "હું તમારી વિનંતિ પૂરી કરીશ. આજ રાત્રેજ વિવાહના ઠરાવ તોડવા માટે તમારા પિતાપર એક પત્ર લખીશ. મારી જિંદગીમાં પ્રથમજ હું વચન તોડનારો થઇશ; તમારાં માતાપિતા મારે વિશે શા વિચારો કરશે તેની મને ખબર નથી!"

કર્ણેલિયા કૃતજ્ઞદૃષ્ટિથી દસ્તુર સાહેબનાં મ્હોં સામે જોઈ કંપતા સ્વરે બોલી, "સાહેબ, આપે આ અભાગણીને જીવત-દાન આપ્યું છે, પરમેશ્વર આપને સુખી કરો. હું જાણતી હતી કે આપના જેવા મહાન પુરૂષ મારી પ્રાર્થના પૂર્ણ કરશેજ; મને આશા છે કે હવે પછી મારે કોઈ પણ ભયનું કારણ રહ્યું નથી."

દસ્તુર સાહેબ ગંભાર સ્વરે બોલ્યા:—મારે ઘણીજ દિલગીરી સાથે કહેવું પડે છે કે એ તમારો ભ્રમ છે. તમે કેળવાયલાં અને બુદ્ધિમાન છો, છતાં તમારી ઉમર નાની છે: સંસારનો તમને અનુભવ નથી. એક તો તમે અનુપમ સુંદરી છો, તેમાં પણ તમારા પિતાની અગાધ સંપત્તિના તમે વારસ છો; તમે તમારી જાતને જે પ્રમાણે નિરાપદ માનો છો, ખરી રીતે તે મુજબ નિરાપદ નથી. હું તમારી સાથે વિવાહ કરવાનો નથી, એ વાત છૂપી રહેવાની નથી; તે વાત જાહેર થશે કે તરત ઘણા આબરૂદાર માણસો વિવાહની આશાથી તમારા પિતા પાસે માગાં મોકલ્યા કરશે; તે વખતે તમારી અવસ્થા ઉલટી વધુ શોચનીય થઈ પડશે. બીજા કોઇ પણયુવક સાથે વિવાહ કરવાનો ઠરાવ તમારા પિતા કરશે, ત્યારે તમે તેને શી રીતે અટકાવશો?"

કર્ણેલિયાએ કહ્યું:—"ત્યારે શું કરીશ એ વાતનો હજુ મેં વિચાર કર્યો નથી. મને વિશ્વાસ છે કે પરમેશ્વર મને સહાય કરશે."

દસ્તુર સાહેબે કહ્યું:—"હું તો કોઇ પણ ઉપાય જોઈ શકતો નથી; તમે મારી સલાહ સાંભળશો?"

કર્ણેલિયાઃ—"કહો."

દસ્તુરઃ—"આપણો વિવાહનો ઠરાવ જેમ છે તેમને તેમ બાકી રહો, હાલમાં તે તોડવાની જરૂર નથી; જ્યાંસુધી તમારો સંબંધ હું

નાક તોડું ત્યાંસુધી આપને કાંઇ અડચણ નથી. કોઇપણ કારણ બતાવી એકાદ વર્ષ વિવાહ લંબાવવાનું કામ બહુ કઠણ નથી; તે પછી સંબંધ તોડશું; તોપણ ચાલશે.”

કર્ણેલિયા ક્ષણવાર વિચાર કરી બોલી:—“લોકોની આંખોમાં ધૂળ નાંખવાનો રસ્તો બહુ સારો છે, એમાં શક જેવું નથી, પરંતુ એ રીતનું કપટ મારા કે તમારા માટે યોગ્ય નથી. ચાતુર્યની સહાયતા લેવાનું કામ આપણું નથી.”

દસ્તુર સાહેબ આ વાતનો કાંઇપણ જવાબ આપ્યા સિવાય બોલ્યા:—“જ્યારે તમે મારો આટલો વિશ્વાસ કરો છો—ત્યારે શું તમે તમારા પ્રણયીનું નામ મને નહિ કહી શકો? તેમાં તમને કંઇપણ શંકા લાગે છે?”

કર્ણેલિયાનું મ્હોં શરમથી લાલચોળ થઇ ગયું, ને બોલી:—“આપનાથી છુપું રાખવા જેવું કશું નથી: તેનું નામ નવરોજી છે; અહિં તે ચિતારાનું કામ કરે છે.”

દસ્તુર સાહેબ કર્ણેલિયાના પ્રણયીનું નામ અને ઠેકાણું મનમાં યાદ રાખી બોલ્યા:—“તમે એમ ન ધારશો કે મેં નકામાં કુતુહલને ખાતર તમારા પ્રણયીનું નામ પૂછ્યું છે. તમને સુખી કરવાં એ મારૂં કર્તવ્ય છે. જો કદીપણ તમારા પર હું થોડો પણ ઉપકાર કરી શકું તો તે મારા માટે સ્વર્ગીય સુખ છે. મારાથી જેટલું બનશે તેટલું હું જાતે કરીશજ, તે સિવાય મારા મિત્રો પણ તેને મદદ કરવાને તૈયાર રહેશે.”

દસ્તુર સાહેબની વાતને ત્યાંથીજ અટકાવી કર્ણેલિયા બોલી:—“સાહેબ, આપની દયા માટે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું સમજું છું કે આપ દયા બતાવી નવરોજીને કોઇ પણ રીતે સહાયતા કરવાનો વિચાર રાખો છો: પરંતુ નવરોજીને હું સારી રીતે ઓળખું છું, તે અનાહારે રહેતો હોય તોપણ કોઇની સહાયતા લેવાને તૈયાર થાય તેમ નથી. તે ગરીબ છે, એ ખરી વાત છે, પરંતુ આત્મસન્માન અને આત્મનિર્ભયતાના ગુણોમાં તે કોઇ પણ મનુષ્ય કરતાં ઉતરતો નથી.”

કર્ણેલિયાએ નોકરને બોલાવવા માટે ઘંટડી વગાડી; એક નોકર બારણામાં આવ્યો, એટલે કર્ણેલિયાએ તેને કહ્યું, “દસ્તુર સાહેબ આવ્યા છે, માને સમાચાર આપો.”

નોકરે કહ્યું;—' આજે તેનું શરીર સારૂં નથી, તેણે આજ કોઇની સાથે મેળાપ કરવાની ના પાડેલ હોવાથી તેને ખબર આપવામાં આવેલ નથી; આપ જો કહો તો ખબર આપું."

દસ્તુર સાહેબે ઉતાવળથી કહ્યું, " ના ના, તેને ખબર આપવાની જરૂર નથી; તેમની સાથે મેળાપ કરવાની બહુ જરૂર નથી; હું હવે જાઉં છું." તેણે કર્નેલિયાની રજા લઇ ધીમે પગલે ઓરડો છોડયો.

દસ્તુર સાહેબના ગયા પછી થોડીજવારે કર્નેલિયાએ સીડી નીચે કોલાહલ થતો સાંભળ્યો. કર્નેલિયાએ કાન માંડી સાંભળ્યું કે એક ગૃહસ્થ ઉત્તેજિત ભાવે ચાકરોને કહે છે કે, " તમારા માલિકે કેવો હુકમ આપ્યો છે તે હું સાંભળવા માગતો નથી; તમારા માલિકના હુકમ તમે માનો, મારે માનવાની કંઇ જરૂર નથી, હું તો મારા મિત્ર ખુરશેદજીને મળવા આવ્યો છું, મને તમે અટકાવો છો ? તમારૂં સાહસ એછું નથી ! ફરીથી જો એ વાત કરશો તો તમારા કાન તોડી નાંખીશ."

મેતા સાહેબના મિત્ર ખાનબહાદુર એજનજી પટેલ ધપ ધપ કરતા સીડીપર ચઢવા લાગ્યા; તેનો ઉતાવળો અવાજ બાજે માળ બેઠેલા મહેતા સાહેબે સાંભળ્યો હતો, તે પગની વેદના ભૂલી બહુજ કષ્ટે ઓરડા બહાર આવી ઉભા. ખાનબહાદુરે મહેતા સાહેબને જોતાંજ અત્યંત વ્યસ્તતાપૂર્વક કહ્યું:—" દીનશા દસ્તુર સાથે તારી દીકરીનો વિવાહ તોડી નાંખ, નહિ તો આપણે બંને મહાભયમાં આવી પડિશું ! "

મેતા સાહેબે ધીમેથી કહ્યું:—" તું ગાંડો થયો છે કે શું ! કર્નેલિયા અહિંજ છે; તારી વાત તેના કાનપર પડશે તો તે શું ધારશે?"

પરંતુ ખરેખર કર્નેલિયાએ એ વાત સાંભળી હતી; કોઇ અજ્ઞાત ભયને લીધે તેનું હૃદય કંપવા લાગ્યું તે સમજી ગઇ કે દસ્તુર સાહેબની સાથે વિવાહ કરવાથી મારા પિતા તેમજ તેમના મિત્રો માથે ભારે જોખમ આવી પડવાનો સંદેહ છે, પરંતુ તે વિપત્તિ તે કઇ ?—એ બાબત તે સમજી શકી નહિ, એટલે તેણે સંકલ્પ કર્યો કે જેમ તેમ થાય પણ મારા પિતા અને ખાનબહાદુરની વાતો મારે સાંભળવીજ જોઇએ.

મેતા સાહેબ પોતાના મિત્ર સાથે જે ઓરડામાં આવ્યા, તે

તે ઓરડો અને ડ્રૉઇંગ રૂમની વચ્ચમાં એક બારણું હતું, એ બારણાં પાસે એક સુંદર પડદો હતો. કંજુલિયાએ ડ્રૉઇંગરૂમમાં જઇ એ બારણાં પાસેનો પડદો ખેંચી તેને ઓથે બધી વાત સાંભળવા લાગી.

ખાનબહાદુર ઉત્તેજિતભાવે બોલવા લાગ્યા, "બહુજ વિષમ વરકટમાં ફસાઈ જવાયું છે, ઉંઘ કે આહાર વિના દિવસો ગાળવા પડે છે; તે ઉપરાંત મિજાજ એવો બગડી ગયો છે કે લોકોની કોઈ પણ વાત ગમતી નથી. તેથી મેં તારી સાથે મેળાપ કરવાનું ધાર્યું, પણ અહિં આવતાં તારા ચાકરો કહેવા લાગ્યા કે 'હુજુર કી સાથ અભી દેખા નહિ હોગા ?' હું શું તારો નોકર છું કે મેળાપ કરવા માટે મારે તારી રજા મગાવવી પડે ? જરા વધુ ગપસપ કરી હોત તો તારા બેઅદબી ચાકરોને બરાબર સજા કરવી પડત."

મેતા સાહેબે કહ્યું, "આટલી બધી નકામી વાત શામાટે કહે છે ! મદ્યપાન કર્યું છે કે શું ? શું થયું છે તે કહે."

પ્રબળ વાવાઝોડાંથી જેમ ઝાડની ડાળીઓ હાલે તેમ ખાન-બહાદુર પોતાના બંને હાથ હલાવી બોલ્યા, "જે બન્યું છે તે સાં-ભળી તને આનંદનાં આંસુ આવશે ! ૨૦-૨૫ વરસ પહેલાં મલ-બારનાં જંગલમાં શિકાર કરવા ગયા હતા તે યાદ છે ?—તે બધી વાત જાહેર થઇ ગઇ છે, આજ સવારે ચા પીતો હતો તે વખત ટપાલમાં એક નનામો કાગળ આવ્યો ! કયા રાસ્કલે એ ચિઠ્ઠી લખી હતી તે સ-મજી શક્યો નહિ, પરંતુ જેણે લખ્યું તેણે બહુજ સત્યાનાશ વાળ-નારી વાતો લખી છે; જો દસ્તુરની સાથેનો કંજુલિયાનો વિવાહ તોડ-વાનો હું પ્રયત્ન ન કરૂં તો આપણે બંને ભારે વિપત્તિમાં આવી પડશું. એ મૂરખાએ એ પણ લખ્યું છે કે એ બે યુગ પહેલાંની મનુષ્ય-મૃગયાની વાત તેઓ સાબીત કરી શકશે."

મેતા સાહેબે સહજ સ્વરે કહ્યું, "તમે શું પત્ર લઇ આવ્યા છો ?"

ખાનબહાદુરે ખીસામાંથી પત્ર કાઢી મેતા સાહેબના હાથમાં આપ્યો. મેતા સાહેબે પત્રપર થોડીવાર નજર ફેરવી, પણ તે લગાર પણ નવાઇ પામ્યા નહિ; કારણ કે એ પત્રમાંની કોઇપણ વાત તેનાથી અજાણી નહોતી.

પત્ર બીડી ટેબલપર રાખી મેતા સાહેબે ખાનબહાદુરને પૂછ્યું, "તમારી એ વરસની જુની ડાયરી છે કે ?"

ખાનબહાદુરે પૂછ્યું, " તારી પાસે પણ આવી ચિઠ્ઠી આવે છે? આ ચિઠ્ઠી મળતાંજ મારા મનમાં જરા સંદેહ આવતાં મેં કબાટમાંથી તે વર્ષની ડાયરી કાઢી, મેં ઘણીજ નવાઇપૂર્વક જોયું કે તેમાંથી કેટલાંક પાનાં ચોરાઇ ગયાં છે! ચોર ઘણોજ ચાલાક છે; એ ચોરાઇ ગયેલાં પાનાં રાખી બાકીની ડાયરી તે ચોરી ગયો હોત તો કંઈ નુકસાન નહોતું. "

મેતા સાહેબે પૂછ્યું, " કોણ ચોરી ગયું, તે બાબત કંઈ પત્તો લાગ્યો? તમારા ચાકરપર શક પડે છે? "

ખાન બહાદુરે કહ્યું, મારે મોટો ખાનસમા રણછોડ મારો વિશ્વાસુ નોકર છે; તેને મેં કદી પણ અવિશ્વાસનું કામ કરતાં જોયો નથી; બીજા કોઇપણ ચાકરને મારી લાયબ્રેરીનાં પેસવાનો હુકમ નથી. થોડારોજ પહેલાં રણછોડ માંદો પડતાં તેની અવેજીમાં એક નવા માણસે કામ કર્યું હતું; આ કામ એ નવા મહાત્માનું છે કે નહિ તેની ખાત્રી કરી શકાતી નથી. "

મેતા સાહેબે પૂછ્યું, " એ નવો ચાકર ક્યાંથી આણ્યો હતો ? "

ખાનબહાદુરે કહ્યું. " જમશેદજી નામના એક માણસે દાસાશ્રય નામનો એક આશ્રમ સ્થાપ્યો છે, ત્યાં ચાકરની ખોળ કરતાંજ ચાકર મળી રહે છે; મારા કોચમેને એ આશ્રમમાંથી એ નવા ચાકરને આણ્યો હતો. "

મેતા સાહેબે કહ્યું:—મને લાગે છે કે એક પ્રચંડ તરકટ રચાયું છે; જેણે તને નનામો કાગળ લખ્યો છે, તેજ પેલા ચાકરનો માલીક છે! તરકટ ચારે બાજુએ પ્રસર્યું છે, માટે તેમાંથી છૂટવા માટે આપણે બહુજ સાવધાન રહેવું પડશે; તારી કમઅક્કલને લીધે આ વિપત્તિ આવી પડી છે. ડાયરીમાં આવી છૂપી વાતો લખવાની શી જરૂર હતી ? "

ખાનબહાદુર ગુસ્સે થઇ બોલ્યા, " તું એક માણસને વાઘ કે રીંછની માફક ગોળીથી મારી નાખે કે, અને હું ડાયરીમાં એની હકીકત લખું એ બંને ગુન્હા શું સરખા ? "

પાસેના ઓરડાના પડદા આગળ ઉભેલી કર્નેલિયાએ આ બધું સાંભળ્યું; તેનો પિતા નરહત્યા કરનાર છે! આટલે દિવસે તે છૂપી

વાત જાહેર થઇ ગઇ છે. કર્ણેલિયાનું માથું ફરવા લાગ્યું; બંને હાથે બારણાં પકડી તે નીચું માથું રાખી ઉભી હતી.

થોડીવાર પછી મેતા સાહેબ અત્યંત દિલગીર ચહેરે બોલ્યા, "આપણે બંને એક બીજાપર દોષરોષ કરશું તે તેમાં શો લાભ! તે થઈ ગયું તે થઈ ગયું અત્યારે તો ગમે તેવી રીતે પણ જનસમાજમાં મ્હોં બતાવવાનો રસ્તો બંધ ન થાય તેનો ઉપાય કરવો પડશે; બીજો તો કંઈ ઉપાય જણાતો નથી, દસ્તુરની સાથે કર્ણેલિયાનો વિવાહ તોડવા બાબત દસ્તુરને જલદી પત્ર લખવો પડશે."

થોડીવાર પછી ખાનબહાદુર મેતા સાહેબની રજા લઇ ચાલ્યા ગયા. મેતા સાહેબ ગંભીર વિચારમાં પડયા.

---

## પ્રકરણ ૧૫ મું

---

### પ્રૌઢ દંપતિનો પ્રેમાલાપ

મેતા સાહેબ પગની વેદના ભૂલી અત્યંત વેદના સહી મોડી રાત સુધી પોતાના ઓરડામાં ફર્યા. જે ભારે તરકટમાં તે સપડાયા હતા, તેમાંથી કેવી રીતે બચવું, તેનો ઉપાય તે શોધી શકયા નહિ. દુરાચારી માણસોના ભયથી આજ તેણે પોતના પ્રાણાધિક પુત્રીનો વિવાહ તોડયો; પરંતુ કાલે જો તેઓ તેને કોઈ ભારે કાર્યમાં જોડે તો તેનો શો ઉપાય? પોલિસની સહાયતા લેવાથી કંઇ પરિણામ નીપજે તેમ નહોતું, તેથી તો કલંક ફેલાશે.

આ બધી વાતોમાં તે એટલા તો ડૂબી ગયા હતા કે તેના સ્ત્રીએ તેના ઓરડામાં આવી કેટલીક વાર થયાં તેનાં મુખનો ભાવ જોયા કર્યો છતાં તે બાબતની ખબર પણ ન પડી.

અમિનાએ ધીરેધીરે સ્વામી પાસે જઈ મૃદુસ્વરે પૂછયું, "કેમ છે? તમને શું થયું છે કે આમ ચિંતામાં પડયા છો?"

મેતાસાહેબ ગર્જના કરી બોલ્યા, "જા, જા! મને હેરાન કર નહિ."

અમિનાએ કહ્યું, "મિજાજ રાતદિવસ ગરમ રહે છે. કેમ છે એમ પૂછતાં તો કરડવા આવે છે! આથી વધૂ અપમાન કયું?"

મેતા સાહેબે બહુજ ગુસ્સે થઇ કહ્યું, "શું! તેં મને કુતરો કહયો!"

અમિનાએ કહ્યું, " હું ગાંડી નથી કે તમને કુતરા કહું ! કુતરાને ચાર પગ હોય, પુછડી હોય અને શરીરે વાળ હોય, એ બધું શું તમારે છે કે હું તમને કુતરા કહું ? સારી વાતનો આમ અવળો અર્થ લેતાં દુનિયા કેમ ચાલે. "

મેતા સાહેબે કહ્યું, " ચાલે કે ન ચાલે, પરંતુ હું તને ચોકખું કહું છું—મારા મનની વાત સ્પષ્ટ રીતે કહું છું કે દીનશા કાવસજી દસ્તુર સાથે હું કર્ણેલિયાને પરણાવીશ નહિ. "

ભારે વિસ્મયથી અમિના ક્ષણભર મુંગી થઇ ગઇ. આ કેવી નવાઈ! ડૉકટર લલ્લુભાઇ સાથેના મેળાપ પછી તે એજ વિચાર કરતી હતી કે મારે મારા પતિને દીનશા દસ્તુર સાથેનો વિવાહ તોડવાને શું કહેવું, કેવી રીતે ડૉકટરને કહેલું પાળવું; તેને બદલે આતો મારા પતિ પોતેજ વિવાહ ભાંગવાનો પ્રસ્તાવ કરે છે ! આ શું સ્વપ્ન છે કે ઇંદ્રજાલ છે કે ? એક વખત તેને શક આવ્યો કે મારી અને ડૉકટર વચ્ચેની વાત તેમણે સાંભળી હશે, માટે મારા મનનો ભાવ જાણવા તે મશ્કરીમાં મને આમ કહેતા હશે; પરંતુ તેમનો અવાજ તો મશ્કરીની વાતો જેવો નથી; આવા ઇરાદાથી તેણે પોતાનો એ સંદેહ ટાળવા માટે પૂછયું, " તમે કેવી વાત કહો છો ? કર્ણેલિયાને યોગ્ય વર બીજો કયો છે ? "

મેતા સાહેબે ગંભીર અવાજે કહ્યું, " એ વિચારની તારે શી જરૂર છે ? આ સંબંધ તોડતાં કંઈ છોકરીનો વિવાહ અટકી જશે નહિ. "

અમિનાએ કહ્યું, " ત્યારે શું કોઇપણ ઠેકાણેથી કર્ણેલિયાનું માગું આવ્યું છે ? મારી સલાહ લીધા વિના શું તમે ત્યાં છોકરી આપવા માગો છો ? "

મેતા સાહેબે કહ્યું, " હા, તારી સલાહ મુજબ દીકરીનો વિવાહ કરી હું દુઃખ ભોગવવા ઇચ્છતો નથી. મારે કેટલાક શત્રુ છે, તેઓ મારી યુવાનીમાં થએલ દુષ્કાર્યનો પત્તો મેળવી અને દુઃખી કરવા માગે છે. આ સંબંધ નહિ તોડું તો મારી નાલેસીનો પાર નહિ રહે, મારે કલંક સાગરમાં ડૂબી મરવું પડશે. "

અમિનાએ કહ્યું, " તમને વળી કલંકનો ભય ! એવો શો ગુન્હો કર્યો છે કે શત્રુઓ તમને પુતળાંની માફક નચાવશે ? "

મેતા સાહેબે કહ્યું:– "ખરેખર! મેં યુવાનીમાં એક ભારે ગુન્હો કર્યો છે. મેં નરહત્યા કરી છે. શિકારે જતાં ગોળી મારી મેં મારા સેક્રેટરીને મારી નાખ્યો હતો. લોકો એ વાતને અકસ્માત માનતાં હતાં; પરંતુ મેં મારી ઇચ્છાથી એ હત્યા કરી હતી, તે વાત આટલે દિવસે ખુલ્લી થઇ ગઈ છે."

અમિનાનું મુખ મલિન થઈ ગયું. હોઠ સુકાઇ ગયાં, છાતી ધડકવા લાગી; તે ટેબલપર ટેકો રાખી ઉદ્વેગપૂર્ણ દૃષ્ટિથી સ્વામીનાં મુખ સામે જોઈ રહી.

મેતા સાહેબ, અમિનાના મુખમંડળ પર બદલાતા જતાં ભાવ તરફ ન જોતાં બોલ્યા, "આટલા બધાં દિવસ પછી મારા હાથપર નરહત્યાનાં લોહીનું ચિહ્ન નથી એ ખરૂં, પણ પ્રયત્ન કર્યા છતાં સ્મૃતિના ડંખમાંથી હું છૂટી શકતો નથી. ગયાં ૨૨–૨૩ વર્ષ થયાં ક્ષણે ક્ષણે મારૂં હૃદય સળગી જાય છે, કેટલાય દિવસ મેં એ ખૂનના દેખાવના અને મરણ સમયની અંતિમ બૂમનાં સ્વપ્નો જોયાં છે પરંતુ મેં તેને શા માટે માર્યો તે વિશે તું કંઇ જાણે છે? હું આજે એ બધું કહેવાનો છું. મારી યુવાનીના આરંભમાં હું તને મારી અતિ વહાલી દેવી તરીકે માનતો હતો; તારા પર મને અગાધ વિશ્વાસ હતો; પરંતુ તેણે મને વાતવાતમાં કહ્યું હતું કે તું અસતી છે, તું કલંકિની છે, તું વિશ્વાસઘાતિની છે! આ વાત સાંભળી મેં મારો મિજાજ ખોયો, મેં તેને ઠાર કર્યો એક દિવસ મને તેની વાત જૂઠી લાગી હતી, પરંતુ પાછળથી હું જાણી શક્યો કે તેની વાત જૂઠી નહોતી, ખરી હતી; હું પાછળથી જાણી શક્યો કે મારા સેક્રેટરી દાદાચાનજીની પેલી ગામડિયણ યુવતી તેને પ્રાણ જેટલું ચાહતી હતી, તે ગરીબ મજુરની છોકરી હતી, છતાં તે સતીના ધર્મથી ગરવિષ્ઠ હતી, મેં દાદાચાનજીના આખર સમયે તેના પર નકામા કટાક્ષો કર્યાં હતા. એ ગરીબ મજુરની છોકરી મારી આબરૂદાર વંશમાં ઉત્પન્ન થયેલી કુલટા, અવિશ્વાસિની પત્ની કરતાં વધુ સંમાનને વધારે વિશ્વાસને પાત્ર હતી."

અમિના ગળગળે અવાજે બોલી–" મારાપર દયા કરો ક્ષમા કરો, વાકયબાણથી મને વીંધો નહિ; હું કુલટા નથી, અવિશ્વાસિની નથી તમને આવો સંદેહ શામાટે થયો છે?"

મેતા સાહેબે કહ્યું, " પ્રથમ મને બધી વાત કહેવા દે મેં દાદાચાનજીનો વધ કર્યો, જે યુવતીને તે ચાહતો હતો, તે યુવતીનું બધું સુખ, બધી આશા મેં નષ્ટ કરી નાખી. દાદાચાનજીનાં મરણ વખતે તે યુવતી ગર્ભવતી હતી, થોડા દિવસમાં તેને એક સંતાન થયું; યુવતીના પિતાએ પોતાનું કુળ બોળ્યું કહી તેને ઘરમાંથી કાઢી મૂકી. અભાગણી તેના તરત જન્મેલાં બાળકને લઇ ઘેરઘેર ભટકવા લાગી. પરંતુ દુશ્ચારણી માની તેને કોઇએ આશ્રય આપ્યો નહિ, બધાંએ તેને તુચ્છકારી કાઢી, સમાજના આ અત્યાચારથી મા અને તેનું સંતાન બંને કદાચ અકાળ મોતે મરત; પરંતુ તેની આ દશા થયાના સમાચાર મારે કાને પડયા, મેં મારાં પાપનો કંઇક પશ્ચાત્તાપ થશે એવા આશયથી તેનાં ભરણપોષણનો ભાર ઉપાડયો જ્યાંસુધી તેનો દીકરો ઉમર લાયક ન થાય ત્યાં સુધી એ ભાર ઉપાડયો છે, "

આ બધી વાત કહેતાં કહેતાં મહેતાસાહેબ ગાંડા જેવા બની ગયા, નિષ્ઠુર વેરથી તેનું હૃદય પૂર્ણ થઇ ગયું; તેનાં રૂવાટાંમાંથી વિદ્યુત સ્રોત નીકળવા લાગ્યો, તે પ્રથમની માફક મર્મભેદી ભાષામાં બોલવા લાગ્યા, " એ રસ્તામાં રસળતી, બધાંથી તજાયલી અભાગણી સાથે તારી સરખામણી કરી મેં શું અજુકતું કર્યું છે ? તેના કરતાં તું કયા ગુણોમાં ચઢિઆતી છે ? તેં જે જે પાપો કર્યાં છે તે બદલ તારે શું પશ્ચાત્તાપ નહિ કરવો પડે ? "

અમિનાએ પોતાના સ્વામીના તિરસ્કારનો કંઇપણ જવાબ ન આપ્યો, તે માથું નીચું કરી સાંભળવા લાગી; તેની આંખો આંસુથી ભરાઇ આવી, મેતા સાહેબે પહેલાંની માફક ચલાવ્યું રૂપના મોહને લીધે મેં તારી સાથે વિવાહ કર્યો હતો, પણ તેં મારા શાપ રૂપે આ ઘરમાં પ્રવેશ કર્યો ! દુર્ભાગ્ય અને કલંકના મારાથી મારૂં મસ્તક મારી સાથે ભળી ગયું. જ્યારે તું ખીલલાં ફૂલના ગોટાની માફક સુકુમાર યૌવનના મહિમાથી મંડિત દેહભાર લઇ ફૂલબાલાને વેશે તારા પિતાનાં ઘર પાસેનાં ઉપવનમાં યૌવનસુલભ આમોદમાં ડૂબેલી રહેલી, ત્યારે શું કોઇને પણ સંદેહ પણ થતો કે કેવું દુર્ભેદ્ય અને દુર્બોધ ગુપ્ત રહસ્ય તારાં હૃદયના ઉંડા ભાગમાં છુપાયલું છે ? જ્યારે હું તારાં રૂપથી આંધળો બની તારી

સાથે વિવાહ કરવાને ઉન્મત્ત થયો હતો, ત્યારે મેં શું સ્વપ્નમાં પણ ધાર્યું હતું કે ચમ્પક દળની માફક સુકોમળ આંગળીઓવડે તીક્ષ્ણધારવાળી છરી પકડી મારૂં હૃદય વીંધી નાખવા તેને તું ધાર ચઢાવે છે? તારી ભરયુવાનીમાં પણ તારૂં હૃદય લાલસા અને કપટથી પૂર્ણ હતું, પરંતુ તારૂં મ્હોં અને કપાળ જોઈ તને હું મૂર્તિમાન સરલતા અને પવિત્રતા માનતો. તારી સાથે વિવાહ કરી હું આનંદ સાગરમાં તરતો હતો, પરંતુ વિશ્વાસઘાતિની! તેં મારા માથાંપર વજ્રઘાત કર્યો!"

અમિના મ્હોં ઉંચું કરી દૃઢ સ્વરે બોલીઃ—"જૂઠી વાત! આ વાત તમને જેણે જણાવી છે તે તદ્દન જૂઠો છે."

મેતાસાહેબ ક્રૂર હાસ્ય કરી બોલ્યાઃ—"જૂઠી વાત નથી, તારી વિશ્વાસઘાતકતાની સાબીતિ છે, કોઈ પણ દિવસ તારૂં કપટ હું ન જાણી શકું એટલો બધો મૂરખ તું મને માને છે? તું એમ માને છે કે મારી દૃષ્ટિ આગળ માયાદંડ ફેરવી તેં મને આંધળો બનાવ્યો છે, પરંતુ તે ખરૂં નહોતું. હું બધું સમજી શકતો; પરંતુ એ બધું તને જણાવા દેતો નહિ. કારણ કે હું તને ચાહતો હતો. તારાપર મને એટલો પ્રેમ હતો કે એ પ્રેમ આગળ મારૂં બધું માન અહંકાર, એટલુંજ નહિ પણ આત્મસંમાન પણ તુચ્છ જણાતું. હું તને એ વાત જણાવતો નહોતો, કારણ કે હું જાણતો હતો કે જે દિવસે હું એ વાત જાહેર કરીશ ત્યારે—તેજ દિવસથી મારી તારી વચ્ચે કશો સંબંધ નહિ રહે. તને હું મારા જીવનના પ્રકાશરૂપ માનતો હતો; પરંતુ એ પ્રકાશ સ્વર્ગનો પ્રેમપ્રકાશ નહતો, પણ નરકનો અનલ પ્રકાશ હતો, તેના જેવોજ તીવ્ર હતો, એ પ્રકાશથી મારૂં અંધકારમય હૃદય પ્રકાશિત તો ન થયું, પણ મારો પ્રાણ રાતદહાડો બળ્યા કર્યો છે. તને હું ચાહતો વધૂ કે તિરસ્કારતો વધૂ એમાંનું કયું વધૂ થતું એ હું કદીપણ સમજી શકયો નથી."

અમિના સ્વામીપર એક કાતર દૃષ્ટિ નાખી બોલી, "તમારો આ તિરસ્કાર મારાથી સહન થઈ શકતો નથી, મને માફ કરો."

મેતા સાહેબ નીરસ અવાજે બોલ્યા, "તેં તારે હાથે ક્ષમાનો ઝરો બંધ કર્યો છે. મારાં હૃદયમાં હવે ક્ષમાનુ સ્થાન નથી. વેરના અગ્નિથી મારૂં હૃદય સળગે છે. પરંતુ તારો તિરસ્કાર નહિ

કઈ. હું સમજ્યો છું કે તિરસ્કાર કરવો નકામો છે, પહેલાં મને વિશ્વાસ હતો કે તારા મનમાં ગમે તે હોય પણ એક દિવસ તું મને ચાહશેજ, મારો ઉછળતો પ્રેમ તને કોઈ દિવસ પણ કોમળ બનાવશે, પરંતુ તે મારો ભ્રમ હતો! તારૂં હૃદય પાષાણ જેવું કઠણ છે, તેમાં પ્રેમનું સ્થાન નથી."

અમિના હતાશભાવે બોલી, "તમે બહુ નિર્દય છો."

મેતા સાહેબે કહ્યું, "અને તું ભારે દયાળુ છે બકે! જેતો સ્ત્રી અવિશ્વાસિની છે. તેના જીવનમાં ક્યા સુખની આશા છે? સ્ત્રીસાથે કદીપણ તેનાં અંતઃકરણનો મેળ મળે કે? મારી સાથેનો તારો સંબંધ ક્રમે ક્રમે દૂર ખસવા લાગ્યો; ધીમે ધીમે તેં મારી છાયાનો પણ ત્યાગ કર્યો! તો પણ મેં તારી પર કશી દેખરેખ ન રાખી કારણ કે તારા દેહને નજર બંધીમાં રાખવાથી કશા લાભની આશા નહોતી. કેવળ સમાજના ભયથીજ આજસૂધી હું તારી સાથે રહાણી સ્ત્રીનો સંબંધ રાખતો આવ્યો છું: પાછળથી વંશનું કલંક જાહેર થઈ જાય એ બ્હીકથી મેં તારો ત્યાગ કર્યો નથી."

મર્મપીડિતા અમિના બોલી, "તમે એટલું બધું જાણો છો તો પછી મને એ બાબત કેમ જણાવ્યું નહિ? કેટલીક જૂઠી વાતો નઠારા લોકો પાસેથી સાંભળી તેનેજ ખરી માની મારા પર નકામા ગુસ્સે થાઓ છો; ખરી વાત સાંભળશો?"

મેતા સાહેબે માથું હલાવી કહ્યું, "તારી જૂઠી વાતો સાંભળવાની મારી ઇચ્છા નથી. તારી કોઈ પણ વાતથી મારૂં મન ભોળવાશે નહિ; તું વિશ્વાસઘાતિની ને પાપિષ્ટ છે એ સંસ્કારનું મારા મગજમાંથી ભૂસી શકે તેમ નથી. મારી આગળથી દૂર થા."

અમિના વધૂ સહન કરી શકી નહિ; આ છેલા આઘાતથી તે તેના પતિના પગ આગળ મૂર્છિત થઇ પડી. મેતા સાહેબ પોતાની સ્ત્રીની આવી શોચનીય દશાથી પણ પીગળ્યા નહિ. જમીન પરથી ઉપાડવાની પણ તેણે ચેષ્ટા ન કરી. ચાકર નોકરને કંઇ પણ સમાચાર આપ્યા સિવાય તે ઓરડા બહાર આવી કઠેડામાં આવી ઉભા. તેજ વખતે એક નોકરે આવી તેના હાથમાં એક પત્ર મૂક્યો; પત્ર ઉઘાડી તેણે તે વાંચ્યો. એ દસ્તુર સાહેબનો પત્ર હતો. તેણે લખ્યું હતું કે કેટલાંક ખાસ કારણોને લીધે હું કુલીયા સાથે

વિવાહ કરી શકીશ નહિ. તે માટે વિવાહનું વચન તોડવાની ફરજ પડે છે.

પત્ર વાંચી મેતા સાહેબની અધીરતા સોગણી વધી, તેને વિશ્વાસ પડયો કે શત્રુઓએ ફક્ત મારી પાસેજ ફ્રતો મોકલેલ નથી પણ મારાં સગાંવહાલાંને પણ નુકસાનમાં ઉતારવા ધાર્યાં છે, ચારે તરફથી અમને બધાંને હેરાન કરવાનો તેમનો વિચાર લાગે છે. તેના હાથમાંથી પત્ર ખસી પડયો, તે કઠેડાના સળીયા પકડી જડની માફક ઉભા રહ્યા. તેની બંધ આંખો આગળ બ્રહ્માંડ ભમવા લાગ્યું.

બરાબર તેજ વખતે કર્ણેલિયાની દાસીએ દોડતાં દોડતાં મેતા સાહેબ પાસે આવી કહ્યું, "સત્યાનાશ વળ્યું! આપની કન્યાને બચાવો."

## પ્રકરણ ૧૬ મું

---

## ત્રિપુટી મિલન

બીજે દિવસે સવારમાં ડૅાકટર લલ્લુભાઈ જમશેદજીને ઘેર આવ્યા. જમશેદજીએ પૂછ્યું, "શા નવીન છે ડૅાકટર?"

ડૅાકટરે કહ્યું, "નવીન સમાચાર હાલમાં તો કંઈ નથી."

જમશેદજીએ કહ્યું, "અરદેશરની સાથે તમારો મેળાપ થયો નથી?"

ડૅાકટરે કહ્યું, "ના, પરંતુ તે અત્યારે અહિં આવવાનો છે."

જમશેદજી નવાઇ પામી ડાક્ટરનાં મ્હોં સામું જોઈ બોલ્યો, "તમારૂં ચિત્ત ઠેકાણે લાગતું નથી, શરીરે તો સારૂં છે ને?"

ડૅાકટરે કહ્યું, "ના, શરીરે તો કંઇ નથી; સામે જે ભયંકર યુદ્ધ ઉપસ્થિત થયું છે તેને માટે તૈયાર થાઉં છું. મને બહુ ચિંતા થાય છે કે દારૂ મધ્યે બેસી ચિરૂટ ફૂંકવાનું કામ નિરાપદ નથી; અરદેશર છેવટ સુધી ટકી રહેશે કે નહિ એ વિચારવા જેવો પ્રશ્ન છે."

જમશેદજીએ કહ્યું, "તેના જેવા સરળ હૃદયના ગરીબ યુવકને જે પ્રલોભનથી મુગ્ધ કરેલ છે, જે જાળમાં સપડાવ્યો છે, તેમાંથી છૂટવાનું કામ તેને માટે અશક્ય છે, આજે અહિં તેની જરૂર છે, આજે તેની સારી રીતે પરીક્ષા કરવી પડશે.

ડૉક્ટરે કહ્યું, "આપણા બધા વિચાર શું તેને જણાવીશું? કદાચ તેને બ્હીક લાગે અને આપણા બધા વિચારો બીજાને કહી બેસે તો આપણું શું થાય?"

જમશેદજીએ કહ્યું, "તમે બ્હીક રાખો નહિ; માખી કરોળી-આની જાળમાં સપડાયા બાદ તેનાં બધાં અંગો જકડાઈ જાય ત્યાર-બાદ જેમ તે તે જાળમાંથી મુક્ત થઇ શકતી નથી તેમ મારા હાથ-માંથી પણ અરદેશરનો છૂટકો થવો અસંભવિત છે. તેનો સ્વભાવ એવો દુર્બળ છે, તે એટલો તો અર્થલોભી છે કે તેને પુતળાંની માફક ચલાવવામાં મને જરાપણ અડચણ પડવાની નથી; આપણાં તરકટમાં તે કદીપણ વિઘ્ન નાખી શકશે નહિ. કેવળ વકીલ બમ-નજી તરફની બ્હીક છે; તે આપણાં કાર્યમાં પૂરાપૂરાં હૃદયથી ભાગ લેશે કે નહિ, એ શંકા છે."

ડૉક્ટરે કહ્યું, "બમનજીને આ તરકટમાં ન જોડીએ તો કંઇ હરકત છે? જો આપણે કદાચ તેના અસીલો સામે ઉભું રહેવું પડે તો તે શું આપણને મદદ કરશે!"

જમશેદજી કહ્યું, "લાંબા વખતથી આપણે સાથે કામ કરતા આવ્યા છીએ, તે આપણાં બધાં તરકટોની ખબર રાખે છે; આ તરકટમાં જો આપણે તેને નહિ જોડીએ તો પણ તેના જેવા બુદ્ધિ-માન આગળ આ વાત છાની રહેવાની નથી; અને જ્યારે તેને ખ-બર પડે ત્યારે આપણને હરકતમાં નાખવા એ તેને માટે બહુ મુશ્કેલ નથી. એ સિવાય તેને હાથમાં રાખવાથી ઘણાં કામો બની શકશે. એ બધી વાત જવા દો; કોઇનો પગરવ સંભળાય છે, મને લાગે છે કે બમનજી આવે છે."

થોડીજ વારમાં બમનજીએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. બમનજી બહુ જુનો વકીલ હતો, તેની કુટબુદ્ધિ, મહેનત અને કાયદાનું જ્ઞાન સર્વત્ર વખણાતું હતું; તોપણ તેને કોરટમાં કામ કરવા જોગ પદવી મળી નહોતી. તે દિવાની કરતાં ફોજદારી મુકર્દમા સારી રીતે સમ-જતો હતો; અને તરકટી મામલાઓના ઘણા તેના હાથમાંજ આ-વતા હતા. સારા ઉપાયોવડે મુકર્દમો જીતવાની આશા નહોય તો તે તરકટ કરવામાં પણ પાછો પડતો નહિ. આથી આબરૂદાર વકીલ મંડળમાં તેની પ્રતિષ્ઠા નહોતી; પણ બમનજીને તેની પરવાયે ક્યાં હતી! તે તો ગમે તે રીતે પેટ ભરાય એટલે બસ એવા મતનો હતો.

જમશેદજીએ બમનજીને ગંભીર અવાજે કહ્યું, "ઘણું કામ છે, આવો."

બમનજીએ કહ્યું "શું કહ્યું! મને ક્યાંય પણ વધુ રોકાવાની ફુરસદ નથી. દશ-બાર ફોજદારી મુકદમાના કાગળ જોવા પડતા મૂકી આવ્યો છું; લગાર ધ્યાન ન રાખતાં કોઇને જેલ તો કોઇને ફાંસી થાય તેમ હોય ત્યાં ફુરસદની વાત કેવી? તમે મિત્ર છો, તેથીજ આપનું તેડું પાછું વાળી શકયો નથી. મારૂં કામ એટલું બધું વધી ગયું છે કે હવે તો ક્યાંય જવા જેટલી પણ ફુરસદ નથી."

ડૉકટર લલ્લુભાઇએ કહ્યું, "બ્હીશો નહિ, અહિં તમને બે એક મિનિટની વાર થાય તેટલીવારમાં તમારે દિવાળું કાઢવું પડશે નહિ; ખાસ જરૂરી કામ માટેજ તમને બોલાવેલા છે."

બમનજીએ પૂછ્યું, "જરૂરી કામ તે કહ્યું?"

જમશેદજીએ કહ્યું, "પહેલાં આપણે જે વિચાર કર્યો હતો તે તમારાથી અજાણ્યો નથી, હું અને ડૉકટર તે મુજબ વર્તવાને તૈયાર થયા છીએ; પેસ્તનજી શાપુરજી પણ પોતાની શક્તિ મુજબ આપણને સહાય કરવા કબૂલ થયા છે. તમારે પણ અમને મદદ કરવી પડશે; તમારી કાંઈ પણ આનાકાની ચાલશે નહિ."

બમનજીએ કહ્યું, "તમારાં તરકટમાં મને ભેળવાની તમે ભૂલ કરો છો, હું તો એ બાજીમાં નથી."

જમશેદજીએ ઉઠી બારણાં બંધ કરી બારણાં આગળ ઉભા રહી કહ્યું, "વારૂ! તમે શું એમ ધારો છો કે અત્યારે સાધુપણાંનો પોશાક પહેરવાથી મુક્તિ મળી જશે?

બમનજીએ કહ્યું, "તમારે જે કહેવું હોય તે કહો."

જમશેદજીએ કહ્યું, "તમારો ભાવ જોતાં એમ જણાય છે કે એકાએક કોઈ વિપત્તિ આવી પડવાની બ્હીકથી તમે અમારાં કામમાં જોડાતાં અચકાઓ છો; પરંતુ વાસ્તવિક રીતે અડચણનો ઈસારો પણ નથી. કોઇ કોઇ વિષયમાં તમારી મદદની જરૂર પડે, તે વખતે મદદ આપશો તો બસ થશે; એ મદદ આપ્યા વિના કામ પાર પડે તેમ નથી."

બમનજીએ પૂછ્યું, આ કાર્યમાં સફળ થતાં ફાયદો શું થશે?"

જમશેદજીએ કહ્યું, "ફાયદો એકે કાર્ય સફળ થતાંજ આપણા-

માંના દરેક ચાર-પાંચ લાખના અધિકારી થશે; કદાચ સંજોગ પ્રમાણે એથી પણ વધુ મળે તો ના ન કહેવાય, બોલો, અમારાં કામમાં જોડાવા ઇચ્છો છો કે નહિ ?"

બમનજીએ કહ્યું, "ના, હું બધો વિચાર કરી કહું છું કે એ કામમાં પડવાને હું તૈયાર નથી; તમારો સંબંધ તજવા શા માટે તૈયાર થયો છું, તેનાં કારણો કહેવામાં મને કંઈ અડચણ નથી, મેં ઘણા દિવસથી તમને જણાવી દીધું છે કે હું તમારા કામમાં જોડાવા માગતો નથી; તે વાત તમે કેમ ભૂલી જાઓ છો. હું કબૂલ કરૂં છું કે તમારી સાથે જોડાઇ મેં અનેક કાળા કૃત્યોમાં ભાગ લીધો છે, પણ તે વખાના માર્યા; હવે મારી અવસ્થા સારી છે, તો પછી એવાં કાર્યોમાં જોડાવું મને યોગ્ય લાગતું નથી."

ડૉકટરે મશ્કરીમાં કહ્યું, "પરંતુ કાળાં કર્મોવડે અમે જે પૈસા મેળવીએ છીએ તેનો ભાગ લેવો આપને યોગ્ય લાગે છે. તમારી ધર્મ-બુદ્ધિ ચમત્કારિક છે!"

બમનજીએ કહ્યું, હું ભાગ લઉં છું એ ખરૂં છે, પરંતુ જે કારબારમાંથી હું લાભનો ભાગ લઉં છું, તે કારભારને લાભજનક કરવાને માટે હું કોઇના કરતાં ઓછી મહેનત કરતો નથી, માટે એ કામનો નફો મેળવવાનો મને અધિકાર છે. એ કામમાં ભાગ લેતો બંધ પડીશ એટલે નફામાંથી પણ એક પૈસો માગીશ નહિ. પરંતુ જો તમે નવીન નવીન ઉપાયો વડે પૈસો મેળવવાની બાજીમાં પ્રતિપદે વિપત્તિમાં પડવાને તૈયાર હો તો હું તમારી સાથે કશો સંબંધ રાખીશ નહિ. તમે મને કાયર કહો કે મૂર્ખ કહો ગમે તેમ કહો તેની મને પરવા નથી. એક દિવસ તમે સમજી શકશો કે વિપત્તિ માણસને હમેશને માટે ભૂલી જતી નથી"

જમશેદજીએ કહ્યું, "તમારી યુક્તિ બહુજ હૃદયગ્રાહી છે, કારણ કે અત્યારે તમે પૈસાદાર થયા છો.

બમનજીએ કહ્યું. જો મેં પૈસા એકઠા કર્યા હોય તો તે મેં ઘણે ભાગે વકીલાતમાંથીજ એકઠા કર્યા છે; તમારી પાસેથી મેં જે પૈસા મેળવ્યા છે તે કંઇ વધુ નથી. સહુ પહેલાં જ્યારે આપણે સાથે ધંધો આરંભ્યો, ત્યારે આપણે ત્રણે ગરીબ હતા; ત્યાર પછી આપણે જે પૈસો મેળવ્યો છે તે તદન ઓછો તો નથીજ તમે તમારો ભાગ

વાપરી નાખ્યો, ને મેં સંઘરી રાખ્યો છે; મારે હવે કશી ખામી નથી. માટે પૈસાના લોભથી હું વિપત્તિને ભેટવાની ઇચ્છા કરતો નથી.

જમશેદજીએ કહ્યું, "પરંતુ તમે છોડો તોપણ અમે ક્યાં છોડીએ તેમ છીએ; આપણે બધા એકજ નૌકાના મુસાફરો છીએ, જો ડૂબવું પડશે તો એકી સાથે ડૂબીશું."

બમનજીએ કહ્યું, "તમારી સાથેનો સર્વ સંબંધ તોડવાથી ભય શાનો ?"

જમશેદજીએ કહ્યું, "ના, તમે પુણ્યવાન માણસ છો, તમારે વળી બ્હીક શાની! પરંતુ લગભગ એક વરસ પહેલાં મેં લક્ષ્મી નામની એક અનાથ યુવતીને આશ્રય આપી પાલનપોષણ કર્યું હતું, તે યુવતીની વાત મને લાગે છે કે તમે જાણો છો. હું સમજી ગયો હતો કે એક એવો દિવસ આવશે કે જે દિવસ તમે તમારી જાતને નિરાપદ રાખવા ખાતર અમને વિપત્તિના મુખમાં હડસેલવાને જરાપણ આંચકો નહિ ખાઓ, તે માટે હું પ્રથમથીજ ચેત્યો હતો; પરંતુ આટલા થોડા દિવસમાંજ તમે અમારી સાથે વિશ્વાસઘાત કરશો એવી અમને આશા નહોતી. વારૂ, 'મુંબાઈ ટાઇમ્સ'માં તરતમાંજ એક વકીલની કીર્તિની વાત પ્રગટ થશે; વાતનો સારાંશ આ પ્રમાણે,

"આ શહેરનો કોઇએક વકીલ અત્યંત સ્વદેશાનુરાગી અને સચ્ચરિત્ર ગણાય છે, પરંતુ તે છૂપી રીતે પાપાચરણને આશ્રય આપે છે. થોડા દિવસ પહેલાં એ વકીલે ગામડાની કોઇ એક યુવાન સ્ત્રીને પોતાને ત્યાં દાસી તરીકે રાખી, ધીમે ધીમે તેણે તે દાસીને કેટલીય લાલચો આપી આડે માર્ગે દોરી; પાછળથી જ્યારે પેલી સ્ત્રીનું પાપ છૂપાવવાનો કશો ઉપાય ન રહ્યો, ત્યારે તે સદાચારી ગણાતા યુવકે પેલી બાઇને ગર્ભપાત કરાવી કાઢી મૂકી!—જો કે સંવાદપત્રમાં વકીલનું ખરૂં નામ પ્રસિદ્ધ થશે નહિ. પરંતુ પોલીસ જ્યારે એ બાબતની શોધખોળ કરશે ત્યારે કોઇ પણ વાત છાની રહેશે નહિ."

જમશેદજીનાં વચનો સાંભળી બમનજીનું મ્હોં ઉતરી ગયું; તે ધીરેથી બોલ્યો, "જમશેદજી, હું તમારી દયા માગું છું, મને છોડી મૂકો."

જમશેદજીએ તેની વાતપર ધ્યાન ન આપતાં કહ્યું, "ધારો કે તમારા બગીચાનો માળી કદાચ બગીચાની પૂર્વ દિશા તરફની દિવાલના એક ખુણામાંની એક ખાડ ખોદી તેમાંથી કોઈ છૂપી સામગ્રી શોધી કાઢે—"

આ વખતે બમનજી બહુજ ગભરાઇ બોલી ઉઠયો, "જમશેદજી, હવે બસ રાખો, હું તમારો તાબેદાર છું.

જમશેદજીએ કહ્યું, "ના, ના, આમ ઘડીવારમાં તાબે થવાની જરૂર નથી; કારણ કે તમારો માળી તે ઠેકાણાની માટી પાતાળ સુધી ખોદી કાઢશે, તો પણ કંઇ પત્તો લાગવાનો નથી. છતાં ઘટના સત્ય છે, તે સાબીત કરવું કઠણ નથી, ગયા જાન્યુઆરી માસની એક અંધારી રાત્રે તે ખાડમાં તમે જાતે એક તરતનાં જન્મેલાં બાળકનો દેહ એક લુગડાંમાં વીંટાળી ડાટયો છે. એ કપડું તમે તે વખતથી થોડા દિવસ પહેલાં અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાંની એક વોરાની દુકાનેથી ખરીદું હતું, તેનું પ્રમાણ છે.

બમનજી બ્હીકનો માર્યો પૂછવા લાગ્યો, "એ કપડું તમારી પાસે છે?"

જમશેદજીએ કહ્યું, "ના, હીરાજીને તેની ખબર છે. તે સિવાય તે સધજાત બાળકનો મૃતદેહ કબરમાંથી ઉપાડી અર્કમાં મૂકી તાજો ને તાજો રાખેલો છે. અમે જે કામ માથે લીધું છે, તેમાં સહાયતા આપવાથી તમને કશી બ્હીક નથી, પરંતુ અમારાથી જૂદા પડતાંજ વર્તમાનપત્રોમાં બધી વાત જાહેર થશે. પેલાં કપડાની સાથે લક્ષ્મીનો રૂમાલ અને કેટલાક પદાર્થો સંઘરી રાખ્યા છે, તે પરથી તમારાં પરનો આરોપ સિદ્ધ કરવો મુશ્કેલ નથી."

બમનજી કંઇ પણ બોલી શકયો નહિ, તેનું મ્હોં સુકાઈ ગયું, તેનાં શરીરપર પરસેવાનાં ટીપાં વળ્યાં, થોડીવાર પછી તે બોલ્યો, "તમે મારો જીવ લેવા તૈયાર થયા છો!"

જમશેદજીએ કહ્યું, "લોકોને ઠાર કરવાનું કામ અમારૂં નથી, તો પણ કાર્યોદ્ધાર માટે વખતોવખત અસ્ત્રો બહાર કાઢવાં પડે છે. જરૂર પડતાં હું તમને કેટલા બધા હેરાન કરી શકું છું, તેનું એકજ દ્રષ્ટાંત મેં તમને આપ્યું છે; મને વિશ્વાસ છે કે એ એકજ ચીજ તમને ભાન આવ્યું છે. તમારી વકીલી બુદ્ધિ કરતાં મારી તસ્કરી બુદ્ધિ કેવી પ્રખર છે, તેનો કંઇક આભાસ તમને મળ્યો છે; હવે તમારે શું કરવાનું છે, તે તમને કહું છું તે સાંભળો, તમારા અસીલ બહેરામજી એજરાએ તમારા હાથમાં એક ભારે રહસ્ય ભેદવાનું કામ સોંપ્યું છે?"

બમનજીએ કહ્યું:–" તે પણ તમે જાણો છો ! "

જમશેદજીએ જરા હસી કહ્યું:–" અમારી સંકલ્પસિદ્ધિને માટે જે જે જાણવાની જરૂર છે તે બધું હું જાણું છું. આ રહસ્ય ભેદવાને માટે અમને કંઈ પણ જણાવ્યા સિવાય તમે છૂપી પોલીસનો આશરો લેવા તૈયાર થયા હતા, તે પણ મારાથી અજાણ્યું નથી. "

બમનજીએ કહ્યું:–" તમે તો સર્વજ્ઞ જણાઓ છો, હવે મારે શું કરવાનું છે, તે જણાવો. "

જમશેદજીએ કહ્યું:–" તમારાપર તમારા અસીલે જે ભાર મૂક્યો છે, તે સંબંધી જે કંઈ વાત જણાય, તે સહુ પહેલાં મને કહેવાની છે; મારી સલાહ લીધા સિવાય એજરા સાહેબ પાસે કોઈ પણ વાત ખુલ્લી કરતા નહિ. અને મારા મત મુજબ ચાલજો. "

બમનજીએ કહ્યું:–" હું તમારી સાથે મળતો થાઉં છું. "

વાત પૂરી થઇ હતી એવામાં અરદેશરે તે ઓરડામાં પ્રવેશ કર્યો. જમશેદજીએ તેને જોઇ કહ્યું:–" આવ ભાઈ, હું તારી સાથે આ મારા પરમ વિશ્વાસુ ભાઇબંધોની ઓળખાણ કરાવું "—ત્યાર પછી તેણે બમનજી સામું મુખ ફેરવી કહ્યું, " આ યુવકનું નામ અરદેશર છે, તે અતિ સદ્‌ગુણી અને મહેનતુ માણસ છે; તેને માબાપ નથી તેના પાલણપોષણનો ભાર મેં લીધો છે; તમારે પણ શક્તિ મુજબ તેને સહાયતા કરવી પડશે. "

જમશેદજીની વાત સાંભળી બમનજી ચમક્યો, તે જમશેદજીનો અભિપ્રાય સમજી ગયો. જમશેદજીએ શા માટે એજરા સાહેબનાં છૂપાં રહસ્યની વાત ઉપાડી હતી, તે પણ તે સમજી ગયો. તેણે જોયું કે સામી ભયંકર પરીક્ષા ઉપસ્થિત થઇ છે.

---

## પ્રકરણ ૧૭ મું

### છૂપો પત્ર

પેસ્તનજી શાપુરજી આળસુ હતો; જમશેદજીએ તેને ૧૨ વાગે મળવાનું કહ્યું હતું, પરંતુ એક વાગી ગયો છતાં તેનો પત્તો નહોતો. છેવટે લગભગ બે વાગતાને શુમારે લાલચોળ આંખોપર સોનાનાં ચશ્મા ચઢાવી સિગરેટ પીતો પીતો અને જમણા હાથમાં સોટી ફેરવતો ફેરવતો તે જમશેદજીના ઓરડામાં આવી પહોંચ્યો.

પેસ્તનજી શાપુરજીને ત્રીશ વર્ષ થયાં હતાં છતાં, પચીસ વર્ષથી મોટી ઉમર ભાગ્યેજ જણાતી તેનું શરીર દુબળું હતું, તેના શરીરપર પ્રથમ સૌન્દર્ય હતું, પરંતુ જૂદી જૂદી જાતનાં અત્યાચારથી, વ્યસન અને વ્યભિચારથી એ સૌન્દર્ય વિકૃત થઈ એવી અવસ્થાએ પહોંચ્યું હતું કે તેનું મુખ પિચાશના જેવું જણાતું હતું, પેસ્તનજીની બુદ્ધિ બહુજ સતેજ હતી, પરંતુ એ બુદ્ધિ કદીપણ સમાર્ગગામિની થઇ નહોતી. યૌવનનાં આરંભમાંજ વિલાસિની સમાજના મનોરંજન માટે તેનો બધો પૈસો અને ઉત્સાહ ખરચાઇ ગયાં હતાં; પોતાની સ્થિતિ કરતાં વધૂ પૈસો વાપરી તે થોડાજ દિવસમાં પારસી સમાજનો એક 'કેપ્ટન' થઈ પડયો હતો. જે વખતે જમશેદજીની સાથે તેને ઓળખાણ થઇ ત્યારે તેની સ્થિતિ અર્થહીન થઈ ગઇ હતી; તે વખતે તે દેવામાં ગળાંસુધી ડૂબેલો હતો.

પેસ્તનજી શાપુરજીએ જમશેદજીના દ્વારમાં પ્રવેશ કર્યો એટલે જમશેદજીએ કહ્યું, " બે કલાક થયાં અમે આપની રાહ જોતા બેઠા છીએ; હું આપને આ આબરૂદાર ગૃહસ્થો સાથે ઓળખાણ કરાવું છું. આ બધા આબરૂદાર ગૃહસ્થો છે; આ મારા મિત્ર ડૉકટર લલ્લુભાઇ છે; આ વકીલ બમનજી પણ મારા મિત્ર છે, એ મુંબાઈ હાઇકોર્ટના જબરા વકીલ છે; અને આ અરદેશર, મારા સેક્રેટરી છે." પેસ્તનજી દાંત બહાર કાઢી અને માથું હલાવી એ બધાને શેકહેન્ડ કરવા લાગ્યો.

થોડીવાર ચુપચુપ બેસી રહ્યા પછી જમશેદજીએ પેસ્તનજીને કહ્યું:–" વારુ, હવે હું આપને નકામા સંદેહમાં રાખવા ઇચ્છતો નથી, નકામો વાગાડંબર બીજાની પાસે શોભા આપે પણ આપના જેવા સ્વાધીન ચિત્તવાળા બુદ્ધિમાન લોકો આગળ તેની તદન આવશ્યકતા નથી."

પેસ્તનજીએ હસતાં હસતાં કહ્યું:–" આપે મને બહુ મ્હોટું સર્ટિફિકેટ આપ્યું; પરંતુ નિન્દાખોર લોકો આ સાંભળે તો તેઓ આપનાપર ખુશામતનો આરોપ મૂકશે; કારણ કે હું એટલી બધી પ્રશંસાને યોગ્ય નથી."

જમશેદજીએ કહ્યું:–" આપને બધી વાત કહું છું, તે સાંભળો, મારા અને મારા મિત્રોના પ્રયત્નથી આપના વિવાહનો ઠરાવ નક્કી

થઇ ગયો છે; મેતા સાહેબ અને તેની સ્ત્રી વિવાહમાં સંમત થયાં છે. આપ જો કોઇ પણ રીતે મેતાસાહેબની કન્યા કર્ણેલિયાને રાજી કરી શકો, તો આપ જીવનયુદ્ધમાં જય મેળવી શકશો."

પેસ્તનજી શાપુરજીની ચિરૂટ ઠરી ગઈ હતી, તે તેણે દૂર ફેંકી તુચ્છતાપૂર્વક કહ્યું:–" એક યુવતીને વિવાહ કરવા માટે રાજી કરવી એમાં શી મોટી વાત છે? હું તો એ વિષયનો અભ્યાસીછું. સારાસારા ગાડીઘોડા, પોષાક, હીરા, મોતી અને ઝવેરાતના દાગીના જોતાંજ બધી યુવતી કોઇ પણ યુવક સાથે વિવાહ કરવાને તૈયાર થાય છે; કર્ણેલિયાને રાજી કરવામાં મિનિટ પણ નહિ જાય; તો પણ એક અડચણ એ છે કે મેતાસાહેબના પરિવાર સાથે મને લગાર પણ ઓળખાણ નથી, કુટુંબમાં ભળવા માટે લગાર પણ ઓળખાણ તો જોઇએજ, એ માટે કોઈ એક માણસ તૈયાર કરવું પડશે."

જમશેદજીએ કહ્યું:–" ફાજલબાઇ જીજીભાઇની સ્ત્રી રમલાબાઇ સાહેબ આપને એની ઓળખાણ કરી આપે તો ચાલશે?"

પેસ્તનજી ઉત્સાહ સાથે બોલ્યો, " એ અતિ ઉત્તમ ઠરાવ છે, મને લાગે છે કે તે મેતા સાહેબને કંઇ સગી થાય છે."

જમશેદજીએ કહ્યું:–" તે તો જાણુતો નથી, તો પણ હું આપને ખાત્રીથી કહું છું કે રમલાબાઇ આપની વતી બરાબર વકીલાત કરશે; પરંતુ પૈસા–ટકા માટે કંઇ બંદોબસ્ત કરવો જોઇએ."

પેસ્તનજીએ કહ્યું:–" તે માટે આપને કંઇ પણ અવગડ વેઠવી પડશે નહિ. સાંભળવા મુજબ મેતા સાહેબ આ વિવાહમાં ત્રણ લાખ રૂપીઆ આપવાના છે, આપ સફળ થશો તો એનો ત્રીજો ભાગ આપને મળશે."

જમશેદજીએ કહ્યું:–" લાખ રૂપીઆને હું વધુ માનતો નથી: આ વિવાહને માટે અમારે જે મહેનત કરવી પડે છે તે બદલ એક લાખ રૂપીઆ તદ્દન ઓછા છે."

પેસ્તનજીએ પૂછ્યું:–" ત્યારે આપ કેટલા રૂપીઆ માગો છો?"

જમશેદજી ગંભીર અવાજે બોલ્યો:–" આપ જો રૂપીઆ આપવા માગતા ન હો તો પણ મને કંઈ હરકત નથી; એટલુંજ નહિ પણ અમે આપની પાસે જે માગીએ છીએ તે પણ વગર આનાકાનીએ જતું કરવા તૈયાર છીએ."

પેસ્તનજી જરા શરમાઇ બોલ્યોઃ–" આપ અતિશયે ઉદારતા બતાવો છો, પરંતુ આપનો ખરો વિચાર શો છે તે કહી બતાવો. દુનિયા સંબંધે મને જે અનુભવ છે તે પરથી મને લાગે છે કે સાંસારિક માણુસ વિના કારણે આટલા બધા ઉદાર થતા નથી."

જમશેદજીએ કહ્યું:–" ત્યારે બધી વાત સ્પષ્ટતાપૂર્વક કહું છું, સાંભળો. લગભગ ત્રીશ વરસ પહેલાં જ્યારે હું અને મારા ભાઇઓ ઉછરતી યુવાનીના માર્ગમાં જતા હતા, ત્યારે અમારી અવસ્થા અત્યાર જેવી નહોતી; ત્યારે અમે સદ્‌ગુણી હતા; ત્યારે અમારી આશાને આકાંક્ષાની સીમા નહોતી, જેમ જેમ નજર કરતા તેમ તેમ અમને પૃથ્વી પ્રકાશ અને પુલકથી, આનંદ અને વિશ્વાસથી પરિપૂર્ણ જણાતી. ત્યારે અમે ગરીબ હતા, અમે ભાંગીતૂટી ઝુંપડીમાં વસી, જે મળે તે ખાઇ; તૂટેલાં અને મેલાં વસ્ત્રો પહેરી મેલી શય્યામાં રાત ગાળતા ખરા, પણ ત્યારે અમારી વચ્ચે જે સ્નેહ, જે પ્રેમ, જે વિશ્વાસ હતો તે તો અતૂટ હતો."

આ વ્યક્તિગત આલોચના પેસ્તનજીને ગમતી નહોતી, તે અધીર થઇ ગયો. પરંતુ તે તરફ લક્ષ ન આપતાં જમશેદજી જુસ્સાભેર પોતાનાં અતીત જીવનની—વાતો બોલવા લાગ્યો; તેણે કહ્યું, " અમે ત્રણે ભાઇઓ એકી સાથે જીવનસંગ્રામમાં ઉતર્યા; અમે ત્રણે જણુ અતિ ગરીબ હતા, સંસારમાં અમારૂં કોઇ નહોતું, હું કંઇ કંઈ કમાતો તેથી અમારા દિવસો જતા. પરંતુ અમારા દિવસો કેટલાં દુઃખથી વીતતા, તે બધીવાત વિસ્તારીને કહેવાની જરૂર નથી; પરંતુ એક ઘટના જાણવા જોગ છે, તે હંમેશ મારા હૃદયમાં રહે છે. એક યુવતીને હું જીવ સરખી ચાહતો, તે યુવતી ભયંકર ક્ષય રોગથી મરવા પડી, પરંતુ દવા–દારૂ તો રહ્યાં, પણ તેના માટે ખોરાકના પણ સાંસા હતા. તેને શી રીતે બચાવવી એ ચિંતામાં ને ચિંતામાં હું ભટકતો હતો; પણ કોઇ પણ ઉપાય ખોળી શકયો નહિ છેવટે હું જે વિદ્યાર્થીને ખાનગીમાં ભણાવતો હતો તેની પાસે મેં કંઇક મદદ માગવાનો વિચાર કર્યો. તે વખતે જો મને પાંચ રૂપીઆની મદદ મળી હોત તોપણ પાંચસો રૂપીઆનું કામ સરત. હું જેઓને ભણાવતો હતો તેઓની સાથે મેળાપ કરવાને મેં તેજ વખતે એલ્ફીન્સ્ટન કોલેજનો માર્ગ પકડયો. ત્યાં જઈ તપાસ



જમશેદજીએ કહ્યું, "ત્યારે બધીવાત સ્પષ્ટતાપૂર્વક કહું છું, સાંભળો."

પૃષ્ઠ ૧૩૬.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ, નં. ૮

ફરી તો જણાયું કે તેમાંના બે એક વિદ્યાર્થી પાસેની હૉટલમાં નાસ્તો લેવા ગયા છે. હું તે હૉટલમાં જઈ એક ઠેકાણે તેની રાહ જોતો બેઠો. થોડીવારમાં એક યુવાન તેજ ઓરડામાં આવ્યો. તેનાં મુખ સામું જોઈ હું મારૂં બધું દુઃખ ભૂલી ગયો; તેના જેવું નિરાશાપૂર્ણ મુખ આ જિન્દગીમાં મેં કોઇનું જોયું નથી. યુવકે હતાશભાવે એક ખુરશી પર બેસી નોકર પાસે ખડીઓ સ્ટીલ માગ્યાં. એ યુવકને જોતાંજ મને જણાયું કે તેનાં જીવન સાથે મારાં જીવનનો કોઈ અદશ્ય સૂત્રથી સંબંધ થયો છે. મારા મનમાં એવો ભય શાથી આવ્યો તે હું હજુ પણ સમજતો નથી. હું ત્યાં બેઠો બેઠો તેનો ક્રિયાકલાપ જોવા લાગ્યો. થોડીવારમાં પેલા નોકરે લખવાનાં બધાં સાધનો હાજર કર્યા. પેલા યુવકે એક કાગળમાં ઉતાવળથી કંઇક લખ્યું, પરંતુ એ લખાણ તેને ન ગમવાથી, તે કાગળ તેણે ફાડી નાખ્યો; ત્યાર પછી એક બીજો પત્ર લખ્યો, પરંતુ તે પત્ર પણ ઇચ્છા મુજબ ન લખાયો તેથી તેના ટુકડે ટુકડા કરી તે ટુકડા પોતાના ખીસામાં નાખ્યા; ત્યાર પછી ત્રીજીવાર એક પત્ર લખ્યો, એ પત્ર બે ત્રણવાર વાંચી એક બીજા કાગળમાં તેની નકલ કરી લીધી, અને છેવટે તેને એક કવરમાં નાખ્યા તેના પર સરનામું કરી એક નોકરને આપ્યો; તેણે નોકરને કહ્યું, " આ કાગળ પર જે સરનામું છે, તે ઠેકાણે આ પત્ર લઇ, જે જવાબ મળે તે મારે ઘેર આપી જજે; મારા નામનું આ કાર્ડ રાખ, તેમાં મારૂં ઠેકાણું છે." રોકડા બે રૂપીયા ઇનામ મળતાંજ નોકર પત્ર લઇ ચાલ્યો, યુવકે કાગળોના કકડાના નાના નાના કકડા કરી ટેબલ નીચે નાખી દીધા; ત્યાર પછી કંઇક નાસ્તો કરી તે ચાલ્યો ગયો, હું તો ત્યાંજ બેઠો રહ્યો."

" પરંતુ મારા મનને બહુ નવાઇ લાગી હતી, એ ગૃહસ્થે કોને પત્ર લખ્યો ? કાગળમાં એવી શી વાત લખી હશે કે તે કાગળો બે ત્રણ વાર ફાડી નાખવા પડયા! એ ઓરડામાં કોઇ બીજો માણસ નહોતો, તેથી મેં કૌતુહલને વશ થઈ ધીરે ધીરે પેલા કકડાઓ વીણી લીધા; ધ્યાનપૂર્વક જોતાં જણાયું કે એ કકડાઓમાંના એક કકડાપર લખ્યું છે કે ' ગોળી ખાઇ મરી જઇશ;' બીકનો માર્યો હું થથરવા લાગ્યો. એક બીજો ટુકડો વાંચતાંજ વંચાયું કે ' શરમ અને બીકથી હું મરી ગયા જેવો ! ત્રીજા ટુકડામાં વાંચ્યું કે, " આજ રાત્રેજ વીશ હજાર રૂપીઆ, પત્રમાંની હકી-

ફત કંઇક સમજાઈ ગઈ છતાં કોતુહલને વશ થઇ મેં એ બધા ટુકડા એકઠા કરી-જોડી પત્ર આખો બનાવ્યો, તેમાં નીચેની હકીકત હતીઃ—

' પ્રિય એદલજી,

આજ રાત્રેજ મારે વીશહજાર રૂપીયાની જરૂર છે. તારા સિવાય બીજાું કોઇ આટલા ટુંકા સમયમાં આટલા બધા પૈસા આપી શકે તેમ નથી. રૂપીઆ ન મળતાં મારી દશા કેવી શોચનીય થઈ પડશે એ વિચારતાં હું શરમ અને બીકથી મરી ગયા જેવો બની ગયો છું; તું શું બે કલાકમાં એટલા રૂપીઆ નહિ મોકલી શકે ? તારા જવાબ ઉપર મારૂં જીવતર ટકેલું છે; જો રૂપીઆ મળશે તો મારો પ્રાણ અને માન બચશે; નહિ તો ગોળી ખાઇ મરીશ. ”

આ ઘણા દિવસની વાત છતાં એ પત્રની ભાષા હજીપણ મારા મનમાં છે, આ વાત આપને નવાઇ જેવી લાગે; પરંતુ અત્યારે પણ એ હસ્તાક્ષર મારી આંખ આગળ તરવરી રહ્યા છે આ પત્ર નીચે મેં જેની સહી જોઇ તે સહી કરનાર માણસ પારસી સમાજનો પ્રખ્યાત માણસ હતો. મારા હૃદયમાં નિવારી ન શકાય તેવો લાભ પેદા થયો; મારા મનમાં આવ્યું કે મારી અવસ્થા એવી તો શોચનીય છે કે તેવી અવસ્થામાં આ છૂપી લીપી મને કંઇક લાભ આપી શકશે. એક સફેદ કાગળમાં એ ટુકડા મેં ચોડી દીધા, ત્યાર પછી હૉટલના એક માણસ પાસેથી ડિરેક્ટરી લઇ એ માણસનું સરનામું શોધી કાઢયું. બજાર ગેટ સ્ટ્રીટમાં તેનું ઘર હતું; ત્યાં જતાં મને અરધો કલાક લાગ્યો. ત્યાં આવી દરવાજે બેઠેલા દરવાનને તેના માલિક સાથે મેળાપ કરવાનું જણાવ્યું, પણ દરવાને જવાબ આપ્યો કે “ મારા શેઠ આ વખતે કોઈની સાથે મેળાપ કરતા નથી. ” મેં કહ્યું, “ જો તારા શેઠને કોઇ ભયંકર વિપત્તિમાંથી બચાવવા માગતો હોય તો તેને જઇ કહે કે તેણે થોડા કલાક પહેલાં જે પત્ર કોઈ એક ગૃહસ્થને લખેલો છે તેની અસલ પ્રત લઇ એક માણસ આવ્યો છે. ” મારી વાત સાંભળી દરવાન પોતાના શેઠને એ વાત જણાવવા ગયો, એક મિનિટમાં તેણે પાછા આવી મને જણાવ્યું કે, “ સાહેબ આપની સાથે મેળાપ કરવાને ખુશી છે. ” હું દરવાન સાથે તેના શેઠ પાસે જઈ પહોંચ્યો; તેના શેઠનું મ્હોં ફીકું પડી ગયું હતું, પરંતુ તેની બંને આંખો ચળકતી હતી ! મારે શું બોલવું તેનું મને ભાન રહ્યું નહિ. ”

પેલા યુવકે બમણો સંકોચી મને પૂછ્યું:—" તમેજ શું મારા પત્રના ટુકડા વીણી લાવ્યા છો ? " મેં માથું હલાવી હા પાડી અને ખીસામાંથી પેલો પત્ર બહાર કાઢી તેને બતાવ્યો, યુવકે કહ્યું:— " તમારો અભિપ્રાય જાણું છું, તે માટે તમે કેટલા રૂપીઆ માગો છો ? હું તમને સો રૂપીઆ આપવા તૈયાર છું. "

બીજાની છૂપી વાતો વહેંચી પૈસા મેળવવા જેવી નઠારી વાત મારા મન આજ સુધી આવી નહોતી; મારી ઇચ્છા હતી કે તેને કહું:—' હું આપના પત્રના ટુકડા વીણી લાવ્યો છું તેનું કારણ એટલુંજ છે કે તે બીજા માણસના હાથમાં જતાં કદાચ આપને કાંઇ વિપત્તિમાં લાવી મૂકે, તેથીજ તે આપને આપવા આવ્યો છું, હું ગરીબ છું, કાંઇક ઇનામ મળતાંજ આપનો આભા થઇશ—' પરંતુ એ વાત મ્હોંમાંથી બહાર નીકળીજ નહિ, યુવકના વચનોએ મારા મનમાં લોભ ઉત્પન્ન કર્યો, મેં કહ્યું:—" તેને બદલે હું બસો રૂપીઆ માગું છું. "

પેલા યુવકે એક કબાટનું ખાનું ઉઘાડી તેમાંથી દસ દસ રૂપીઆની વીસ નોટો મારા મુખપર ફેંકી કહ્યું:—" પત્ર રાખી આ નોટો લઇ અત્યારેને અત્યારે ચાલ્યા જાઓ. "

" નોટો લઈ હું બહાર આવ્યો. અપમાન, શરમ અને તિરસ્કારથી હું ગાંડા જેવો બની ગયો; મારા પગ નીચેની જમીન જાણે ઉંડી ઉતરી જતી હોય તેમ જણાયું. મેં નઠારૂં કર્મ કર્યું હતું તેમાં શક નહોતો, પરંતુ મેં તે સહજમાં કર્યું નહોતું, અને તે વખત મારૂં મન સંપૂર્ણ સ્વાભાવિક અવસ્થામાં નહોતું, મારી પ્રિયતમા ત્યારે મરણપથારી પર પડી હતી, તેને પેટમાં ભૂખથી ખાડા પડયા હતા, ડૉક્ટર બોલાવવા જેટલી શક્તિ પણ નહોતી, અને તેનો જીવન–દીપ ક્યારે હોલાશે તેનો નિશ્ચય નહોતો; મેં પાપ–પુણ્યનો વિચાર બાજુએ મૂકી ઘરે પ્રસ્થાન કર્યું. ઘેરથી જ્યારે બહાર ગયો હતો ત્યારે હું એક સદ્‌ગુણી પુરૂષ હતો, અને થોડાજ કલાકમાં પાછા વળતાં હું છેતરપિંડી કરનાર ચોર થઇને આવ્યો હતો. એક દુકાને કેટલીક નોટ વટાવી હું ઘેર આવ્યો; ત્યાં મારા બંને ભાઇઓ મારી રાહ જોતા બેઠા હતા; મને જોઇ તેઓ બહુજ રાજી થયા, અને મારો હાથ પકડી તેઓ પાસે બેસાડવા તૈયાર થયા. મેં તેઓને તેમ કરતા

અટકાવી કહ્યું:—"દૂર થાઓ, મને અડકશો નહિ, હું નીચ છું, અધમ છું, કલુષિત છું; હું ભારે છેતરામણી કરનાર છું, હું કોઇ પણ સજ્જન પુરૂષની છાયાનો સ્પર્શ કરવાને પણ યોગ્ય નથી.—તમે રૂપીઆ માગો છો, તો મેં રૂપીઆ આણ્યા છે, આ લો." મેં રૂમાલમાં બાંધેલા રૂપીઆ જોરથી જમીનપર અફાળ્યા."

"મારી પ્રિયતમા આશાથી પ્રફુલ્લ થઈ ધીમે અવાજે બોલી:— "રૂપિયા મળ્યા છે ? હવે મારે મરવું પડશે નહિ; આ વખતે મને લાગે છે કે હું બચીશ." પરંતુ મારા બંને ભાઇઓ મુંગા મુંગા મારા મુખ સામુ જોઈ રહ્યા; તેઓએ કદાચ એમ ધાર્યું હોય કે મેં એ પૈસા ચોરી કરી આણ્યા છે."

"હું તેનો મનનો ભાવ સમજી ગયો, મેં કહ્યું:—' ના, મેં આ પૈસા ચોરી કરી આણ્યા નથી; મેં એવા કોઇ ઉપાયથી આ લીધા નથી કે પોલિસ મને પકડી ફોજદારી કરી શકે; પરંતુ આત્મસંમાન વેચી મેં આ રૂપીઆ એકઠા કર્યા છે; તે મેળવતાં મારે મારી સજ્જનતા, સાધુતા અને મનુષ્યત્વનો ભોગ આપવો પડયો છે."

ત્યારપછી એક બે વખત આ દુષ્કર્મ માટે મારા મનમાં સંતાપ થયો હતો, પરંતુ મધના પ્રવાહમાં અને આનંદના સ્ત્રોતમાં તે કોણ જાણે કયાં તણાઇ ગયું ! અમારા ત્રણેના મનમાં વિચાર આવ્યો કે પૈસો મેળવવાનો માર્ગ જો આટલો બધો સહેલ છે તો પછી તે રસ્તે શા માટે ન જવું ? લોકો દુર્બળતાને વશ થઇ પાપાચરણ કરે છે, પાપ કરી તે છુપું રાખવા માગે છે; એ બધાં પાપની હું શોધ કરૂં છું, એ શોધને આધારે એ લોકોને બ્હીક બતાવી અમે પૈસા મેળવીએ તો તેમાં દોષ શું છે ? આ પ્રમાણે અમારા નવીન વેપારની શરૂઆત થઇ."

## પ્રકરણ ૧૯ મું



### નવો વેપાર

લાંબુ ભાષણ કર્યા પછી જમશેદજી થોડીવાર થોભ્યો; ત્યાર પછી તે પાછો બોલવા લાગ્યો:—" મેં આપને અત્યાર સુધી જે હકીકત કહી તે પરથી એક રોમાંચકર નવલકથા રચાઇ શકે પણ એમાંનો અક્ષરેઅક્ષર જુઠો ન માનતા; અલબત્ત વાત એવી તો આ-

આશ્ચર્યજનક છે કે તે ખોટી માનતાં મુશ્કેલી નડે તેમ નથી, પરંતુ તે બધી સત્ય છે, જે રાતે હું મારાં જીવનમાં સહુ પહેલાં અસત્ ઉપાયે પૈસા મેળવી ઘેર આવ્યો તેજ રાતે મેં મનમાં પ્રતિજ્ઞા કરી કે હવેથી આત્મસંમાન, ધર્મ, પરોપકાર અને મનુષ્ય તરફનું કર્તવ્ય પાલનને તિલાંજલિ આપી કેવળ સ્વાર્થસિદ્ધિ માટેજ ગળાંસુધી ડૂબી પાપાચરણમાં પ્રવૃત્ત થઇશ, ત્યારપછી ગયાં પચીસ વર્ષથી અમે ત્રણે ભાઇઓ અમારા સંકલ્પ મુજબ કામ કરતા આવ્યા છીએ. પેસ્તનજી સહેબ, આપ જાણો છો કે કોઇ કોઇ કેરીમાં કીડા ઉત્પન્ન થાય છે; પાકી કેરી જોઇ તેની સુગંધથી મન પ્રફુલ્લ થાય છે. પણ તેને કાપતાંજ તેની અંદર કૃમિ જેવાં નાનાં નાનાં જીવડાં કલબલ કરે છે; માનવસમાજ પણ એવી કેરી જેવો છે. તેમાં પણ આપણી જાતિ વિશે આપણે કહી શકીએ કે તે એક આબરૂદાર જાતિ છે; આપણી જાતિમાં લાખોપતિને કરોડપતિનો તોટો નથી, કેળવાયલાં માણસોનો તોટો નથી, સમાજ સુધારકોનો તોટો નથી; વિલાસ, વૈભવ ચારે તરફ ફેલાયાં છે. બહાર સેંકડો ધારાથી શાન્તિને આનંદનો ઝરો વહે છે; પરંતુ માણસોની આંખોની અંતરાળે આપણીજ જાતિમાં કેટલાંય પૈશાચિક કામો કેટલાંય બીભત્સ નારકીય અભિનય થાય છે તેની ખોળ કોણ રાખે છે? જો કોઇ માણસ કોઇ વિશેષ શક્તિની સહાયતાથી આપણી જાતિનાં આ બધાં કામોની શોધ કરે, અને એ બધાં રહસ્યો જાણી જાય, તો તે માણસમાં કેટલી બધી સત્તા આવે તે સમજી લો. તેની પ્રત્યેક આજ્ઞા મુજબ જાતિના મોટા મનાતા આબરૂદાર ગૃહસ્થો વરતે, દુર્નીતિપરાયણ લાખોપતિઓ તેની પ્રસન્નતા મેળવવા નિમિત્ત તેને જોઇએ તેટલા રૂપીઆ આપવાને આનાકાની ન કરે. મેં પ્રતિજ્ઞા કરી હતી કે હું એ અપ્રતિહત શક્તિ મેળવીશ; ઇશ્વરને ખુશી ન કરી શકું તો શયતાનની સહાયતાથી જીવનનું વ્રત સફળ કરીશ."

"ત્યારપછી કામ શરૂ કર્યું; સહેલી ભાષામાં કહું તો મેં પાપીઓનાં પાપનો કર ઉઘરાવવા માંડયો. ધનાઢ્ય યુવકો જુદાં જુદાં પ્રલોભનોને વશ થઇ કેવાં કેવાં કામો કરે છે, તે મેં કોઇપણ ઉપાયથી જાણવું શરૂ કર્યું; ત્યારપછી સગવડ મળતાં તેઓને અનેક પ્રકારની બીક બતાવી લાંચ લેવા માંડી. મેં આ નવો ધંધો કર્યો નથી; આ મુંબઈ શહેરમાં એવા ઘણા માણસોને ઓળખું છું કે

તેઓએ પોતાનો નિર્વાહ આ ધંધા વડેજ ચલાવ્યો છે; અને હજુ ચલાવે છે; અને મારા ઓળખીતા એક માણસે આ ઉપાયથી ચાર પાંચ વરસમાં વીસ–પચીસ હજાર રૂપીઆ મેળવ્યા છે. તે માણસ ટપાલમાં ટપાલિયાનું કામ કરતો; તે ઘણાં આબરૂદાર કુટુંબનાં માણસોના પત્રો ફોડતો અને તેમાંથી કેટલીય છૂપી વાતો જાણી કોઈ વખતે ભય બતાવી તો કોઇ વખતે બીજાં માણસોને એ વાત કહી ઘણા પૈસા મેળવતો. અમારા ધંધામાં પડનારનો પોલિસ એ મોટો શત્રુ છે, માટે સહુ પહેલાં તેનાં મુખબંધ કરવાં પડે છે. આ વેપારમાં ચેતતા રહેવાની બહુ જરૂર છે.

“ આપણા દેશમાં આ નવો ધંધો છે; અંગ્રેજો આ બાબતમાં અમારા ગુરૂ છે. ઈંગ્લાંડમાં સેંકડો માણસો આવો ધંધો કરી નિર્વાહ ચલાવે છે, વળી એવા પણ માણસો હોય છે કે જેઓ પૈસા વડે લોકોનાં કલંકની વાતો વેચે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ આ ધંધો થોડો ચાલતો નથી; જેઓ આ ધંધો ચલાવે છે, તેઓથી ન્યુયૉર્ક, બોસ્ટન વગેરે નગરના કોટયાધિપતિઓ પોલિસ કરતાં પણ વધૂ ડરે છે. આ ધંધો બીજા ધંધાની માફક એકલે હાથે થતો નથી; એ માટે મેં મારા ભાઇઓ લલ્લુભાઇ અને વકીલ બમનજીને મેં સહયોગી રૂપે ગ્રહણ કર્યા છે. સમાજમાં રહેનારને ડૉકટર તથા વકીલ સિવાય કદી ચાલતું નથી; તેઓ આબરૂદાર કુટુંબોના છૂપાં રહસ્યો જેટલાં જાણે છે તેટલાં બીજું કોઇ જાણતું નથી. હું આ ટોળીનો સરદાર છું; પરંતુ સરદાર છું માટે હું ગુપચુપ બેઠો નથી- મારા ઉપર બીજાને સંદેહ ન જાય માટે મેં પણ આ દાસાશ્રયનો ધંધો હાથમાં લીધો છે, મારો આ ધંધો લોકોની આંખમાં ધૂળ નાખવા પૂરતો છે; આ દાસાશ્રયનું કામ બહુજ સારી રીતે ચાલે છે, ઘર બહાર જેઓ અતિ સુખી જણાતા હોય તેવા લોકોનાં ઘરની હકીકત જાણીએ તો જણાય કે તેઓ ખરેખર બહુજ દુઃખી છે, એના જેવાં દુઃખી માણસો જગતમાં થોડાંજ છે. આપણામાં જેઓ મોટા માણસો છે તેઓને ચાકર–ચાકરડીઓ પૂરા પાડવાનું મેં માથે લીધું છે; મારાં આપેલાં ચાકર–ચાકરડીઓ ઘરની બધી વાતો જાણી લે છે; આથી મોટા લોકોનું કંઈપણ કામ મારાથી છૂપું રહેતું નથી, એટલુંજ નહિ પણ જો કોઇ સત્રે શયનગૃહમાં બારીબારણાં

બંધ કરી પોતાની બીને કંઈ છૂપી વાત કરે તો તે પણ બીજે દિવસે મારી પાસે આવે છે, ”

પેસ્તનજી જમશેદજીની વાત સાંભળી હસ્યો. જમશેદજીએ તે તરફ નજર કરી કહ્યું, “ મને લાગે છે કે આપને મારી વાત ખરી લાગતી નથી, પરંતુ મારી એકપણ વાત ખોટી નથી, મેં પ્રથમથીજ કહ્યું છે કે મારા હાથમાં અસાધારણ શકિત છે. પચીસ વર્ષના પ્રયત્ન પછી મેં એ શકિત એકઠી કરી છે; અત્યારે તેનો ફળ-ભોગ કરવાનો સમય આવ્યો છે. પોલીસ છૂપી વાતો જાણવાને છૂપી પોલિસનાં માણસોને દર વરસે કેટલાય રૂપીઆ આપે છે; પરંતુ મારાં માણસો છુપી પોલિસનાં માણસો કરતાં વધુ કામનાં છે, છતાં તેને હાથમાં રાખવા માટે મારે જરાપણ પૈસો ખરચવો પડતો નથી. દરરોજ લગભગ બસો દાસ-દાસીઓ મારી ઑફિસમાં આવજા કરે છે; આ અવસ્થામાં હું તેની પાસેથી કેટલી છુપી વાતો કઢાવી શકું, તેનો ખ્યાલ કરો.

“ આપ એમ ન જાણશો કે મારા તાબાનાં બધાં માણસો આ વાત જાણે છે; હું શી મતલબથી તેની સાથે વાત કરૂં છું, તે તેઓ સમજી શકતાં નથી, છતાં મારૂં કામ પાર પડે છે. કાર્ય સાધવાને આ શક્તિને હું મારી પ્રતિભા માનું છું. કોઇપણ છુપી વાતની શંકા પડતાંજ હું એ બધી વાત જાણી શકું છું. અત્યારે આ વેપારમાંથી અમારામાંના દરેકને ત્રીશથી ચાળીસ હજારની આવક થાય છે. ” .

અરદેશર બેઠો બેઠો આ બધી વાત સાંભળતો હતો; એ યુવાન પાપ અને કુકર્મની વાતોથી તદન અજાણ્યો હતો; આ બધી શયતાની વાતો સાંભળી ભયથી તેનું મ્હોં ફીકું પડી ગયું; તે ચિન્તામાં અધીર થઇ ઉઠયો.

જમશેદજી બોલવા લાગ્યોઃ—“ અત્યારસુધી અમે સાવચેતી રાખી કામ કરતા આવ્યા છીએ; સહજ વાતમાં અમે પકડાઇ જઇએ એવી શંકાપણ નથી. પરંતુ ખરી વાત કહેવીજ પડે છે કે આ ધંધામાં જોડાતાં દરક્ષણે એવી દુર્ભાવના દૂર થતી નથી. અત્યારે અમે વૃદ્ધ થયા છીએ, તેથી એવી દુર્ભાવનાનો સમય મટાડવાને અમને બહુજ આગ્રહ થયો છે; તે માટે મને વિચાર થયો છે કે

આ વિષજ્જનક ધંધો તજી એવું કંઇ કરવું કે જેથી બાકીની જિંદગી મજાથી ગાળી શકાય. આ નવીન સંકલ્પ સાધવામાં આપને અમને સહાયતા કરવી પડશે."

પેસ્તનજીએ કહ્યું:-" પરંતુ મારે આપને કેવી રીતે મદદ આપવાની છે તે હજુ હું સમજ્યો નથી; તોપણ મારાપર વધુ આધાર નાખશો નહિ."

જમશેદજીએ કહ્યું:-" હું એક નવી લિમિટેડ કંપની કાઢવા માગું છું: આપને એ કંપનીના અધ્યક્ષ થવું પડશે. આબરૂદાર સમાજમાં હું બહુ જાણીતો નથી. ડૉકટર લલ્લુભાઇ અથવા વકીલ બમનજી એ કંપનીના આગેવાન થાય તો લોકો કંપનીપર બરાબર વિશ્વાસ રાખી શકે એમ મને લાગતું નથી; તોપણ તેઓ આપણાં ટોળાંમાં રહી પોતપોતાની શકિત મુજબ આપણને મદદ કરશે."

પેસ્તનજીએ કહ્યું:-" પરંતુ મારૂં નામ જોઇ લોકો વિશ્વાસ પૂર્વક કંપનીના શેર લેશે એમ કેમ જાણ્યું ? આપ શી બાબતની કંપની કાઢવા માગો છો ?"

જમશેદજીએ કહ્યું:-" એ વિશે પછી કહીશ, પ્રથમ પેલા સવાલનો જવાબ આપું; લોકો આપનું નામ જોઇ આપણી કંપનીના શેર લેશેજ તેમાં કંઇપણ શક નથી, આપ આબરૂદાર છો, અને સાધારણ પ્રજાના જાણીતા છો; આપ એક કંપનીના અધ્યક્ષ થતાંજ લોકો સમજશે કે આ કંપનીના શેર અનાયાસે વેચાઇ જશે: તે માટેજ મોટી મોટી કંપનીઓના ડિરેકટરો તરીકે આબરૂદાર માણસોને ઘણા રૂપીઆ પગાર તરીકે આપવામાં આવે છે. આપનાપર ઘણું દેણું છે એ હું જાણું છું, માટે સાધારણ પ્રજામાં વિશ્વાસ લાવવા ખતર પ્રથમ એ દેણું વાળવું જોઈએ; એથી લોકોને આપનાપર વિશ્વાસ આવશે. ત્યારપછી માણસો જ્યારે સાંભળશે કે પ્રખ્યાત કરોડપતિ મેતા સાહેબની દીકરી સાથે આપનું લગ્ન થવાનું છે, ત્યારે આપનું માન દસગણું વધી જશે, આપ અધ્યક્ષની પદવીને યોગ્ય નથી એમ કોઈ માનશેજ નહિ. કેટલાક પૈસા એકઠા કરી આપણે બ્રહ્મદેશમાં ઝવેરાતની દુકાન ખોલશું, એજ મારી ઇચ્છા છે."

પેસ્તનજીએ કહ્યું:-" કયાં મુંબઇને ક્યાં બ્રહ્મદેશ ! આપ કેવી

તે વેપાર ચલાવશો તે હું સમજી શકતો નથી; આનું પરિણામ શું શું આવશે ?"

જમશેદજીએ કહ્યું:–" આપણે કંઇ ધંધો કરવો નથી, પણ પારનું નાટક માત્ર કરવું છે; માટે ઉદ્દેશ ગમે તેટલો દૂર હોય. ઝવેરાત કેવી રીતે મળશે વગેરે વિચારોની કશી જરૂર નથી. આપણે જેટલા શેર કાઢીએ તેટલા વેચાઈ જાય એટલે તમે ઑફિસ બંધ કરી દેજો; ત્યારબાદ કંપનીના ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે."

પેસ્તનજીએ ગુસ્સાભેર કહ્યું:–" આપ શું મને આપનું હથિયાર બનાવવા માગો છો ? આપ શું જાણતા નથી કે લોકોને આવી રીતે ઠગવાથી મારે ફોજદારીમાં પડવું પડશે ? કેદખાનાં સિવાય મારો શી રીતે છુટકો થશે ?"

જમશેદજીએ કહ્યું:–" આપે વિશ્વાસ રાખવો જોઇએ કે જેઓ આટલે બધે આવ્યા છે તેઓએ પોલિસની આંખમાં ધૂળ નાખવાની બાજી પણ રચી હશે. કાયદાની બારીકીમાંથી છૂટ્યા સિવાય અયોગ્ય રીતે ધનવાન થવાતું નથી."

ડૉકટર લલ્લુભાઈ અત્યારસુધી મુંગા બેઠા બેઠા આ બધી વાત સાંભળતા હતા, તેણે પેસ્તનજીને કહ્યું:—" આપ બરાબર સમજ્યા નથી. આપણે જે કંપની કાઢશું, તેના શેર બનતાં સુધી જમશેદજી સાહેબના અસીલોજ લે એવી ગોઠવણ કરવામાં આવશે; તે સિવાય બીજાં માણસો શેર લેવા ન આવે તેવો બંદોબસ્ત કરવો પડશે. જ્યારે આ કંપનીનું વિજ્ઞપ્તિપત્ર બહાર પડે ત્યારે આ બધી વાત સમજાશે. આ જાળ સંકેલતી વખતે જમશેદજી તેના અસીલોને કહેશે કે, " કંપની ભાંગી પડી છે, માટે તમારા શેરના પૈસા પાછા મળવાની સંભાવના નથી; અમને છૂટા કરો." જમશેદજીના કોઈપણ અસીલમાં એટલી શક્તિ નથી કે મૂળ ધન ગયું જાણી કોર્ટે ચઢવાની ઇચ્છા બતાવે."

પેસ્તનજીએ જમશેદજીને પૂછ્યું:–" શું આ ખરૂં છે ? આપના અસીલો આ પ્રમાણે નુકસાનીમાં ઉતરતાં છતાં કાંઈ પણ પગલાં લે નહિ ભરે ?"

જમશેદજીએ એનો કાંઇ પણ જવાબ ન આપતાં કબાટમાંથી એક ચોપડો કાઢી ટેબલપર મૂક્યો, ચોપડો ઉઘાડી તેણે કહ્યું:—

" હું આપની આગળ એક પછી એક એમ આઠીમો માણુસોનાં નામ વાંચુ છું; તેઓમાંના દરેક ઓછામાં ઓછા પાંચહજાર રૂપીઆના શેર લેશે. પહેલું નામ, મિ. બી,—તે એક ઇજનેર છે; એ જબરદસ્ત પુલ બાંધતાં તેણે હજારો રૂપીઆની ચોરી કરી છે, તેની અચુક સાબીતિ મારી પાસે છે. આ રીતે તેણે બે ત્રણ લાખ રૂપીઆ મેળવ્યા છે. (૨) મિ. એફ.–તે વેપારી છે; ગયે વખતે તેણે દિવાળું કાઢયું હતું, ત્યારે કોર્ટનો આશ્રય લેવા માટે તેણે કેવી છેતરપિંડી કરી હતી, તેનાં પ્રમાણ મારા હાથમાં આવ્યાં છે આ રીતે તેણે અઢીલાખ રૂપીઆ બચાવ્યા છે. (૩) શ્રીમતી એચ,—વિવાહ થયા પહેલાં તે ગર્ભવતી થઈ હતી; જરૂર પડતાં એ વાત હું સાબીત કરી શકું તેમ છું, અત્યારે તે મોટા જમીનદારની સ્ત્રી છે; એ જમીનદારની વાર્ષિક આવક દોઢલાખ રૂપીઆથી ઓછી નથી, (૪) મી. આર,—તે એક 'લીમીટેડ' કંપનીના ટ્રેઝરર છે; તેણે અત્યારસૂધીમાં કેટલા રૂપીઆ ખાધા છે તે મારાથી અજાણ્યું નથી, અને મારી ઇચ્છા હોય તો અત્યારેજ પકડાવી શકું છું. "

આટલાં નામ વંચાયા પછી પેસ્તનજીએ કહ્યું:—" હવે વધુ નામો વાંચી વખત ગુમાવવાની જરૂર નથી. હું સમજી ગયો છું કે આપની શક્તિ અસાધારણ છે; પોલિસ સહેજ વાતમાં આપને કશું કરી શકશે નહિ; હું આપના ઠરાવને સંમતિ આપું છું; હાલ તરતમાં શું કરવાનું છે તે કહો.

જમશેદજીએ કહ્યું:—" આપણે જે કંપની ઉભી કરવાના છીએ, તેના નિયમો અને વિજ્ઞપ્તિ પત્ર ઘડવાનું કામ સહુ પહેલાં કરવાની જરૂર છે. આપ મારા મિત્ર વકીલ બમનજીની સાથે મળી આજેજ તેનો એક મુસદ્દો ઘડી કાઢો. અત્યારે મારે અરદેશર સાથે કેટલુંક કામ છે; આપ બંને બીજા ઓરડામાં જઈ એ કામ કરશો તો સરળતા થશે. "

જમશેદજીની વાત સાંભળી પેસ્તનજી અને બમનજી પાસેના ઓરડામાં ગયા. કેવળ ડૉક્ટર ત્યાં બેઠા રહ્યા, તેણે ઉઠી બારણું વાસ્યાં એટલે જમશેદજીએ અરદેશરને કહ્યું:—" અરદેશર, તેં અમારી બધી વાત સાંભળી કે ? "

અરદેશરે કહ્યું:—" મને લાગે છે કે આ કઠણ કાર્યમાં સફળ

થવાને માટે ભારી પણ આપને જરૂર છે. હું પેસ્તનજી સાહેબની માફક ધનવાન નથી, પરંતુ આપ મારામાં તેના જેટલોજ વિશ્વાસ રાખજો; કહો, મારે કયું કામ કરવાનું છે ?"

જમશેદજીએ ગંભીર ભાવે કહ્યું:—"તને જે જવાબદારીવાળું કામ સોંપવાનો છું, તે સહેલું નથી; પેસ્તનજીને મેં જે કામ સોંપ્યું છે તે કરતાં પણ તે કામ કઠણ છે અને તેમાં વિપત્તિની સંભાવના પણ વધુ છે; આથી સ્વાભાવિક છે કે તે પાર પડયે તેના કરતાં લાભ પણ વધુ થવાનો. હું તને યોગ્ય ઇનામ આપીશ, એ બાબત મેં તને વચન આપ્યું છે; સુવિખ્યાત ધનપતિ માણેકજી ફરામજીની દીકરી નાથુરાબાઈ સાથે તારો વિવાહ કરવાનું નક્કી કર્યું છે, હાલમાં તો તારે માટે એટલો લોભજ બસ છે."

અરદેશરે કહ્યું:—"આપની મારાપર બહુ દયા છે, મને આશા છે કે આપના ઉપદેશ મુજબ ચાલતાં હું કશી હરકત વિના કામ પાર પાડી શકીશ પરંતુ કામનું નામ શું છે તે જાણવાની ઇચ્છા છે."

જમશેદજીએ કહ્યું:—"તે માટે તારે અસીમ સાહસ અને શક્તિ બતાવવી પડશે કેવળ એટલુંજ નહિ. પણ તારી વર્તમાન હયાતી પણ ગુમ કરવી પડશે; તારે એક બીજો માણસ બનવું પડશે; તેનું નામ તારે લેવું પડશે, તેનો આચાર વ્યવહાર અને દોષ ગુણ સમસ્ત સ્વીકારવું પડશે હંમેશાં તારે યાદ રાખવું પડશે કે તું અરદેશર નથી, એક બીજોજ માણસ છે એમ કરી શકશે ?"

અરદેશર મહાઉલ્લાસથી બોલ્યો:—"આ બાબતમાં આપે સંદેહજ ન કરવો."

જમશેદજીએ આનંદથી કહ્યું:—"ભાઇ, જે ઉચ્ચ આકાંક્ષાએ તારા હૃદયને પ્રકાશિત બનાવી મૂક્યું છે, તેજ આકાંક્ષા તને સિદ્ધિના માર્ગમાં લઈ જશે, અને સુવર્ણમંડિત સિંહાસને બેસાડશે.

ડૉકટરે માથું હલાવી ગંભીર અવાજે કહ્યું:—"હા, સાચી વાત છે."

બરાબર તેજ વખતે બારણાપર કોઇએ હાથ ઠોક્યો. જમશેદજીએ બારણું ઉઘાડયું, એક દરવાને આવી તેના હાથમાં બે પત્રો મૂક્યા.

જમશેદજીએ એક પત્ર ઉઘાડી વાંચ્યો. પત્રમાં નીચે મુજબ લખ્યું હતું:—

"સાહેબ, આપ નિશ્ચિંત થજો; જહાંગીરજીએ કાલે પાંચ બીલો માણેકજી ફરામજીને નામે ખોટાં કર્યાં છે; બીલો મારી પાસેજ છે; આપનો અભિપ્રાય જણાવશો— એજ

લી. બાપુભાઈ મોતીવાળા.

બીજો કાગળ ઉઘાડી જમશેદજીએ વાંચ્યો:—

"વ્હાલા સાહેબ, મેતા સાહેબની કન્યા કર્ણેલિયા સાથે દીનશા કાવસજી દસ્તુર સાહેબનો વિવાહ તૂટ્યો છે. કર્ણેલિયા અતિશય માંદી છે, ડાકટરો કહે છે કે તેના જીવવાની આશા બહુ થોડી છે. એજ

તાબેદાર સેવક એજનજી

જમશેદજીના હાથમાંથી કાગળ ખસી પડ્યો, તેનુ મુખ સુકાઇ ગયું; તે ઉંચે જોઈ હતાશ ભાવે બોલ્યો:—"બધું તરકટ તૂટી પડવા આવ્યું, છોકરી નહિ બચે તો આ બધું નકામું છે." તે ચિંતાતુર થઇ ઓરડામાં ફેરા ફરવા લાગ્યો; ત્યારપછી એકાએક અટકી તેણે કહ્યું:—"દસ્તુર સાથેનો સંબંધ તૂટ્યો ત્યારથી તે માંદી પડી છે; પરંતુ આપણે જાણીએ છીએ કે કર્ણેલિયાની મરજી દસ્તુર સાથે વિવાહ કરવાની નહોતી, તે બીજાને ચાહે છે; માટે આ સંબંધ તૂટ્યો તે તેની પીડાનું કારણ નથી. આમાં નક્કી કાંઇક રહસ્ય છે. એ રહસ્ય આપણે જાણવું જોઇએ; કેવળ અનુમાનપર આધાર રાખી આપણે કોઇપણ કાર્યમાં હાથ દઇ શકશું નહિ, એમ કરતાં આપણને ઉપકાર કરતાં અપકાર થવાનો વધુ સંભવ છે."

ડોકટરે કહ્યું:—"હું એક વખત મેતા સાહેબને બંગલે જાઉં?"

જમશેદજીએ કહ્યું:—"હા. હા, ગાડી તૈયાર છે."

ડોકટર ઉઠ્યા, તેને જતા જોઇ જમશેદજીએ કહ્યું:—"રહો, તમારે જવાની જરૂર નથી. મને લાગે છે કે આપણા તરકટનો એકાદ ભાગ તૂટી પડ્યો છે, મેતા સાહેબ અને તેની સ્ત્રીએ કદાચ આપસ આપસમાં પોતપોતાની છુપી વાતો જણાવી દીધી હોય. અને તે વાત સાંભળતાં કર્ણેલિયાને જબરો આઘાત થયો હોય એ સંભવિત છે, આ બાબતમાં આપણે એજનજી પર આધાર રાખવાનો છે." ત્યારપછી જમશેદજીએ ડોકટરને એક ખુણામાં લઇ જઈ તેના કાનમાં છુપી રીતે કહ્યું:—"હું હવે જાઉં છું. અરદેશરે આપણી કેટલીક છુપી વાતો સાંભળી છે, તેના પર બરાબર નજર રાખજો.

આજ રાતે તમારા ઘરમાંજ તેને અટકાવી રાખજો. બહાર જવા દેશો નહિ; છતાં તેનાપર આપણો અવિશ્વાસ છે એવો ઇસારો પણ જણાવા દેશો નહિ. ”

એ બાબતમાં આપણે જરાપણ ચિંતા રાખવાની નથી, “ એમ કહી અરદેશર સાથે ડૉકટર દાસાશ્રય છોડી આગળ ચાલ્યો, જમશેદજી, પેસ્તનજી અને બમનજીનાં કામથી જાણીતા થવા તેના ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૧૯ મું

---

### પ્રેમનો પ્રતિદ્વંદ્વી

દીનશા કાવસજી દસ્તુર મેવા સાહેબને બંગલેથી કર્નેલિયાની રજા લઈ રાજમાર્ગ પર આવ્યા. તેની ગાડી તેની પાછળ પાછળ ચાલવા લાગી, પરંતુ તેનાપર ન ચઢતાં કોચમેનને ગાડી લઈ જવાનું કહી પોતે પગપાળે જવા લાગ્યા.

તેના હૃદયમાં, ખળભળાટ મચી રહ્યો હતો, તેની સ્વાભાવિક ધીરજ જતી રહી હતી; તેનું મુખ ઉતરી ગયું હતું; રસ્તે ચાલતા ચાલતા બેચાર ઓળખીતા માણસોએ તેને સલામ કરી, પરંતુ તેણે તેના સામું પણ જોયું નહિ; તેઓ નવાઇ પામ્યા. કોઇએ કદી તેને આમ સુનકાર થઇ ગયેલા જોયા નહોતા; એટલુંજ નહિ પણ કોઇએ તેને પગપાળા ચાલતા જોયા પણ નહોતા.

દસ્તુર સાહેબ વિચારવા લાગ્યા, “ સંસારમાં સુખનાં સ્વપ્નો આ રીતે જૂઠાં પડે છે; એક બાલિકાનાં મુખનાં સામું જોઈ મેં આકાશમાં સુખનો મહેલ બાંધ્યો હતો, અદૃષ્ટના ફુંકારા સાથે એક ક્ષણમાં તે ચૂર્ણ થઇ ગયો; એક બાલિકાની વેદનાથી વ્યાકૂળ થયેલી બે આંખોએ મારાં જીવનનો સંકલ્પ વ્યર્થ કર્યો. ”

દીનશા દસ્તુર કર્નેલિયાને અંતઃકરણપૂર્વક ચાહતા હતા, આ સ્નેહ અથવા પ્રેમ નવયૌવનનો ઉન્મત્ત અંધ ઉછાળો નહોતો; તેમાં મોહ અથવા મેલાપ ભળેલી નહોતી. કર્નેલિયાને તે ચાહતા હતા ખરા પણ કેટલી ચાહતા હતા તે પહેલા કદી અનુભવી શક્યા નહતા, જે દિવસથી કર્નેલિયા રૂપી રત્ન તેમના ભાગ્યમાંથી સરકને

મારે વિલુપ્ત થયું, તે દિવસથી કર્ણેલિયા તરફના ખરા પ્રેમનું દર્શન થયું; તે દિવસથી કર્ણેલિયા તેની નિકટ હજારગણી સુંદરી જણાવા લાગી, પોતે દીનશા કાવસજી દસ્તુર, પૈસો, ગૌરવ, આબરૂ અને કુલિનતામાં સમાજની ટોચે ઉભેલા; રૂપમાં કાર્તિકસ્વામી સરખા, ગુણમાં અતુલનીય; એવો માણસ ઇચ્છા કરે તો પારસી સમાજની કોઇપણ કુમારી સાથે લગ્ન કરી તેને કૃતાર્થ કરી શકે,—પરંતુ આજે તે એક બાલિકા આગળ પાછો પડયો ! ક્ષોભથી, દુઃખથી તેનું હૃદય ધડકવા લાગ્યું, તેના સમસ્ત શરીરનું લોહી ચણચણ કરતું તેના હૃદયમાં પ્રવેશ કરવા લાગ્યું.

તેણે નિસાસો નાખી બબડવું શરૂ કર્યું, "સંસારક્ષેત્રમાં કર્ણેલિયા મારે લાયક સંગિની થઈ શકત, એવી બુદ્ધિમતી, એવી મધુર સ્વભાવની, એવી ફુલ જેવી પવિત્ર હૃદયવાળી, સુરસુંદરી સમાન સૌંદર્યવાળી સુંદરી હું કયાંથી મેળવીશ ? મેં ઘણી યુવતીઓ જોઇ છે, તેની સાથે વાતચીત પણ કરી છે; તેઓમાંની અનેક સુંદરી છે, પ્રેમમયી છે, તેમાં કશો શક નથી; પરંતુ દાગીના, પોશાક અને વિલાસ લાલસાથી તે ઉન્મત્ત થઇ ગયેલી છે; કર્ણેલિયાની સાથે તેઓની સરખામણી થઈ શકે નહિ, કર્ણેલિયાને કેવી શ્રદ્ધા છે ! મારાપર વિશ્વાસ રાખી તેણે પોતાનું દુઃખ કહી નાંખ્યું. હવે એ કર્ણેલિયા તો મારા માટે દુર્મિલ થઇ પડી છે, હવે મેં નિશ્ચય કર્યો છે કે આ જીવનમાં હું કદી પણ કોઇ સાથે વિવાહ કરીશ નહિ,—આટલે દિવસે મને લાગે છે કે મારૂં જીવન વ્યર્થ ગયું ! "

દસ્તુર સાહેબ ફરતા ફરતા કલબમાં આવ્યા; તેનું મુખ જોઇ બધાં નવાઇ પામ્યાં; પરંતુ કોઇ તેનું કારણ પૂછી શકયું નહિ. તેણે ત્યાં સંબંધ તોડવા બાબતનો મેતા સાહેબ પર પત્ર લખ્યો; ત્યારપછી બીજાપણ બેત્રણ પત્રો લખ્યા, પણ તેમાંના કોઇપણ તેને સારા લાગ્યા નહિ. તે બધા તેણે ફાડી નાખી ઘણો વિચાર કર્યા પછી તેણે એક બીજો પત્ર લખ્યો, તે એક નોકરના હાથમાં આપી તેને મેતા સાહેબને આપી આવવાનું કહ્યું.

મોડી રાતે ઘેર આવી પથારીમાં સુઈ ઉંઘવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ઉંઘ ન આવી; કર્ણેલિયાનું સુંદર મુખડું તેના મનમાં આવવા લાગ્યું. સુતાં સુતાં તે વિચારવા લાગ્યો કે કર્ણેલિયાનો

પ્રિયપાત્ર માણસ કયો હશે ? એનામાં કયો એવો ગુણ છે કે કર્ણેલિયા પૃથ્વી પરનાં બધાં સુખનો ત્યાગ કરી, સમાજનાં બધાં બંધનો તોડી, તે ગરીબ મજુર સાથે વિવાહ કરવાને વ્યાકૂળ થઇ રહી છે? પરંતુ તેણે ક્ષણ પણ કર્ણેલિયાની બુદ્ધિનો દોષ કાઢયો નહિ, તેને ખાતરી હતી કે કર્ણેલિયા કદી પણ અયોગ્ય પાત્રને પોતાનો પ્રેમ સોંપે નહિ; ગરીબ માણસ કંઈ દુર્ગુણી હોતો નથી. પરંતુ કર્ણેલિયાના આ પ્રેમ માર્ગમાં જે હજારો અડચણો મુખ ફાડી ઉભી હતી, તે તે સમજતા હતા. તે સમજી ગયા કે સંસારમાં એ નિરાશ્રિત દરિદ્ર યુવક હજારોવાર હાર પામશે; તેને નિરંતર ભગ્નોદ્યમ, વ્યથિત અને ક્ષતવિક્ષત થવું પડશે; પરંતુ એવી દશા તેની એકલાની નહિ થાય, કર્ણેલિયાને પણ એવુંજ દુઃખ વેઠવું પડશે. થોડીવાર વિચાર કર્યા પછી તે દઢસ્વરે બબડયા; " એ યુવક કોણ છે, કેવો છે, તે માટે સારી રીતે તપાસવું પડશે; જોતે કર્ણેલિયાની સાથે વિવાહ કરવાને લાયક હશે તો હું તેને મારી શક્તિ મુજબ તેને મદદ આપીશ; પરંતુ જો તે કર્ણેલિયાને યોગ્ય ન હોય તો મારૂં કર્તવ્ય છે કે એ બાબત કર્ણેલિયાને સલાહ આપવી. "

દસ્તુર સાહેબે બીજે દિવસે સવારેજ નવરોજીને મળવાનો નિશ્ચય કર્યો. કર્ણેલિયા મારફતે તેણે જાણ્યું હતું કે તે એક ચિતારો છે, એટલે શા બહાને મળવું તે નક્કી કરવાનું કામ કઠણ નહોતું.

બીજે દિવસે ત્રણેક વાગ્યાને સુમારે એક સુંદર ગાડીમાં બેસી તે નવરોજીને મળવા ચાલ્યા. ગાડી નવરોજીનાં મકાન પાસે આવી પહોંચી. આપણે પહેલાં જે દાસી વિષે કહી ગયા છીએ તે બારણાં આગળ આવી ભપકાદાર ગાડી ઉભેલી જોઈ સ્તબ્ધ બની ગઇ ! તેણે વિચાર્યું કે કદાચ કોઇ શેઠ ભૂલા પડયા હશે; કારણ કે આવી ગાડીમાં બેસતા કોઇ પણ ગ્રહસ્થ કદી પણ આ મકાનમાં આવ્યા નથી; પરંતુ દસ્તુર સાહેબે તેનો સંદેહ તરતજ દૂર કર્યો; તેણે દાસીને નવરોજીનું ઠેકાણું પૂછતાંજ દાસીએ સીડી બતાવી દીધી.

દસ્તુર સાહેબ પગથિયાં ચઢી બીજે માળ ચઢયા, ત્યાં એક ઓરડામાંથી એક યુવક પગથી આળાં સુધી ઝભ્ભો પહેરી પાણીથી ભરેલી ડોલ લઇ બીજા ઓરડામાં જતો હતો, તેને દસ્તુર સાહેબે પૂછયું:—" નવરોજી કોનું નામ ? "

ડોલ નીચે મૂકી નવરોજીએ કહ્યું:–" મારૂં નામ. " નવરોજી ચકિતની માફક દસ્તુર સાહેબ સામું જોઇ રહ્યો; પોતાના ઘરમાં આવા ગૃહસ્થ માણસનું અકસ્માત આવવું શાથી થયું હશે તે તે નક્કી કરી શકયો નહિ.

દસ્તુર સાહેબે નવરોજીને કહ્યું:–" એક ખાસ કામ સબબ તમારી પાસે આવ્યો છું. "

નવરોજી દસ્તુર સાહેબને પોતાની સ્ટુડીઓમાં લઈ ગયો, ત્યાં એક ખુરશીપર બેસાડી પૂછ્યું, " હું આપ જેવા ગૃહસ્થની સાથે મળવાને તૈયાર થયો નહોતો, માટે આપને જરા અગવડ વેઠવી પડી છે, તે માટે ક્ષમા આપશો. "

દસ્તુર સાહેબ માયાળુ સ્વરે બોલ્યા:–" કંઇ પણ ખબર આપ્યા સિવાય તમારી પાસે અકસ્માત આવી ચઢયો, તે માટે મારે પણ માફી માગવાની છે; હું એક મારા મિત્રની સલાહથી તમને મળવા આવ્યો છું. મારો તે મિત્ર તમારી પ્રતિભાની બહુજ પ્રશંસા કરતો હતો. હાલમાં મારા 'ડ્રૈઇંગ રૂમ' ને માટે કેટલાંક ઓઇલ પેઇન્ટીંગની જરૂર છે, તે બનાવવાની જવાબદારી આપનેજ લેવી પડશે.. "

નવરોજી વિનય પૂર્વક બોલ્યો:–" આપની કૃપા માટે આભારી છું; મને આશા છે કે આપને સંતોષ આપી શકીશ. પરંતુ હાલમાં આપને મારૂં આંકેલું કોઇ પણ નવું ચિત્ર બતાવી શકતો નથી; કારણ કે કેટલાક દિવસ થયાં બહારનાં કામમાં ગુંથાએલો રહું છું.."

દસ્તુર સાહેબે કહ્યું:–" તમારી લાયકાત બાબત મને જરા પણ શંકા નથી; આપની લાયકાતની પરીક્ષા માટે હું વ્યસ્ત નથી."

નવરોજીએ પૂછ્યું:–" કઈ બાબતનાં ચિત્રો આંકવાનાં છે ? "

દસ્તુર સાહેબે નવરોજીને એક ચિત્રમય પુસ્તક આપવાનું કહ્યું. નવરોજીએ ' શેલ્ફ ' પરથી એક મોટું પુસ્તક ખેંચી કાઢી દસ્તુર સાહેબ આગળ મૂકયું. પુસ્તકમાં બસો કરતાં વધૂ ચિત્રો હતાં; દસ્તુર સાહેબે તે દસ મિનિટ સુધી ધ્યાનપૂર્વક તપાસી એક ચિત્ર પસંદ કર્યું. તે ચિત્ર ' સવારમાં ફુલ વીણતી યુવતી ' નું હતું:— તરૂણ અરૂણ પૂર્વાકાશમાં પ્રગટ થાય છે; પૂર્વાકાશની ઉપર ખન્ડ વિખન્ડ ધુસર વાદળોના થરપર તેની હેમકાન્તિ વિકસી રહી છે,

ફુલ-બાગની થોડે દૂર આવેલાં સરોવરનાં નીલ જળમાં પ્રાતઃસૂર્યના એ કનકકાન્તિ માયાચિત્રની માફક દેખાય છે. યુવતી ડાબે હાથે ફુલઝાડની ઉંચી ડાળી લગાર નમાવી જમણે હથે પ્રફુલ્લિત ફુલો ચુંટી પોતાના પગ પાસે પડેલી લીલી દુર્વાદલ પર એકઠાં કરે છે; સુકોમળ હાથના સ્પર્શથી કંપતી ડાળી પરનાં નિર્મળ ઝાકળનાં બિંદુઓ તે યુવતીનાં કપાળપર, ગાલ પર, હોઠ પર મોતીનાં બિંદુની માફક ઝરી પડે છે.

એ છબી નવરોજીને બતાવી દસ્તુર સાહેબે કહ્યું:-" આ ચિત્રનું એક ઓઇલ પેઇન્ટિંગ કરવાનું છે; છબી કેટલી મોડી કરવી તે તમારી ઇચ્છા પર છે. તોપણ હું એક વાત જાણવા માગું છું કે એ માટે મારે તમને શી કિંમત આપવી પડશે ?"

નવરોજીએ કહ્યું:—" તે બાબત હું આપને નિશ્ચયપૂર્વક કહી શકતો નથી; ચિત્ર આંકવાની સફલતા પર તેની કિંમતનો આધાર છે. અંકન-કૌશલને અભાવે છબીનું મૂલ્ય કદાચ તે જેના પર ચિતરવામાં આવે તેના જેટલુંજ અંકાય છે; અને જો છબી સારી ચિતરાઇ તો તેનું મૂલ્ય હજાર રૂપીઆ પણ થઇ શકે છે. ચિત્રકામ પૂરૂં થવા દો, ત્યારે પછી આપ કિંમત કરશો."

દસ્તુર સાહેબે કહ્યું:-" તો પણ હું તે ચિત્ર બદલ કેટલી કિંમત આપી શકું છું તે સંબંધમાં આપને કંઇક ધારણા હોવી જરૂરની છે; ઉપયુક્ત મૂલ્ય મળવાની આશાથી કાર્યનો આરંભ કરતાં પહેલાં મનમાં જે ઉત્સાહ ઉપજે છે તેથી કામ બહુ સારૂં થાય છે, એ વાત મને લાગે છે કે તમે પણ કબુલ કરશો; તે માટે જ મને લાગે છે કે હું આનું મૂલ્ય નક્કી કરી જાઉં તો ઠીક. હું આ ઓઇલ પેઇન્ટંગની કિંમત બદલ તમને પાંચ હજાર રૂપીઆસુધી આપી શકીશ શું તે બહુ ઓછી કિંમત લાગે છે ?"

નવરોજીએ કહ્યું:-" ના, મારા જેવા નવા ચિત્રકાર માટે એ કિંમત ઓછી નથી; હું એથી વધૂ કિંમત લેવાની આશા રાખતો નથી. મારા પર કિંમત નક્કી કરવાની જવાબદારી મૂકી હોત તો ચિત્ર આશાનુરૂપ થતાં તેની કિંમત ત્રણ હજારથી વધુ તો નજ આંકત મારા મત મુજબ તેનું યોગ્ય મુલ્ય ત્રણ હજાર રૂપીઆ છે."

દસ્તુર સાહેબે હસતાં હસતાં કહ્યું:—" તમે એનું જે મૂલ્ય આંકો છો તે આપીશજ, હાલમાં હું આપને તમારાં મહેનતાણાં બદલના અર્ધા રૂપીઆ પહેલેથી આપી જાઉં છું."

દસ્તુર સાહેબે પોતાના ખીસામાંથી એક સુંદર 'નોટકેસ' બહાર કાઢ્યું; અને દોઢ હજાર રૂપીઆ રૂપીઆનો ચેક કાઢી નવરોજીના હાથમાં મૂકયો.

નવરોજી તે ન લેતાં શરમાઈ જઈ બોલ્યો:—" હું ચિત્ર દોરવામાં સફળ થઇશ કે નહિ, તે નક્કી નથી, તો પછી આગળથી રૂપીઆ શા માટે આપો છો?"

દસ્તુર સાહેબે કહ્યું:—" હું જે નિયમ મુજબ કામ કરૂં છું, તે નિયમ બીજાની આપત્તિથી તોડવાની મને ટેવ નથી, આ રૂપીઆ તમે રાખો."

નવરોજીએ કહ્યું:—" મેં આપને કહ્યું છે કે હાલમાં હું બહારનાં કામમાં છું; માટે લગભગ છ માસ પહેલાં હું આપને એ છબી પૂરી કરી આપી શકીશ નહિ."

દસ્તુર સાહેબે કહ્યું:—" તમને જેટલો વખત લાગે તેટલો ભલે લાગે, મારે કંઈ ઉતાવળ નથી."

તે પછી નવરોજી પૈસા લેવા માટે આનાકાની કરી શકયો નહિ. દસ્તુર સાહેબ ખુરશીપરથી ઉભા થયા અને બારણાં તરફ જતા જતા કહેવા લાગ્યા, " મારે ઘેર આવવાનું તમને આમંત્રણ આપું છું, એક દિવસ સમય મળ્યે તમે મારે ત્યાં આવી મારા ડ્રૉઈંગરૂમમાં ઑઈલ પેઇન્ટિંગ જોઇ જજો; ઘણી કિંમત આપી તે સંગ્રહેલાં છે; તમારા જેવા ચિત્રકારને તે કેવાં લાગે છે, તે જાણવાની મને બહુ ઇચ્છા છે."

દસ્તુર સાહેબે એક ધોળું, લીસું ચોરસ કાર્ડ નવરોજીના હાથમાં આપ્યું; એ કાર્ડમાં દસ્તુર સાહેબનું નામ અને ઠેકાણું હતું. કાર્ડ હાથમાં લઈ તે તરફ નજર ન ફેરવતાં તે ટેબલપર મૂકી નવરોજી થોડે દૂર દસ્તુર સાથે ગયો.

દસ્તુર સાહેબ ગયા પછી અકસ્માત નવરોજીની દૃષ્ટિ કાર્ડ પર પડી; તે ચમકયો, ગુસ્સાથી તેનું મ્હોં લાલચોળ થઇ ગયું. ક્ષણમાં તે સમજ્યો મારા પ્રતિદ્વંદ્વી લક્ષપતિ દીનશા કાવસજી દસ્તુરે

મારૂં અપમાન કરવા માટે આ યુક્તિ આદરી છે! નવરોજી એક-દમ કહેંડામ આગ્યો અને સળીઆ પર ઝુકી જોવા લાગ્યો, તે વખતે દસ્તુર સાહેબ ગાડી પર ચઢતા હતા.

નવરોજી બૂમ પાડી બોલ્યોઃ–" સાહેબ, આપની સાથે મારે બીજી વાત કરવાની છે."

દસ્તુરસાહેબ તરતજ ગાડીપરથી ઉતરી નવરોજી પાસે આવ્યો. તેને જોઇ નવરોજી ગુસ્સાભેર બોલી ઉઠયોઃ–" આપના પૈસા લઇ જાઓ, હું આપનું કામ નહિ કરૂં."

દસ્તુરસાહેબે કહ્યુંઃ–" જ્યારે તમે રૂપીઆ લીધા ત્યારે તો એ વાત કહી નહોતી; ફક્ત એ મિનિટમાં શું થયું ?"

નવરોજીએ દસ્તુરસાહેબ સામું જોઇ કહ્યુંઃ–" તેનું કારણ આપ નથી જાણતા એમ હું ધારતો નથી; તોપછી શા માટે પૂછો છો ?"

દસ્તુરસાહેબ સમજી ગયા કે કર્ણેલિયાએ નવરોજીને મારૂં નામ આપ્યું છે; તેણે કહ્યુંઃ–" હું શું જાણું છું કે શું નથી જાણતો તે વાતની ચર્ચા પહેલાં તમે કયા કારણથી મારૂં કામ કરવા માગતા નથી તે પૂછવાનું હું સાહસ કરૂં છું."

નવરોજી લગાર ગલ્લાંતલ્લાં મારી બોલ્યોઃ–" ધારી લોકે આપ-નાપર મને શ્રદ્ધા નથી, આપનું કામ મારે હાથે સુંદર રીતે થશે નહિ; આવી અવસ્થામાં આપ શું કહેવા માગો છો ?"

દસ્તુરસાહેબે કહ્યુંઃ–" હું એમ કહેવા માગું છું કે મારા જેવા એક ગૃહસ્થ માણસને આવી રીતે અપમાન કરવાનું તમે ધાર્યું હોત તો ન થાત." તેના અવાજમાં લગાર પણ ગુસ્સો કે વિરાગ નહોતો.

પરંતુ નવરોજી દસ્તુરસાહેબની આ ધીરજથી વધૂ ગુસ્સે થઇ બોલ્યોઃ–" મારાં વચનો આપને અપમાન સૂચક જાણામાં હોય તો તે બાબત મારા કરતાં તમેજ વધૂ જવાબદાર છો."

આ વખતે દસ્તુરસાહેબની ધીરજ ખૂટી ગઈ, ગુસ્સાથી ક્ષણ વારને માટે તે ભાન ભૂલ્યા, તેનું મુખ લાલચોળ થઇ ગયું, તે ગાડી-તરફ ચાલ્યા, પરંતુ તેનો ગુસ્સો વધૂ વખત ટકયો નહિ; તર-તજ તે પાછા ફર્યા અને બોલ્યાઃ–' નવરોજી, મેં તમારી સાથે કપટ કર્યું છે, મારા એ વ્યવહાર માટે તમે મને ક્ષમા કરો, હું સ્વીકાર કરૂં છું કે એવો વ્યવહાર મારે ચલાવવો જોઇતો નહોતો; પહેલાં મારે મારૂં નામ જણાવવું જોઇતું; હવે હું બધું જાણું છું."

નવરોજી ધીમે સ્વરે બોલ્યો, "હું આપની વાત સમજ્યો નહિ."

દસ્તુરસાહેબે કહ્યું:–' તમે બહુ સારી રીતે સમજ્યા છો, ખરે-ખર મારાં અપમાન માટે હુંજ જવાબદાર છું. તમે નિશ્ચિન્ત થાઓ, કર્ણેલિયાએ સરલ ભાવે બધી વાત મને જણાવી છે; મને લાગે છે કે મારી વાતમાં તમને વિશ્વાસ બેસતો નથી, પરંતુ આ વાત સત્ય છે; તમારા આ પડદા પાછળ જે છબી છે તે કર્ણેલિયાની છબી છે, તે મેં તેનેજ મુખે સાંભળ્યું છે, બીજું પણ સાંભળો, કર્ણેલિયાની વિનતિપરથી મેં કાલે રાત્રેજ તેની સાથેનો વિવાહ તોડયો છે, તે બાબતનો પત્ર મેં તેમના પિતાને લખ્યો છે."

નવરોજીને હવે શું બોલવું તેનો વિચાર થઇ પડયો; દસ્તુર સાહેબની સહૃદયતાથી તે મુગ્ધ થઈ ગયો; છેવટે તે બોલ્યો, ' સાહેબ, મારી મૂર્ખાઇ બાબત ક્ષમા કરશો મનુષ્યજાતિમાં આપના જેવી મહાન્ વ્યક્તિ તદ્દન દુર્લભ છે."

દસ્તુરસાહેબે કહ્યું:-" મને જે કર્તવ્ય લાગ્યું તે મેં કર્યું છે; એ માટે મારે કંઇ અસાધારણ સ્વાર્થત્યાગ કરવો પડયો નથી. પરંતુ કર્ણેલિયાએ અકપટ ચિત્તે મારી આગળ જે વાતો કહી છે તેથી મને લગાર પણ લાગી આવ્યું નથી એમ હું કહું તો ખરી વાત છુપાવી ગણાશે. તમે જો મારી અવસ્થાએ પડયા હોત તો તમે પણ એમજ કરત."

નવરોજીએ કહ્યું:–" એમ થવું સ્વાભાવિક છે.

દસ્તુરસાહેબે કહ્યું:–" જો આમ બન્યું છે તો પછી તમારે મારી સાથે વિરોધ રાખવાની કંઇ જરૂર નથી; આજથી તમે મારા મિત્ર છો મને આશા છે કે મને પણ મિત્ર ગણવામાં હવે તમને કશી શરમ કે સંકોચ ન હોવો જોઇએ " દસ્તુરસાહેબે બંને હાથ પહોળા કરી નવરોજીને પોતાની છાતી સરસો ચાંપ્યો.

ક્ષણવાર પછી દસ્તુરસાહેબે નવરોજીનો હાથ પકડી કહ્યું, "હવે આપણે છબીનો પ્રસંગ ઉપાડવાની જરૂર નથી; તમારી સાથે પરિચિત થવાની આશાએજ એ બહાને હું અહીં આવ્યો હતો. મેં તમારી આગળ આવ્યા પહેલાં નક્કી કર્યું છે કે કર્ણેલિયાનો પ્રેમી યુવક જો તેને યોગ્ય હોય તો મારે તેને તેના વિવાહ સંબંધી મદદ કરવી.—તે માટેજ તમે કેવા માણસ છો, તે જાણવા માટેજ હું

અહિં આવ્યો હતો. મારી પરીક્ષા પૂરી થઇ છે, અને તમને મિત્ર તરીકે ગ્રહણ કરતાં મને આનંદ આવે છે. મારે માન, શક્તિ કે પૈસા ટકાનો અભાવ નથીં; મારા ભંડારમાં પૈસાનો તોટો નથી. શક્તિશાળી આબરૂદાર મિત્રોનો પણ તોટો નથી; તમારે જરૂર પડયે હરેક તરેહની મદદ મેળવવાને તમે હકદાર છો, હવે શી મદદ જોઇએ છે તે કહો."

નવરોજી દસ્તુરસાહેબની વાતમાં જરા પણ અવિશ્વાસ કરી શક્યો નહિ. તેણે કહ્યું, "મારા વરૂ આપની દયા પૂરેપૂરી છે, એ હું સમજી શક્યો છું; આપની દયા હું જીવનપર્યંત ભૂલી શકીશ નહિ. પરંતુ આપે જેવી સરળતાપૂર્વક આપના મનની વાત મને જણાવી છે, તેવીજ સરળતાપૂર્વક મારે મારી વાત પણ જણાવવી જોઇએ, મારી વાત સાંભળી આપ મને મૂર્ખ માનશો; પરંતુ એટલું યાદ રાખશો કે ગરીબાઇને લીધે મેં મારૂં આત્મસંમાન વેચ્યું નથી. હું કર્ણેલિયાને ચાહું છું, હું તેને માટે જીવ આપવાને પણ તૈયાર છું;—પરંતુ-મારી વાત સાંભળી આપ દુઃખી કે ગુસ્સે થશો નહિ,—જો કર્ણેલિયાની આશા જીવનપર્યંત તજવી પડે તો તે પણ કબૂલ, પણ આપની દયાપર હું જીવન સંગ્રામમાં જય મેળવવાની ઇચ્છા રાખતો નથી."

દસ્તુરસાહેબે કહ્યું:-" તમે આ શું પાગલની માફક વાત કરો છો ?"

નવરોજીએ કહ્યું:-"ના, સાહેબ, આ ગાંડા જેવો બડબડાટ નથી, પોતાનાપર જેને વિશ્વાસ છે, તે સિવાય બીજો કોઇ આમ કહી શકે નહિ. મારે માટે આ પ્રમાણે ત્યાગ સ્વીકારવામાં આપે જે મહત્વ બતાવ્યું છે, તે મોટાઇની તુલનામાં મારી ગરિબાઇ હું ક્ષણવાર ભૂલી જઈ શકીશ નહિ. આપ કુલિન વંશમાં જન્મ્યા છો, સમાજમાંનાં સર્વ લોકોનું માન મેળવવાના અધિકારી થયા છો, આપ અતુલ ઐશ્વર્યના અધિકારી છો; અને હું સંસારમાં એકલો, અસહાય અને બંધુહીન છું; આત્મમર્યાદા સિવાય બીજા કયા વિષયમાં આપની સાથે મુકાબલામાં ઉતરી શકું તેમ છું ? મારી તે આત્મમર્યાદા હું આપની દયાની વિનિમયમાં વિસર્જન કરવા ઇચ્છતો નથી.

દસ્તુરસાહેબ વિષાદપૂર્ણ સ્વરે બોલ્યાઃ-" પરંતુ મારૂં હૃદય

પણ દારિદ્રયના હાહાકારથી પરિપૂર્ણ છે, મારા હૃદયમાં સુખ નથી; શાન્તિ નથી, આનંદની લેશમાત્ર લહરી ઉઠતી નથી. મારે મારાં જીવનમાં જેટલું દુઃખ ભોગવવું પડયું છે તેટલું મને લાગે છે કે તમે ભોગવ્યું નથી. તમારી જેટલી ઉમરે મેં તમારા કરતાં પણ વધુ અગવડ વેઠી છે; હું ગરીબનો દીકરો હતો, બાળપણમાં મેં ઐશ્વર્યના ખોળામાં ઝોલા ખાધા નથી. તમે શું એમ ધારો છો કે બાલ્ય, કિશોર અને ખીલતાં યોવનાવસ્થામાં દુર્ભાગ્ય સાથે સંગ્રામ કરતાં મેં કંઇ પણ અનુભવ મેળવ્યો નથી ?"

નવરોજી બોલ્યો:-"ત્યારે તો સાહેબ, આપ મારાં મનનો ભાવ વધુ સારી રીતે સમજી શકશો; કર્ણેલિયા મને ચાહે છે, પરંતુ તેની આંતરિક ઇચ્છા હું તેના પ્રેમને યોગ્ય થઇ શકું તેમ છું. તેની એ ઇચ્છાપૂર્ણ કરવા માટે મારે આપના જેવા થવું પડશે પરંતુ જો હું આપની દયાનેજ મારી ઉન્નતિનાં અવલંબન રૂપે ગ્રહણ કરૂં તો હમેશાને માટે મારે નીચા થઈ રહેવું પડશે, કર્ણેલિયાની જે ઇચ્છા છે તે પૂરવા માટે હું બહુજ પ્રયત્ન કરીશ. તે પ્રયત્ન કરવામાં જીવ જાય તો પણ હરકત નથી."

નવરોજી ક્ષણવાર ચૂપ રહી પાછો બોલવા લાગ્યો:-"પરંતુ આપે કર્ણેલિયા પ્રતિ જે ઉદાર વ્યવહાર ચલાવ્યો છે, તે માટે હું આપનો ઋણી છું—એ વાત મારે હંમેશને માટે યાદ રાખવી પડશે. આપ મારી સાથે મિત્ર માફક વર્તશો તો હું કૃતાર્થ થઇશ."

દસ્તુર સાહેબે ચેક પોતાનાં પાકીટમાં મૂકતાં કહ્યું, "તમે ખરા મનુષ્યની માફક કહો છો, તમે હંમેશાં યાદ રાખજો કે દીનશા કાવસજી દસ્તુર તમારો જાની મિત્ર છે, મારી મિત્રતા પર તમે સંપૂર્ણ વિશ્વાસ રાખશો; હવે રજા લઉં છું."

દસ્તુર સાહેબ ગયા પછી અરધી કલાકે નવરોજીને એક પત્ર મળ્યો, કર્ણેલિયાના કંઇપણ સમાચાર ન મળવાથી તે ચિંતાતુર હતો; તેણે પત્ર ઉઘાડયો તો કર્ણેલિયાની દાસી ઇસુબાઈની સહી પત્ર નીચે માલુમ પડી. કર્ણેલિયાની દાસીએ તેને શા માટે પત્ર લખ્યો ? તેણે પત્ર વાંચ્યો તો જણાયું કે કર્ણેલિયા બહુજ માંદી છે!

નવરોજી તરતજ પોશાક બદલી બહાર જવા નીકળ્યો.

# પ્રકરણ ૨૦ મું

## મસલત

કર્ણેલિયાના મંદવાડના સમાચાર સાંભળી નવરોજી શોકાતુર બની મેતા સાહેબના બંગલા તરફ જવા લાગ્યો; તે વખતે સંધ્યાકાળ વીતી ગયો હતો. રાજમાર્ગો ગ્યાસના દીવાથી પ્રકાશિત થઇ રહ્યા હતા. રસ્તાપર ધીમે ધીમે માણસની ગીરદી ઓછી થતી આવે છે, એવે વખતે નવરોજી લથડતે પગલે મેતા સાહેબના દરવાજા સામે આવી પહોંચ્યો, અને અધીર ભાવે ત્યાં, આંટા મારવા લાગ્યો; પરંતુ અરધો કલાક વીત્યો છતાં ત્યાં કોઇ જણાયું નહિ. કર્ણેલિયાને કેમ છે તે જાણવાનો કાંઈ ઉપાય સૂઝયો નહિ.

આમ બેભાન જેવી અવસ્થામાં તેણે ખીસામાં હાથ નાખ્યો, હાથ નાખતાંજ એક કાગળ હાથમાં આવ્યો; ગ્યાસના પ્રકાશમાં તેણે તે કાર્ડ વાંચ્યું; વાંચતાંજ જણાયું કે દસ્તુર સાહેબે તેને થોડા કલાક પહેલાં જે કાર્ડ આપ્યું હતું તેજ આ કાર્ડ છે. નવરોજીએ ધાર્યું કે દસ્તુર સાહેબને મળતાં કદાચ કર્ણેલિયાના સમાચાર જાણવાની સગવડ મળે. તેણે એલ્ફિન્સ્ટન સર્કલ તરફનો દસ્તુર સાહેબના બંગલાનો માર્ગ પકડયો.

દસ્તુર સાહેબના રાજમહેલ જેવા બંગલા આગળ આવી નવરોજીએ જોયું કે દરવાન હાથમાં બંદુક લઇ દરવાજે ફેરા મારે છે. નવરોજીએ તેને કહ્યું:-"મારે એક વખત દસ્તુર સાહેબને મળવું છે."

દરવાને ક્ષણવાર નવરોજી સામા ઉભા રહી દરવાજાપરના ગ્યાસના દીવાના પ્રકાશથી તેને પગથી તે માથા સુધી તપાસ્યો, પછી ગંભીર અવાજે બોલ્યોઃ—" સાહેબ ઘેર નથી. "

નવરોજી મોટા માણસોના ચાકર-નોકરોના સ્વભાવથી જાણીતો હતો; તેણે ખીસામાંથી દસ્તુર સાહેબના નામનું કાર્ડ બહાર કાઢી તેનાપર પેન્સિલથી લખ્યું:—" એક મિનિટ મળવાની પ્રાર્થના છે-નવરોજી. "

કાર્ડ દરવાનના હાથમાં આપી નવરોજીએ કહ્યું:—આ કાર્ડ અત્યારેજ તમારા શેઠને પહોંચાડો. "

આ વખતે દરવાનથી ના કહેવાઇ નહિ; તે સમજી ગયો કે

જે માણુસ મારા શેઠના નામનું કાર્ડ લાવ્યો છે તે ગમે તેવો હોય પણ મારા શેઠથી અજાણ્યો તો નથીજ. કાર્ડ લઇ દરવાને થોડે દૂર જઇ એક નોકરના હાથમાં તે કાર્ડ મૂક્યું, અને પોતે પોતાની જગાએ આવી ગંભીરતાપૂર્વક ફેરા મારવા લાગ્યો.

બે મિનિટમાં દસ્તુર સાહેબ ઉતાવળા ઉતાવળા બહાર આવ્યા, દરવાને તેને દરવજા પાસે આવતા જોઇ ત્રણ હાથ દૂર ખસી જઇ લશ્કરી રિવાજ મુજબ સલામ કરી દસ્તુર સાહેબે તે તરફ નજર ન કરતાં બંને હાથે નવરોજીને ભેટી હસતાં હસતાં પૂછ્યું, " અત્યારે શી જરૂર પડી ? "

નવરોજી નીચી નજર કરી બોલ્યોઃ—" કર્ણેલિયા બહુ માંદી છે. " નવરોજીને કેવી રીતે આ ખબર મળ્યા તે વાત તેણે દસ્તુર સાહેબને જણાવી.

દસ્તુર સાહેબે થોડીવાર વિચાર કરી કહ્યુંઃ—" અત્યારે મારે શું કરવાનું છે તે કહો ? "

નવરોજીએ કહ્યુંઃ—" આપ જાતે એક વખત કર્ણેલિયાને જોઇ નહિ આવો ત્યાં સુધી તેને શો મંદવાડ છે તે જણાશે નહિ. "

દસ્તુર સાહેબે કહ્યુંઃ—" એ કામ મને યોગ્ય છે કે નહિ તે વિચારી જૂઓ, મેં કાલે વિવાહ તોડવાનો જે પત્ર મહેતા સાહેબપર લખ્યો છે તે કામ શિષ્ટાચારયુક્ત થયું નથી; તેને વળી ચોવીશ કલાક થયા નથી ત્યાં તેની દીકરીના સમાચાર લેવા જેવા અને તે બાબત પત્ર લખવો એ તો ભયંકર ધૃષ્ટતા ગણાય ! ઘણા લોકો એમ પણ વિચારતા હશે કે મારા આવા વ્યવહારથીજ કર્ણેલિયાના હૃદયને ધકકો લાગ્યો છે. આવી અવસ્થામાં આમ કરૂં તો મારો અપરાધ બધાંને ન માફ કરવા જેવો લાગે. "

નવરોજી દીલગીર અવાજે બોલ્યોઃ—"આપની વાત સાચી છે."

દસ્તુર સાહેબે કહ્યુંઃ—" તમે હતાશ થશો નહિ, મારી એક દૂરની સંબંધી બાઈ છે,તેનું નામ રમલાબાઈ જીજીભાઈ, તેના પતિ ફાજલભાઇ જીજીભાઈ મેતા સાહેબના સંબંધી છે; આથી રમલાબાઈ દરરોજ મેતા સાહેબને ઘેર જાય છે; તેને વિનંતિ કરતાં મને લાગે છે કે તે મેતા સાહેબને ઘેર જઇ કર્ણેલિયાના સમાચાર લાવી શકશે રમલા અત્યંત બુદ્ધિશાળી છે, તે બધી જાતના સમાચાર લઇ આવશે, મારી ગાડી તૈયાર છે, હું એક વખત તેની પાસે જાઉં તમે પણ ચાલો."

દસ્તુર સાહેબે નવરોજીના જવાબની રાહ જોયા વિના તેને તેનો હાથ પકડી ગાડીપર ચઢાવ્યો, અને તેને પોતાની પડખે બેસાડી કોચમેનને ફાજલભાઇ સાહેબને ઘેર જવાનું જણાવ્યું.

દરવાન મુગો મુંગો પોતાના શેઠનું કાર્ય જોયાં કરતો હતો; એક સામાન્ય માણસ સાથે પોતાના શેઠને પોતાના બરોબરીઆની માફક વર્તતો જોઇ તેને પોતાની આંખનો વિશ્વાસ ન આવ્યો; પરંતુ પોતાની આંખો ખોટું જૂએ છે તેમ પણ તે માની શક્યો નહિ; તેથી બિચારો પહેલાંની માફક ખાંધે બંદુક ચડાવી આમતેમ ફરવા લાગ્યો.

દશ મિનિટમાં દસ્તુર સાહેબની 'લેન્ડો' ફાજલભાઇ સાહેબના બંગલા પાસે આવી પહોંચી, ગાડી ઉભી રાખતાં રાખતા તો દસ્તુર સાહેબ નીચે ઉતરી પડયા અને નવરોજીને કહ્યું:—"તમે ગાડીમાંજ રહો, હું હમણાંજ આવું છું."

અહિં અમે રમલાબાઇ સાહેબાની કંઇક ઓળખાણ આપીશું રમલા સુંદરી છે, પારસીઓમાં એના જેવી સુંદરીની સંખ્યા થોડીજ છે, તેનાં સૌંદર્યમાં કશી ભૂલ નહોતી, જેમ તેનું શરીર પાકેલી દ્રાક્ષની માફક રસથી ભરેલું હતું, તેમ મુખ પણ પૂર્ણિમાના ચંદ્રની માફક હાસ્યથી ભરપૂર હતું, તેનાપર આંખો ખીલેલાં કમળપર બેઠલા ભમરાની માફક અતિ સુંદર હતી, તેના કાળા વાળનો જથો જોઈ ચોમાસાના આકાશમાંનાં વાદળાં સાંભરી આવતાં; છતાં વે વાળ એવા તો તરંગિત હતા કે વસંતઋતુના મલયપવનના હિલ્લોલથી મોજાં ઉછાળતી તરંગિણીનાં વક્ષ સિવાય બીજી એકેય ઉપમા તેને આપી શકાય નહિ. રમલા હંમેશાં આનંદી રહેતી; નાચવામાં, ગાવામાં, મશ્કરી કરવામાં, રસવાળી વાતો કરી બધાનું મનરંજન કરવામાં તેની બરોબરી કરનાર સુંદરી પારસી સમાજમાં એકેય નહોતી. પોશાકના ભપકામાં કોઇ તેને હઠાવી શકતું નહિ, રમલા ચતુર રસિક અને બહુ બોલી હતી, અને તે ઉપરાંત તેનામાં રમણી સુલભ લજ્જા અને સંકોચનો અભાવ હતો; તેથી તેનાં ચારિત્ર સંબંધે અનેક નવરા માણસો ગમે તેમ બોલતા; પરંતુ તેના ચારિત્રમાં કોઈ પણ દોષ નહોતો, તેનો પતિ તેને ચાહતો હતો, તેનાથી બીતો પણ હતો.

એક સુંદર સાડી ઓઢી સુર સુંદરીની માફક નયન-મન મોહિની મૂર્તિ ધારણ કરી રમલા પોતાની કોઈ સખીને ત્યાં જવા માટે તૈયાર થઈ કઠેડામાં ઉભી હતી, એ વખતે દસ્તુર સાહેબ તેની સામે આવી ઉભા રહ્યા. રમલા દસ્તુર સાહેબને સગપણ સંબંધે દૂરની બહેન થતી હતી, પરંતુ બંને એક બીજાને નામે બોલાવતાં હતાં રમલાએ તેને જોઇ નવાઇ પામી પૂછ્યું:—"કેમ દીનશા, અત્યારે એકાએક! હું શું સ્વપ્ન જોઉં છું કે ઇન્દ્રજાળ ?"—દરવાજામાં દીવો બળતો હતો, તે પ્રકાશમાં દસ્તુર સાહેબનું મુખ જોતાંજ રમલાનું વાક્ય અરધુંજ રહી ગયું, તેણે જરા શરમાઇ જઇ પૂછ્યું:—"કેમ, કાંઈ ખરાબ ખબર છે ?"

દસ્તુર સાહેબે કહ્યું:—"હા; કર્ણેલિયા બહુ માંદી છે."

રમલાએ નવાઇ પામી પૂછ્યું:—"ખરેખર! કેવા ખરાબ સમાચાર! તેને શો મંદવાડ છે ?"

દસ્તુર સાહેબે કહ્યું:—"હું કશું જાણતો નથી, સમાચાર શા છે, તે જાણવાને માટે તમે દાસી મોકલી શકશો નહિ ?"

રમલા પોતાની મોટી આંખો દસ્તુર સાહેબ તરફ ફેરવી નવાઇ પામ્યા જેવા સ્વરે બોલી:—"તમે મારી સાથે મશ્કરી કરો છો કે શું ? તમે જાતે ન જતાં મને માણસ મોકલવાનું કહો છો!"

દસ્તુર સાહેબે ગંભીર અવાજે કહ્યું:—"મારે માટે ત્યાં જવું અસંભવિત છે. બધી વાત જાણ્યાબાદ તમને જરાપણ નવાઇ નહિ નહિ લાગે; પરંતુ અત્યારે હું તમારૂં કૌતુહલ શાંત પાડી શકતો નથી. મને કંઈ પણ ન પૂછતાં મહેરબાની કરીને હું કહું તેમ કરો; અને વધુમાં એ જણાવું છું કે આ વાત કોઇને કહો તો તમને મારા સમ છે. તમારા પેટમાં વાત ટકતી નથી એ હું સારી રીતે જાણું છું."

રમલા મહા મુશ્કેલીએ દસ્તુર સાથે ભયાનક તર્કયુદ્ધનું પ્રલોભન અટકાવી શકી; તેણે કહ્યું:—"ઘરમાં એક નાનો છોકરો માત્ર છે, હું તેની પાસે બેસી વાતો ન કરૂં તો તે ખાઇ શકતો નથી; જમવાનું તૈયાર છે, માટે તેને ખવરાવી હું જાતેજ કર્ણેલિયાની તપાસ કરૂં છું; એક ઠેકાણે જવું હતું, પણ હવે ત્યાં જવાનું માંડી વાળુ છું."

દસ્તુર સાહેબે કહ્યું:—"બહુ આભાર થયો બ્હેન; હવે હું ઘેર જાઉં છું, તમે આવી મને ઘેર મળજો,"

રમલાએ કહ્યું:—": એમ તે કાંઈ જવાય ? જમવાનું તૈયાર છે, તમે અહિંજ જમો."

દસ્તુર સાહેબે કહ્યું:—"તેમાં કાંઇ અડચણ નહોતી, પરંતુ હું એક મિત્રને ગાડીમાં રાખી આવ્યો છું; તે માટે વિલંબ કરી શકતો નથી."

રમલાએ કહ્યું:—"વારૂ, ત્યારે વધૂ શું કહેવું, જેમ બને તેમ જલદી તમને ખબર પહોંચાડીશ."

દસ્તુર સાહેબ ગાડી તરફ આવ્યા; તેણે નવરોજીને કહ્યું:—"જો કર્ણેલિયા સખત માંદી હોત તો રમલાને ખબર હોત. પરંતુ રમલા કાંઇજ જાણુતી નથી, માટે મને લાગે છે કે કર્ણેલિયાને વધૂ પીડા નહિ હોય; વારૂ, જે હશે તે હમણાંજ જણાશે, પરંતુ તમે સમાચાર જાણ્યા સિવાય ઘેર જઈ શકશો નહિ; તેટલો વખત આપણે વાતોમાં ગાળશું, ચાલો, મારે ત્યાંજ જમજો."

નવરોજીએ કહ્યું:—"આપને ઘેર જમું !"

દસ્તુર સાહેબે કહ્યું:—"તેમાં કાંઇ હરકત છે ? અમે કાંઇ સોનું રૂપું ખાતા નથી, અને તમારે માટે કાંઈ વધૂ તૈયારી પણ કરવી પડશે નહિ; આપણે બંને સાથેજ જમશું."

નવરોજી વધૂ આનાકાની કરી શકયો નહિ, દસ્તુર સાહેબને ઘેર આવી તે તેની લાઈબ્રેરીમાં બેઠો. દસ્તુર સાહેબે તેને વાતમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો પણ વાત જામી નહિ, દશ વાગતામાં બંને જમી પરવાર્યા.

સુંદર 'મેન્ટલપિસ' પરની ઘડિઆળમાં ટન્ ટન્ કરતા દશના ટકોરા થયા; ત્યાર પછી લગભગ બે મિનિટ પછી વાવાઝોડાની માફક એસેન્સની સુગંધી અને અલંકારના ઝંકારથી તે ઓરડાને ચંચળ કરી મૂકતી રમલા ઉતાવળે પગલે દસ્તુર સાહેબ સામે આવી ઉભી. દસ્તુર સાહેબ કુંવારા હતા, તેનું ઘર રમણીના સ્પર્શ વિનાનું હતું; આટલી રાતે રમલા એકલી દસ્તુર સાહેબના ઘરમાં આવી તે બરાબર નહોતું; પરંતુ રમલાને આવાં કોઈ કાર્યમાં સંકોચ નહોતો.

રમલાએ દસ્તુર સાહેબ પાસે આવી ખુરશીપર બેસતાં કહ્યું, "મારો વિચાર તમને ચિઠ્ઠી લખવાનો હતો, પરંતુ ગરજની મારી

હું અહિં આવી છું; તમે બહુ ખોટું કામ કર્યું છે; જે કામ તમે કર્યું છે, તે પરથી હું તમને સજ્જન પુરૂષ માની શકતી નથી"

દસ્તુર સાહેમે વિનંતિના અવાજે કહ્યું:-" રમલા, થોભો."

રમલા ગુસ્સે થઇ બોલી:-" હવે તમે મુખમાંથી એક શબ્દ પણ બોલશો નહિ; તમારા પેટમાં આટલું બધું પાપ છે તે હું પહેલાં જાણુતી નહોતી. મેં પ્રથમ વિચાર્યું હતું કે કર્ણેલિયા પોતે જોવા ન જતાં મને શા માટે મોકલે છે? પરંતુ હવે બધું જ- ણાયું. તમે જાણો છો કે કર્ણેલિયાના આ મંદવાડ માટે કોણ જવાબદાર છે? તે તમેજ છો, મને લાગે છે કે તમે પાપી છો!"

દસ્તુર સાહેબે તે ઓરડાના એક ખુણામાં બેઠેલા નવરોજી સામે જોઈ હસતાં હસતાં કહ્યું:-" કેમ ? મેં તમને કહ્યું છે કે મંદ- વાડ વધુ નથી."

તે ઓરડામાં બીજું કોઇ બેઠું છે તેની ખબર રમલાને નહોતી; દસ્તુર સાહેબનાં વાકયથી તે ચમકી બોલી ઉઠી:-" હાય સત્યનાશ વળ્યું! મેં તો ધાર્યું હતું કે તમે એકલાજ છો."

દસ્તુર સાહેબે કહ્યું:-" કંઇપણ અડચણ નહિ, તે મારા નવા મિત્ર છે; નવરોજી સાથે તમને ઓળખાણ કરાવું છું. અત્યારે તો તેની ઓળખાણ આપવા જેવું કશું નથી, પણ થોડા દિવસમાં મારા એ મિત્રની ખ્યાતિ આખા હિંદમાં ફેલાઇ જશે."

નવરોજીએ માથું નમાવી રમલાને માન આપ્યું. રમલા નવ- રોજી સામું જોઇ રહી; આવા ગરીબ માણસને પોતાના મિત્ર તરીકે ઓળખવા દસ્તુર સાહેબને શરમ કેમ ન આવી, એ રમલાને બહુ નવાઈ લાગી."

દસ્તુર સાહેબે કહ્યું:-" ત્યારે શું કર્ણેલિયા ખરેખર માંદી પડી છે: તમે તેને જોઇ?"

રમલાએ કહ્યું:-" હા, આ વખતે જો તમે તેને જોત તો તારૂં પાષાણ જેવું હૃદય પણ ફાટી જાત; તેના તરફ તમે જે જંગલી વર્તન ચલાવ્યું છે તે જાણી તમને નક્કી પશ્ચાતાપ થાત. કર્ણેલિયાને જોતાં તે ઓળખી શકાતી નથી, તેનું શરીર એટલું તો દુબળું પડી ગયું છે કે પથારીમાં દેખાતું પણ નથી, તેની બંને આંખોમાંથી આંસુ ની ધારા ચાલી જાય છે."

આ સમાચાર નવરોજીથી સહન થઈ શક્યા નહિ, તેણે નિ-સાસો મૂકી કહ્યું:–" ત્યારે શું બચવાની આશા નથી ? " જે અવાજે તેણે આ પ્રશ્ન પૂછ્યો તે અવાજે રમલા જેવી વિલાસિની રમણીનાં હૃદયને પણ સ્પર્શ કર્યો; તેણે માયાળુ અવાજે કહ્યું:–" સાહેબ, એટલું બધું કંઇ નથી. આપ કર્ણુંલિયાની અવસ્થા જેટલી ખરાબ ધારો છો તેટલી ખરાબ નથી. ડૉકટરે કહ્યું છે કે:–" હાલમાં બ્હીક રાખવા જેવું કંઈ નથી; એકાએક હૃદયને ધક્કો લાગવાથી આ બધું થયું છે એમ ડૉકટરો ખાત્રીપૂર્વક કહે છે. "

નવરોજીએ પૂછ્યું:–" એવો શો આઘાત લાગ્યો ? "

રમલા:–"એ વાત મેં કોઇને પૂછી નથી, તે પૂછવા છતાં તેનો બરાબર જવાબ મળત કે કેમ તે બાબત પણ મને સંદેહ છે. હું અનુમાન કરૂં છું કે દીનશાએ એકાએક વિવાહ તોડ્યો તેથી કર્ણું-લિયાના હૃદયને આઘાત લાગ્યો હશે. "

દસ્તુર સાહેબે ગંભીર અવાજે કહ્યું:–" તમે ખાત્રીથી જાણજો કે તમે જે કારણ બતાવો છો તે તદ્દન ખોટું છે. મને લાગે છે કે તમે મારી પાસે કોઇ કોઈ વાત છૂપાવો છો; તમારે સંકોચ પામવાની જરૂર નથી, જે કંઇ જાણી શક્યાં હો તે કહો. "

રમલા:–" ખરેખર હું કોઇની પાસે કોઇપણ વાત જાણી શકી નથી, તેમ મને તેમ કરવાની સગવડ પણ મળી નથી. મેં જઈ જોયું કે કર્ણુંલિયા નિશ્ચેષ્ટભાવે પથારીમાં પડી છે, અને તેનાં મા-બાપ તેનાં માથાપર બેસી તેના તરફ જોઈ રહ્યાં છે; તેઓનો ભાવ જોતાં તેઓ જાણે પોતાની કન્યાના મોટા દોષમાં આવી પડ્યાં ન હોય તેવું જણાયું; જાણે તેઓ જાતેજ પોતાની દીકરીનો વધ કરવા બેઠાં હોય નહિં તેવું જણાયું, તેઓનું મુખ જોઇ મને બ્હીક લાગી, તેથી મેં જેટલું જાણવા ધાર્યું હતું તેટલું ન જાણી શકી, તોપણ મારાથી બની શકે તેટલી મેં તપાસ કરી. તે દિવસે તમે કર્ણુંલિયા પાસેથી ચાલ્યા આવ્યા, તે પછી શું બન્યું તે કોઈ જાણી શક્યું નથી; તોપણ એટલું તો જાણી શકી કે તે પછી તે બહાર ગઈ નહોતી, તેમ તેને કોઇની તરફથી પત્ર પણ મળ્યો નહોતો. તમે આવ્યા તે પછી બે કલાક બાદ તેની દાસીએ તેને શયન ગૃહમાં જતી

જતાં હતી, તે વખતે તેનું મ્હોં અતિશય ઉતરી ગયું હતું, તેનાં મુખ-પર લોહીનું ટીપુંએ નહોતું; તે વખતે જતાં બૂમ પાડી મૂર્છા ખાઇ પડી, ત્યારથીજ તે બેભાન છે!"

દસ્તુર સાહેબે કહ્યું:-"આ બધી વાત તમે મને પત્રમાં લખી ન જણાવતાં જાતે કહેવા આવ્યાં તે ઠીક કર્યું નહિ. ઘણા માણસો તમારૂં ખરાબ બોલે છે, એ દુઃખની વાત છે પણ અસંગત તો નથી."

રમલા હસતી હસતી બોલી:-"એ માટે તો ચિંતામાંને ચિંતામાં મને રાતે ઉંઘ પણ આવતી નથી."

દસ્તુર સાહેબે કહ્યું:-"પરંતુ જ્યારે મારી સમક્ષ કોઇ તમારી નિંદા કરે છે, ત્યારે હું તમારો પક્ષ લઇ ખૂબ કજીઓ કરૂં છું તમારો દોષ એ છે કે તમે તમારા વિચાર મુજબજ ચાલો છો કલંકની બ્હીક તમને જરાપણ નથી. પરંતુ હું જાણું છું કે તમારૂં હૃદય જેવું કોમળ છે, તેવુંજ ઉદાર છે; તમારાં ચરિત્રને કલંક સ્પર્શ પણ કરી શકે નહિ."

રમલા ભુવનમોહન હાસ્ય હસી બોલી:-"દીનશા આજકાલ તમે વખાણ કરવામાં હોશિયાર થતા જાઓ છો! આ નવીન વિદ્યા તમને કોણે શીખવી? એની જરૂર પણ શી છે? તમારો અભિપ્રાય સ્પષ્ટ રીતે કહો."

દસ્તુર સાહેબે કહ્યું:-"રમલા, હું તમને એક છુપી વાત કહેવા ઇચ્છું છું. વાત સામાન્ય નથી; આ વાતપર બે માણસોની આબરૂ-આબરૂ તો શું પણ જિંદગી પર્યંતનો આધાર છે."

દસ્તુરસાહેબ શું કહેવાના છે, તે નવરોજી સમજી ગયો; તે ઉદ્વેગભર્યે ચહેરે દસ્તુરસાહેબ સામું જોઇ રહ્યો.

દસ્તુરસાહેબે તેનું મન જાણી:—"નવરોજી, આ વ્યવહારમાં કેવળ તમારીજ આબરૂ જોડાયલી છે, એમ નથી, હું પણ એમાં છું." તે પછી રમલા તરફ જોઇ તેણે કહ્યું:—"કર્ણેલિયાની દાસી પાસેથી બીજું કંઇ સાંભળ્યું નથી?"

રમલાએ કહ્યું:—"થોડી વાત સાંભળી છે, તમે મેતા સાહેબને ઘેરથી ચાલ્યા આવ્યા ત્યાર પછી તેમના મિત્ર ખાનબહાદુર

એન્જનજી પટેલ તેમને મળવા આવ્યા હતા તેણે મેતાસાહેબ સાથે ભારે કજીઓ કર્યો હતો; થોડીવાર પછી તે ચાલ્યા ગયા; ત્યાર પછી મેતાસાહેબ અને અમિના વચ્ચે લડાઇ થઇ મને લાગે છે કે કર્ણેલિયાએ એ લડાઇની હકીકત કંઇ કંઈ સાંભળી હતી."

દસ્તુરસાહેબે કહ્યું:—"રમલા, મને લાગે છે કે આમાં કંઇ છુપું રહસ્ય છે; બધી વાત જાણ્યા પછી તમારા જેવી બુદ્ધિશાળીને કંઇ અછાનું નહિ રહે"—દસ્તુરસાહેબે કર્ણેલિયાની સાથે નવરોજની પ્રેમ-કહાણી ટુંકામાં કહી.

રમલાએ સ્તબ્ધભાવે અત્યંત મનપૂર્વક એ અપૂર્વ પ્રેમ-કહાણી સાંભળી; સાંભળતાં સાંભળતાં તેના મુખપર એક વખત હાસ્ય તરવરી રહેતું હતું; એક વખત દુર્ભાગ્ય પ્રણયી યુગલની તરફ અગાધ સહાનુભૂતિથી તેનું હૃદય ગળી જતું હતું, બધી વાત સાંભળી એક નિશ્વાસ નાખી તે બોલી, "દીનશા, મને માફ કરો, મેં અજાણતાં તમારો તિરસ્કાર કર્યો છે."

દસ્તુરસાહેબે કહ્યું:—"તે માટે તમે દુઃખી થશો નહિ; મને લાગે છે કે મારા આ મિત્રના માર્ગમાં કંઇ અડચણ આવી પડવાની છે. કર્ણેલિયાની વિનંતિથી મેં વિવાહની આશા છોડી દીધી છે, તે જો આમની સાથે વિવાહ કરી સુખી થાય તો તેમાં મને કંઈ હરકત નથી; પરંતુ આ સગવડ જોઈ કોઈ બીજો તેને પરણે, તે મારાથી સહન થઇ શકશે નહિ."

રમલાએ કહ્યું:—"અંદરની વાત કંઈ સમજાતી નથી."

દસ્તુરસાહેબે કહ્યું:—"જો મને તમારી મદદ મળે, તો હું સહજ વાતમાં એ રહસ્ય જાણી લઇશ."

રમલાએ ઉત્સાહ સાથે જણાવ્યું:—"એ વાત તો નજીવી છે, તમે જે કહો તે કરવાને હું તૈયાર છું, હવે શું ધાર્યું છે?"

દસ્તુરસાહેબે કહ્યું:—"ના, હજુ સૂધી કંઇ ધાર્યું નથી; તો પણ હાલ તરતમાં તો તમારે એક કામ કરવું પડશે, કર્ણેલિયાની દાસીને તમારે મારા આ મિત્રને મળવાનું કહેવું પડશે. ત્યાર પછી જે કરવાનું હશે તે થશે."

ઘડિઆળમાં ટન્ ટન્ કરતા અગિયાર વાગ્યા, રમલા ટકોરા સાંભળી ચમકી તેણે કહ્યું:—"શું અગિયાર વાગ્યા! મારા પતિ

તે જાણે છે કે હું આજે મારી સખીને ત્યાં ગઇ છું. વારૂ, હું જાઉં છું, કાલે પાછી મળીશ."

દસ્તુરસાહેબે નવરોજીને કહ્યું:—"રમણાની પાસેથી કાલે કાંઇ નવું જાણવાનું મળશે. તોં પણ તે એવી ભુલકણી છે કે આજની વાત તેને યાદ રહે તો સારૂં."

બીજે દિવસે બપોર પછી કર્ણેલિયાની દાસી ઇસુબાઇએ નવરોજી સાથે મેળાપ કર્યો. નવરોજીએ તેને મ્હોડે સાંભળ્યું કે કર્ણેલિયાની દશા આશાપ્રદ નથી દાસીએ ખાત્રી આપી કે હું દરરોજ તમને સમાચાર આપીશ."

ત્રીજે દિવસે સવારમાં ઇસુબાઇએ તેને જણાવ્યું કે કર્ણેલિયાનો તાવ વધ્યો છે જ્યારે તે નવરોજી સાથે વાત કરતી હતી ત્યારે મેતાસાહેબનો ખાનસામાં બેજનજી પટેલ ટપાલમાં કાગળ નાખવા માટે જતો હતો, તેણે આડી આંખે ઇસુબાઇ તથા નવરોજીને જોઇ લીધાં; દાસી કે નવરોજીએ તેને જોયો નહિ દાસી ધીમે અવાજે બોલી, "ડૉક્ટરે કહ્યું છે કે આજ સાંજરે તાવ ઉતરી જશે, સંધ્યાકાળ પછી હું આપને અહિં મળી ખબર આપી જઇશ."

નવરોજીએ આખો દિવસ ચિંતામાં ગાળ્યો; સંધ્યાકાળ પહેલાં તે તે ઠેકાણે આવી દાસીની રાહ જોવા લાગ્યો, અંધારૂં થઇ ગયું, એ વખતે દાસીએ આવી ખબર આપ્યા: કે 'હવે કશી ચિંતા નથી તાવ ઉતરી ગયો છે, ઉંઘ આવી ગઇ છે."

દાસી જતી રહી તે પહેલાં દસ્તુરસાહેબ ત્યાં હાજર થયા હતા; કર્ણેલિયાને તાવ ઉતરી ગયો છે એ સમાચાર જાણી તે બંને બહુ આનંદ પામ્યા. સંધ્યાના અંધકારમાં બે માણસો રસ્તાપરનાં એક ઝાડ આડે ઉભા રહી તેને જોઇ રહ્યા હતા:—તેમાંનો એક હતો જમશેદજી અને બીજો હતો બેજનજી.

દાસી ગયા બાદ દસ્તુર સાહેબે નવરોજીનો હાથ પકડી બીજી બાજુ પ્રયાણ કર્યું. જમશેદજીએ બેજનજીને પૂછ્યું:—"એ છોકરો શું તમારા શેઠની દીકરીનો આશક છે?".

બેજનજીએ કહ્યું:—"તેમાં કશો શક નથી."

જમશેદજીએ પૂછ્યું:—"છોકરાને ઓળખે છે?"

બેજનજીએ કહ્યું:—"એક દિવસ તેને બંગલા પાસે આંટા

મારતો જોઇ મેં તેનો પીછો પકડ્યો હતો, તેનું ઠેકાણું પણ મેં જોયું છે એક દાસીએ મને જણાવ્યું છે કે તેનું નામ નવરોજી છે, ને તે ચિતરાનું કામ કરે છે.—"

જમશેદજીએ પુછ્યું:—" અને તેની સાથે પેલો ગૃહસ્થ કોણ હતો ?"

એજનજીએ કહ્યું:—" તેનું નામ દસ્તુરસાહેબ; તેની સાથે મારા શેઠની દીકરીનો સંબંધ થયો હતો."

જમશેદજી આ વાત સાંભળી એકાએક ગંભીર સ્વરે બોલ્યો, " એકજ યુવતીના પ્રેમી પરસ્પર મિત્ર થઇ શકે નહિ; આની મિત્રાઇનું કારણ શું ? આમાં નક્કી કાંઇ રહસ્ય છે."

એજનજીએ કહ્યું:—" એ હોઇ શકે, પણ હું જાણતો નથી."

જમશેદજીએ પુછ્યું:—" મેતાસાહેબે દસ્તુરસાહેબને પોતાની કન્યાનો વિવાહ તોડવાનું જણાવ્યું હતું કે ?"

એજનજીએ કહ્યું:—"ના, દસ્તુરસાહેબે જાતેજ વિવાહ તોડ્યો છે."

આ વાત જમશેદજીને કોયડા જેવી લાગી તે કાંઇ પણ ન સમજવાથી થોડીવાર એજનજી સામું જોઈ રહ્યો, ત્યાર પછી ગુસ્સાથી કહેવા લાગ્યો, " એક છોકરો મારો ઉદ્દેશ વ્યર્થ કરશે ? મારી પ્રતિજ્ઞા તોડશે ?—સાવધાન, નવરોજી ! જો તું મારા માર્ગમાં કંટક થશે તો એક પલવારમાં હું તને એવે સ્થાને મોકલીશ કે જ્યાંથી તું કદી પાછો ફરીશ નહિ."

---

## પ્રકરણ ૨૧ મું

### પિતા અને પુત્ર

નવરોજી દસ્તુર સાહેબ સાથે ગયો એટલે જમશેદજીના એક જાસુસે તેનો પીછો પકડ્યો. કર્ણેલિયાના સાજા થવાના સમાચારથી તેનું મન આનંદમાં હતું. બંને દસ્તુરસાહેબને ઘેર આવી વાતો કરવા લાગ્યા; નવરોજીએ કહ્યું, " આજે મને એટલી બધી શાન્તિ વળી છે કે હવે મારે મારૂં કામ શરૂ કરવું પડશે, હાલમાં મેં એક જબરદસ્ત બંગલો ચિતરવાનું કામ માથે લીધું છે—હમણાં મારૂં મન વ્યગ્ર હોવાથી હું ત્યાં ન જતો, પણ કાલથી હું ત્યાં જઇશ."

એ બંગલો પ્રસિદ્ધ પારેસી ધનપતિ દોરાબજી કામાનો હતો, બંગલામાં કરવાનાં ચિત્રામણનો ભાર તેણે નવરોજીપર મૂક્યો હતો. કામ શરૂ કરવાને દિવસે સવારમાં નવરોજી વૃદ્ધ કામા સાહેબને મળવા ગયો.

કોણ જાણે શાથી, તે વખતે કામા સાહેબ બહુજ ગુસ્સે થયા હતા; નવરોજીએ દરવાન પાસે આ સમાચાર સાંભળી તેણે તેને તેનું કારણ પૂછ્યું દરવાને કહ્યું, "સાહેબના વકીલ તેને મળવા આવ્યા હતા, તે આવ્યા પછી હુજુરનો મિજાજ ગરમ થઈ ગયો છે. જે કોઇ પાસે જાય છે તેને બચકાં ભર્યા સિવાય છોડતા નથી.

નવરોજીએ કહ્યું:—"પણ આજે મને તેણે મળવાનું જણાવ્યું છે."

દરવાને કહ્યું:—'ત્યારે જાઓ, પણ બચકું ભરવા આવશે ત્યારે નાસવાનો રસ્તો નહિ મળે."

વૃદ્ધ કામા સાહેબ નવરોજીને ચાહતા હતા, એ પર વિશ્વાસ રાખી નવરોજી તેના ઓરડા આગળ આવી પહોંચ્યો. નવરોજીએ બારણા પર ધીમો ટકોરો કર્યો કે તરત મોટા અવાજથી કામાસાહેબે પૂછ્યું:—"વળી કોણ મને ખીજવવા આવ્યો છે !"

નવરોજી બારણું ઠેલી કામાસાહેબ પાસે આવ્યો, વૃદ્ધને સલામ કરી બોલ્યો:—"સાહેબ, હું આપની આજ્ઞા મુજબ આપને મળવા આવ્યો છું. !"

કામા સાહેબ નવરોજીને જોઇ લગાર ઠંડા પડયા, "તું આવ્યો છે, આ ખુરશીપર બેસ; તું બહુ સારો છોકરો છે, તને જોઈ મને આનંદ થાય છે. તારા જેવો સુશીલ શાંત છોકરો મારે હોય તો હું કેટલો ખુશી થાત! તારે જો કોઇ પણ જાતની મદદ જોઈતી હોય તો મને કહેજે. હું તને બધી જાતની મદદ આપવાને તૈયાર છું."

નવરોજીએ કહ્યું:-"સાહેબની મારાપર બહુ કૃપા છે, પરંતુ હાલમાં મારે કશી મદદની જરૂર નથી."

કામા સાહેબે કહ્યું:—"તારે વિષે વિચાર કરવાં મને વખતો વખત લાગી આવે છે. તારાં માબાપ જીવતાં હોત તો તારા જેવા ગુણવાન પુત્રને જોઇ કેવાં ખુશી થાત! છોકરો જો સારો હોય તો તેનો પિતા તેને માટે બધું કરી શકે તું મારા દીકરાને જાણે છે?"

આ વખતે નવરોજી, વૃદ્ધના ક્રોધનું કારણુ સમજી ગયો, તે સમજ્યો કે તે પોતાના પુત્રના કોઇ વ્યવહારથી અતિ ખિન્ન થઇ આ વાત કહે છે. વૃદ્ધના પ્રશ્નથી લગાર અચકાઇ તેણે કહ્યું:-"આપના પુત્ર સાથે મારે થોડો પરિચય છે."

વૃદ્ધે કહ્યું:-"મારા છોકરાના ગુણો મને લાગે છે કે તું જાણતો નથી. તેનો સ્વભાવ, ચરિત્ર અને ચાલચલગત તદ્દન બદલાઇ ગઇ છે; અત્યારે તેના મનમાં એવો ખ્યાલ આવ્યો છે કે સરકાર પાસેથી એકાદ ખિતાબ લેવોજ જોઇએ. મને બાપ કહેતાં પણુ તેને શરમ આવે છે. પરંતુ કન્ટ્રાક્ટરના ધંધામાં મેં જે લાખો રૂપીઆ મેળવ્યા છે તે ધુળની માફક ઉડાવવામાં તેને કશી હરકત નથી આવતી."

નવરોજીએ કહ્યું:-"હજુ ઉમ્મર નાની છે; બુદ્ધિ પક્વ થઇ નથી."

વૃદ્ધ ગુસ્સાથી લાલચોળ થઈ બોલ્યો;-"દાઢી મૂછ પાકવા આવ્યાં છતાં બુદ્ધિ ન આવી! અભાગીયો એટલો મૂર્ખ છે કે પોતાના બાપ પાસે પૈસા છે તેથી બધા ખુશામત કરવા આવે છે, એટલું પણ સમજી શકતો નથી. તેને હજુ ત્રીશ વરસ પણ પૂરાં થયાં નથી, ત્યાં તો તેનો પૂરેપૂરો અધઃપાત થઈ ચૂકયો છે; દરરોજનાં જાગરણથી, મધપાનથી અને ખરાબ કાર્યોથી તેનો બધો ઉત્સાહ નાશ પામ્યો છે, હવે મને સમજાય છે કે મેંજ તેને લાડલડાવી લડાવી બગાડયો છે. બહુ નાની ઉમરમાં તેની માનું મરણુ નીપજ્યું હતું, આ એક દીકરા સિવાય સંસારમાં મારે કોઇ નહોતું, તેથી મારાં લાડ ભોગવી તે ફાટી ગયો છે હવે હું તેને દબાવી શકતો નથી. હું તેને માસિક હજાર રૂપીઆ વાપરવા આપું છું, તે સિવાય તેની માના કેટલાક રૂપીઆ તેની પાસે હતાં, પરંતુ તેણે તે બધા ઉડાડી દીધા છે! મને ખબર નથી કે આવા કુપુત્રોને હાથે મારા જેવા પિડા પામતા પિતાની સંખ્યા દુનિયામાં કેટલી છે? તે."

વૃદ્ધ દોરાબજીની વાત પૂરી થતાં ન થતમાં તેનો પુત્ર જહાંગીરજી ત્યાં આવી ચઢયો; છુપી રીતે તેણે પોતાના બાપની કાંઇક વાતો સાંભળી હતી; તેથી તે મ્હોં મચકોડી બોલ્યો, "હવે મારી નિંદા ખૂબ થઇ! આટલી બધી નિન્દા કરવી સારી નથી, તેણે નરકવાસ થશે, પોતે બહુ ગુણવાન કે બીજાના દોષોજ જોયા કરો છો."

દોરાબજી પુત્રની વાત તરફ ધ્યાન ન આપતાં બોલ્યાઃ- "જુઓ, આ મારો 'કુલદીપક પુત્ર' તેની અત્યારે શી ઇચ્છા છે તે જાણો છો ? હું ક્યારે મરૂં તેજ તેની મોટામાં મોટી ઇચ્છા છે."

જહાંગીરજી બૂમ પાડી બોલ્યોઃ—"ના, ના, તદન જૂઠી વાત."

વૃદ્ધ ગુસ્સાથી બોલ્યોઃ—"મને જૂઠો કહેતાં તને શરમ નથી આવતી ? હું તારા ખરાબ આચરણની વાત કોઇને કહેતો નથી એટલે શું તું એમ જાણે છે કે હું આંધળો છું, પરંતુ તેં અત્યાર સુધી જે જે કાર્યો કર્યાં છે તે બધાં મારાથી છુપાં નથી, એ નક્કી જાણજે."

જહાંગીરજી તિરસ્કારપૂર્વક બોલ્યો-"વાહ ! ત્યારે તો મારે છૂપાઈ જવા કીડીનું દર શોધવું પડશે."

વૃદ્ધ નવરોજી તરફ જોઇ બોલ્યોઃ—"જો નવરોજી, થોડા દિવસ પહેલાં વાથી હું ઝલાઈ ગયો હતો, વાની વેદનાથી હું બહુ દુઃખ ભોગતો હતો. તે વખતે આ અભાગીઓ હંમેશાં મારી પાસે બેસી રહેતો; તે જોઈ મેં ધાર્યું કે હાશ ! મારો દીકરો સુધર્યો ખરો, મારા પર તેને પ્રીતિ ઉત્પન્ન થઈ ખરી; પરંતુ પાછળથી મેં જાણ્યું કે એ સુપુત્ર મારી આગળ બેસી રહેતો હતો તેનું કારણ જૂદુંજ હતું; હું મારી મિલ્કતનો બંદોબસ્ત કેવી રીતે કરૂંછું, કેવી રીતનું વીલ કરૂં છું, તે જાણવા માટેજ તે રાત દહાડો મારી પાસે ધામો નાખી પડયો હતો. એક દિવસ મારી સ્થિતિ બહુ ખરાબ થઈ ગઈ, એટલે તે જશવંત નામના શરાફ પાસેથી દસ હજાર રૂપીઆ કરજે લઈ આવ્યો; અને તેને તેણે કહ્યું કે હવે એકાદ બે કલાકમાં મારા પિતા ઠેકાણે પડી જશે."

જહાંગીરજી ગર્જના કરી બોલ્યોઃ—"જૂઠી વાત; આ વાત કહેનાર હજાર વાર જૂઠો છે."

વૃદ્ધની પાસે એક ખાલી ખુરશી હતી—પુત્રની વાત સાંભળી તેણે ગુસ્સામાં ભાન ગુમાવ્યું; તરતજ તેણે ખુરશી ઉપાડી તેના પુત્ર પર ફેંકવા તૈયારી કરી; પરંતુ નવરોજીએ તરતજ ખુરશી લઇ દૂર મૂકી દીધી. જહાંગીરજી પિતાના ગુસ્સાની જરાપણ દરકાર ન કરતાં બોલ્યો, "જૂઓ, જૂઓ, બુઢાની બુદ્ધિ ફરી ગઇ છે; તે મારૂં ખૂન કરવા ઇચ્છે છે ! તેને વંશ જવાનો પણ ભય નથી ?"

નવરોજીએ એક ફલાંગ મારી જહાંગીરજીનું મુખ દબાવી કહ્યું:—"આપ ચુપ રહો, એક શબ્દ પણ બોલશો નહિ."

પરંતુ જહાંગીરજી ગુસ્સાથી ભાન ભૂલી બોલવા લાગ્યો:—"તમે દૂર જાઓ, બુઢ્ઢાની શક્તિ કેટલી છે તે જોવા દો."

વૃદ્ધ દોરાબજી કહેવા લાગ્યા:—"હું કબૂલ કરૂં છું કે મારી પાસે કંઈક રોકડ નાણું છે, પરંતુ એ રૂપીઆ હાથમાં આવતાં આ છોકરો ત્રણ દહાડામાં ઉડાડી દેશે. અભાગીઆને જ્ઞાન હોત તો રસ્તા પર રખડતી એક છોડીને ઉપાડી લાવી તેને માટે હજારો રૂપીઆ ખરચત નહિ કોઇપણ આબરૂદાર માણસનો દીકરો એક વેશ્યા માટે આટલો બધો ગાંડો બની જાય?"

જહાંગીરજી ગુસ્સાભેર બોલ્યો:—"શું! તમે ગુલબાઇ સાહેબાનું અપમાન કરવાનું સાહસ કરો છો? તેના જેવી કેળવાયલી સુંદરીને તમે છોકરી કહી અપમાન કરો છો? તે પણ હું સહન કરૂં છું પણ તેને વેશ્યા કહેતાં તમને શરમ ન આવી? બુઢ્ઢા થઇ તમારી વિવેક શક્તિ તદ્દન નાશ પામી છે!"

વૃદ્ધ કામા સાહેબ ગુસ્સાથી બોલ્યા:—"તારૂં ફટકી ગયું છે; ને હરામજાદીએ તારાપર જાદુ કર્યું છે! પરંતુ મારી પાસે પણ જાદુનું ઓષધ છે, હું એ વેશ્યાને રાતોરાત એવી જગાએ મોકલી આપીશ કે તું તો શું પણ તારી સાત પેઢીમાં કોઇ ખોળી શકશે નહિ."

જહાંગીરજી ગભરાઇ જઈ બોલ્યો:—"તમે ગુલબાઇને છુપાવી દેશો? કેવું સત્યાનાશ! તે પહેલાં મારૂં માથું કાપી નાંખો."

વૃદ્ધ દોરાબજી બોલ્યા:—"તારાં નાક કાન કાપતાં છતાં તને બુદ્ધિ ન આવી, તો પછી માથું કાપવાથી શું ફળ? મેં માણસો મોકલી દીધાં છે, તેઓએ અત્યારસુધીમાં એ કામ પાર પાડયું હશે."

મારૂં સત્યાનાશ વાળ્યું! એમ કહી જહાંગીરજી ત્યાંથી ઝડપથી દોડયો; તેની સાથે વૃદ્ધ પણ તેની પાછળ ચાલ્યો."

નવરોજી જહાંગીરજીનું અધઃપતન જોઇ દિગ્મૂઢ થઇ ગયો. લગભગ અરધા કલાક પછી કામા સાહેબ તે ઘરમાં પાછા આવ્યા તેણે નવરોજીને કહ્યું:—"એ લુચ્ચાને મેં એક ઘરમાં કેદ કરી રાખ્યો છે! થોડા દિવસ કેદમાં રહેવા દો એટલે ઠેકાણે આવશે."

નવરોજીએ કહ્યું:—"પણ કદાચ તે ગુસ્સામાં ને ગુસ્સામાં આપઘાત કરી બેસશે તો?"

વૃદ્ધે કહ્યું:—એવી બ્હીક રાખવાનીજ નથી; તું તેને ઓળખતો નથી. આપઘાત કરવા જેટલું સાહસ તેનામાં નથી; ઘરમાં શું કરતો હશે, તેપણ હું જાણું છું; ત્યાં તે બિછાનામાં પડયો પડયો એ છોકરીના વિરહથી રડતો હશે. એ લુચ્ચી છોકરી એક શયતાન જેવી છે; એકાદ પૈસાવાળો મળ્યો કે તરતજ તે પોતાનાં રૂપની જાળમાં તેને ફસાવે છે, અને તેનું બધું લઇ ગરીબ બનાવી જવા દે છે. જહાંગીરજી એવો તો નર પિશાચ છે કે જો તેની મા પરમ પતિવ્રતા ન હોત તો તે મારૂં સંતાન છે એવો વિશ્વાસ મને કદી થતોજ નહિ."—વૃદ્ધ બંને હાથે મુખ ઢાંકી નીચું માથું કરી રહ્યો.

નવરોજીએ પૂછ્યું:—'આ ને શું કંઇ વેદના થાય છે?"

કામાસાહેબે કહ્યું:—"હા, મને બહુ લાગી આવે છે; હું તેનો પિતા છું, મને તેના પર સ્નેહનો અભાવ નથી, પરંતુ ગૃહસ્થ માણસનું કર્તવ્ય મારે બજાવવુંજ પડશે આજેજ હું મારા એટર્નીને લખી મોકલીશ કે તેનાં દેવાં માટે હું જવાબદાર નથી, એ વાત તે ખબર પત્રોદ્વારા જાહેર ખબર કરી દે. મારી જે કંઇ સંપત્તિ છે તે હું કોઇ પણ દેશ હિતકર કાર્યમાં આપી જઇશ, એને એક પૈસો પણ આપીશ નહિ, મારો દિકરો હંમેશને માટે એક વેશ્યાનાં ચરણ સેવતો રહે, અને તેને માટે સમાજમાં પાછો પડે, મારા વંશની આબરૂ, ગૌરવ બધું પાતાળમાં પહોંચાડી દે તે મારા મત મુજબ મને અસહ્ય થઇ પડયું છે."

નવરોજીએ કહ્યું:—"આટલી નાની ઉમરમાં તે બગડયા કેમ?"

કામાસાહેબે કહ્યું:—"જેની પાસે બાપની દોલત છે તેને બગડવાને કેટલી વાર? વકીલ, દલાલ અને વ્યાજખોરનાં ટોળા સ્વાર્થસિદ્ધિ માટે એવા છોકરાઓને બગાડે છે, જવા દે, એ પાપિષ્ઠની વાત વધુ સંભારવાં મને બહુ લાગી આવે છે; હવે ચાલ, મારૂં મકાન કેવું ચિત્તાકર્ષક છે તે જોઇ આવીએ."

કામા સાહેબ નવરોજીને સાથે લઇ પોતાનું મકાન જોવા ચાલ્યા.

—:o:—

## પ્રકરણ ૨૨ મું

### નવીન યુક્તિ

નવરોજી નવીન ઉદ્યોગથી અને બમણા ઉત્સાહથી દોરાબજી કામાનું મકાન ચિતરવા લાગ્યો. વૃદ્ધ કામા સાહેબ કામ જોઇ પાછા ગયા એટલે નવરોજી એક દિવાલ પર ચિતરામણ કાઢવા લાગ્યો; એ વખતે એક મજુરે આવી તેને જણાવ્યું કે એક ગૃહસ્થ આપને મળવા આવ્યા છે.

તે વખતે કોઈ પણ ગૃહસ્થ પોતાને મળવા આવે તેવો સંભવ નહોતો; તોપણ તે પીછી ફેંકી વિસ્મયપૂર્વક માળપરથી ઉતરી નીચે આવ્યો; નીચે આવી તેણે જોયું કે દસ્તુર સાહેબ ઉભા છે!

નવરોજીએ તેની પાસે આવી સલામ ભરી કહ્યું:—" આપ આવ્યા છો, એવું મેં અનુમાન પણ કર્યું નહોતું; શા સમાચાર છે!" અકસ્માત દસ્તુર સાહેબનાં મુખપર તેની દૃષ્ટિ પડી; દસ્તુર સાહેબનાં મુખપર ગંભીરતા અને વિષાદ છવાએલો જોઈ નવરોજીએ સંકુચિત ભાવે પૂછ્યું:—શું કર્ણેલિયાનો મંદવાડ વધ્યો છે? આપ આટલા બધા ગંભીર કેમ લાગો છો?"

દસ્તુર સાહેબે કહ્યું:—"કર્ણેલિયાનો મંદવાડ વધત તોપણ આટલી બધી ચિંતાનું કારણ નહોતું, કેવળ તમારે માટેજ હું એ વખત કર્ણેલિયાને મળ્યો હું, ખાસ વાત કહેવાની છે, મારી સાથે આવી શકશો?"

નવરોજીએ કહ્યું:—"હાથ ધોઇ, લુગડાં બદલી હમણાંજ આવું છું"

દસ્તુર સાહેબે કહ્યું:—" જો તમારાં કામને કંઇ અડચણ આવતી ન હોય તો લુગડાં બદલવાની કંઇ જરૂર નથી, આ વેશમાં જ ચાલો."

નવરોજીએ એક ડોલમાં હાથ ધોઇ એજ વેશમાં દસ્તુર સાહેબ સાથે પ્રસ્થાન કર્યું.

દસ્તુર સાહેબ નવરોજી સાથે પોતાને ઘેર આવી પહોંચ્યા, ત્યાર બાદ તેણે કહ્યું:—" આજ સવારે કર્ણેલિયાની દાસીએ તમારી બહુ રાહ જોઈ હતી."

નવરોજીએ કહ્યું:—" તે આજે મને મળવા આવશે એવી મને ખબર નહોતી. "

દસ્તુર સાહેબે કહ્યું:—"મને એ રસ્તાપરથી જતો જોઇ તેણે તમારી એક ચિઠ્ઠી મને આપી છે; તે જાણે છે કે પત્ર મારા હાથમાં આપવાથી તમને તરતજ પહોંચશે; તમને એ પત્ર આપવા માટેજ અહિં લાવ્યો છું. "

દસ્તુર સાહેબે એક સુંદર સ્ફટિકનું પેપરવેઈટ ખસેડી તેની નીચેથી એક પત્ર કાઢી નવરોજીના હાથમાં મૂક્યો, નવરોજીએ પત્ર ફાડી વાંચ્યો;—

પ્રિયતમ નવરોજી,

હું તમને ચાહું છું, દેહમાં જ્યાં સૂધી જીવ રહેશે, ત્યાં સૂધી હું તમને ચાહીશ; પરંતુ પ્રેમ સિવાય બીજું કર્તવ્ય પણ મારા પર છે. એ કર્તવ્ય પણ મારે પાળવુંજ જોઈએ. અમારી આબરૂ, અને કુલિનતાને લીધે એ કર્તવ્ય પાળ્યા સિવાય છુટકો નથી; એ માટે જો પ્રાણ જાય તોપણ ભલે. તમને મારી વિનતિ છે કે આ જીવનમાં હવે તમારો મેળાપ ન થાય તો સારૂં, આ પત્ર એ મારો તમારા તરફનો છેલ્લો પત્ર છે. આ પછી તમે મારા તરફથી એકપણ પત્ર મળવાની આશા રાખતા નહિ. થોડા દિવસમાં તમે સાંભળશો કે બીજા સાથે મારો વિવાહ થઇ ગયેલ છે. હું જાણુંછું કે આ સમાચારથી તમને બહુ દુઃખ થશે; પરંતુ પ્રિયતમ, મારૂં દુર્ભાગ્ય તમારા કરતાં ઓછું નથી. ઇશ્વર આપણા જેવાં હતભાગીઓ પર દયા કરે. નવરોજી, તમે હૃદયમાંથી મારી સ્મૃતિ લુછી નાખજો. હાય, મને મરવાનો પણ અધિકાર નથી. તમારાં હૃદયને આઘાત આપી તમારી પાસેથી હંમેશની રજા માગુંછું.

લી૦ તમારી અનાથિની અભાગિની " કુંવુલીયા. "

દસ્તુરસાહેબે દાસી પાસે આ પત્રનો સારાંશ સાંભળ્યો હતો તેથીજ તે આ પત્ર નવરોજીને તેને ત્યાં આપવા લઈ ગયા નહોતા. પત્ર વાંચી નવરોજીનું મુખ ફીકું પડી ગયું; દસ્તુર સાહેબે પૂછ્યું, " કાગળમાં શું છે ? "

નવરોજીએ કાગળ તેના હાથમાં આપી કહ્યું. "વાંચી જૂઓ."

દસ્તુર સાહેબે પત્ર વાંચી માયાળુ દૃષ્ટિથી નવરોજી તરફ જોઇ

કહ્યું: "તમે હતાશ થશો નહિ; સાહસ અને ધૈર્ય એજ મનુષ્યનું પ્રધાન અવલંબન છે."

નવરોજી ઉત્તેજિતસ્વરે બોલ્યો:—" હતાશ થાઉં, અધીરો થાઉં, બી' જાઉં ? આપ મને ઓળખતા નથી; જ્યારે કર્ણેલિયા બારે રોગથી પિડતી પથારી વશ થઇ હતી અને દરરોજ મૃત્યુ મુખ તરફ જતી હતી, છતાં હું તેને મળી શકવાનો નહોતો, ત્યારે હું નિરાશા અને ચિંતાથી ઘેરાઈ ગયો હતો,પરંતુ હવે તેની પિડા એ છી થઇ છે, સબળ દેહે તેણે આ પત્ર લખ્યો છે, તે મને ચાહે છે. જિંદગી પર્યંત ચાહશે. એ સિવાય મારે માટે અધિક ઉત્સાહની વાત બીજી કઈ હોઇ શકે ? "

થોડીવાર અટકી નવરોજી જુસ્સાભેર હસવા લાગ્યો:–"કર્ણેલિયાનો વિવાહ થશે ? કોની સાથે વિવાહ થશે ? એ તેનો વિવાહ કે મૃત્યુ બંધન ? તેનાં માબાપ અગાઉથીજ આપની સાથેનો સંબંધ તોડવા ઇચ્છતાં હતાં, પણ આપે તે અગાઉથી સંબંધ તોડ્યો. કર્ણેલિયાની ઇચ્છા વગર તેનો વિવાહ કરવાથી ફાયદો શો ? બીજા કોઇને ખુશી કરવા માટે શું આ કામ નહિ થતું હોય? અંધકાર, મારી ચારે તરફ અંધકાર છે. કર્ણેલિયાએ આપની પાસે છૂપી રીતે જ્યારે મારી સાથેનો સંબંધ કહ્યો, ત્યાં સુધી તેના નવા સંબંધની વાત ઉઠી નહોતી, અથવા તેમ બન્યું હોય તો તે કર્ણેલિયાથી અજાણ્યું હશે; જો તે જાણતી હોત તો આપને કહ્યા વગર રહેત નહિ; પરંતુ ત્યારબાદ એવું શું બન્યું કે જે કર્ણેલિયા મારે માટે બધું તજવા તૈયાર હતી તે સહજ વાતમાં બીજા સાથે વિવાહ કરવાને તૈયાર થઇ ! કોણ જાણે કઇ શક્તિદ્વારા તે અંજાઇ ગઇ છે તે હું સમજી શકતો નથી."

થોડીવાર અટકી નવરોજી પાછો બોલવા લાગ્યો,—" મને લાગે છે કે કંઇ ગુપ્ત રહસ્ય જેવું છે. આપની પાસે જે દિવસે કર્ણેલિયાએ બધી વાત જણાવી, તે દિવસે મને લાગે છે કે આપે તેનામાં ભાવની જૂદાઈ જોઇ નહોતી; પરંતુ આપ ચાલ્યા આવ્યા પછી એક કલાક પછી તે એકાએક મૂર્છા પામી, તે પછી તરતજ તે માંદી પડી. મંદવાડમાંથી ઉઠી તેણે મને આ પત્ર લખ્યો. રમલાબાઇ સાહેબા એક દિવસ કહેતાં હતાં કે કર્ણેલિયા પથારીમાં પડી છે ત્યારથી તેનાં માબાપ રાત દહાડો તેની પથારી પાસેજ રહે છે; આ

શું સ્નેહને લીધે? શું કદાચ કર્ણેલિયા પિડામાં ને પિડામાં કંઈ છુપી વાત કહી દે, એ બ્હીકથી તેઓ બંને તેની ચોકી કરે છે? તે કર્ણેલિયા પાસે એકાએક કોઇને જવા દેતાં પણ નહોતાં."

દસ્તુરસાહેબે કહ્યું:—"મેતા સાહેબનાં કુટુંબમાં કંઈ પણ છૂપું રહસ્ય છે, તેમાં મને કશો શક નથી."

નવરોજીએ કહ્યું:—"તે ભેદ શું છે?"

દસ્તુરસાહેબે કહ્યું:—"તે વિષે હું કશું અનુમાન કરી શકતો નથી."

નવરોજી દૃઢ સ્વરે બોલ્યો:—"મને પણ ખાત્રી છે કે આ વિવાહનાં મૂળમાં પણ કોઈ ગુપ્ત રહસ્ય છૂપાયલું છે. આપની મદદ મળતાં હું એ રહસ્ય ખુલ્લું કરીશ. હવે હું આપને એકાદ બે સવાલો પૂછવા ઇચ્છું છું; કર્ણેલિયા કોઈ બીજા સાથે વિવાહ કરવાને તૈયાર થયેલ છે; પરંતુ તેણે તેમાં સામાન્ય કારણથી સહજ વાતમાં સંમતિ આપી નહિ હોય. એ વાતમાં આપને વિશ્વાસ છે કે નહિ?"

દસ્તુરસાહેબે કહ્યું:—"હા, કર્ણેલિયાએ પોતાને હાથે પોતાનું હૃદય વીંધી આ વિવાહમાં સંમતિ આપી છે એ તો નક્કી."

નવરોજીએ પૂછ્યું:—"મેતા સાહેબ અને તેની સ્ત્રી બંને શું પ્રથમ આપને કન્યા આપવાની તરફેણમાં હતાં?"

દસ્તુરસાહેબે કહ્યું;—"હા, બંનેની સંમતિ હતી."

નવરોજીએ પૂછ્યું:—"આપના જેવા આબરૂદાર કેળવાયલા અને વિપુલ અર્થના અધિકારી—ટુંકામાં બધી બાબતોમાં મનને ગમે તેવા માણસ શું પારસી સમાજમાં બીજો કોઇ મળત?"

દસ્તુર સાહેબ હસ્યા તેણે કંઇ જવાબ આપ્યો નહિં.

નવરોજી તેના મનનો વિચાર જાણી બોલ્યો:—"આપની ખુશામત માટે મેં આ પ્રશ્ન પૂછ્યો નથી; આપ મારા પ્રશ્નનો જવાબ આપો."

દસ્તુર સાહેબે કહ્યું:—"જે જે હોતાં કોઈ પણ ગૃહસ્થ પોતાની કન્યા આપવાને તૈયાર થાય તે બધું મારે છે, એવો સાધારણ રીતે માણસોને વિશ્વાસ છે; માટે માણસોની દૃષ્ટિથી હું લાયક વર હતો; અને તમારી માફક બીજા ઘણાને ખાત્રી હતી કે મારા કરતાં વધુ યોગ્ય વર મેતા સાહેબને કદી મળત નહિ."

નવરોજીએ કહ્યું:—ત્યારે મેતા સાહેબ અને તેની સ્ત્રીએ આપની સાથે તેમની કન્યાનો વિવાહ કરવાની ચેષ્ટા કેમ ન કરી?"

દસ્તુર સાહેબે પૂછ્યું:—"મને લાગે છે કે મેં જાતેજ આ વિવાહ તોડયો, તેથી તેને મારાપર ગુસ્સો ચડયો છે; અને તેથીજ તેણે એમ કરવાની જરૂર જોઇ નહિ હોય. મેં ના પાડયા પછી કોઇ પણ ગૃહસ્થ મને લાગે છે કે મને પોતાના જમાઇ તરીકે સ્વીકારવાની વિનંતિ ન કરત."

નવરોજીએ કહ્યું:—મને લાગે છે કે આપનું આ અનુમાન ખરૂં નથી; કારણ કે મેં કર્ણેલિયાની દાસી પાસે સાંભળ્યું છે કે, જે દિવસ આપે સંબંધ તોડવાનો પત્ર લખ્યો, તેજ દિવસે મેતા સાહેબ પણ આપને કન્યા આપવાની ના પાડવાના હતા; આપનો પત્ર મળવાથી તેને આ અપ્રીતિકર વાત કરવાનો પ્રસંગ આવ્યોજ નહિ. વારૂ અત્યારે એવો કયો માણસ કર્ણેલિયા સાથે વિવાહ કરવાને તૈયાર થયો છે કે જે કેવળ કર્ણેલિયાને નહિ પણ તેનાં માબાપને પણ પોતાની સાથે તેમની દીકરીનો વિવાહ કરવાની ફરજ પાડે છે-એ વ્યક્તિ કોણ હશે? કઇ શક્તિનાં બળવડે તે આ બધાંને તેની મરજી મુજબ ચલાવે છે? આ શક્તિનાં મૂળમાં નક્કી કોઇ પણ ભયંકર પાપ છૂપાયલું છે. કર્ણેલિયા પોતાનાં હૃદયનાં મહત્વને લીધેજ આત્મબળિદાન આપવાને તૈયાર થઇ છે."

દસ્તુર સાહેબે કહ્યું:—"તમારા વિચારો સંભવિત છે; પરંતુ હવે તમે શું કરવા ઇચ્છો છો?"

નવરોજીએ કહ્યું:—"હાલમાં મારે કંઇ પણ કરવાનું નથી; તો પણ કર્ણેલિયાએ મને વિનંતિ કરી છે કે હૃદયમાંથી તેની સ્મૃતિ ભૂસી નાખવી; કદાચ સંભવિત હોત તો હું તેમ કરત, પરંતુ એ કામ મારી ઇચ્છાપર આધાર રાખતું નથી. ઇચ્છાપૂર્વક કોણ પોતાની નાડીનું ફરકવું બંધ પાડી શકે? ઇચ્છાપૂર્વક શ્વાસોચ્છ્વાસ રોકી શકે છે? કર્ણેલિયાને ભૂલવી એ અશક્ય છે. જે નર પિશાચ છળકપટથી મારાં હૃદયવૃન્ત પરથી એ પવિત્ર ફુલ ચુંટી લેવા તૈયાર થયો છે, મારાં જીવનને સુકી જ્વાલામય મરૂભૂમિમાં ફેરવી નાંખવાનો પ્રયત્ન કરે છે, તેને જેમ તેમ કરીને મારે ચૂર્ણવિચૂર્ણ કરવો પડશે."

દસ્તુર સાહેબે કહ્યું:—"નવરોજી, સાવચેત રહેજો! તમે જે માર્ગે જવાનો સંકલ્પ કર્યો છે, તે માર્ગ પર જો કોઈ પણ રીતે તમારો પગ લથડયો તો તમારૂં મરણ અનિવાર્ય છે."

નવરોજીએ કહ્યું:—"મેં દૃઢ નિશ્ચય કર્યો છે. મને તે પાપીનો

પત્તો મળશે કે તરતજ બંદુકની એક ગોળીથી હું તેને આ ભવમાંથી વિદાય કરી દઇશ; મારા હાથે તેના પ્રેમની ઇચ્છા પૂર્ણ થશે."

દસ્તુર સાહેબે દૃઢ સ્વરે કહ્યું:-" તમે તેમ કરશો નહિ, તેથી તમારૂં ભલું થવાનું નથી. તમે ખુની તરીકે પકડાશો; અને અપરાધ સાબીત થયે ફાંસીએ લટકશો; જે આશાએ એ ભયંકર કામ કરવા તૈયાર થયા છો તે માર્ગ પૂર્ણ થશે નહિ. વિચાર કરી જૂઓ બીજો કોઇ માર્ગ છે કે નહિ."

થોડી વાર પછી નવરોજી બોલ્યો:-" મને લાગે છે કે એક બીજો ઉપાય છે. એ માણસ ભયંકર નર પિશાચ છે તેમાં કશો શક નથી; આવાં કાર્યમાં પ્રવૃત્ત થનારો આ પાપમાં પૂરેપૂરો કાબેલ છે એમ અનુમાન કરવું ખોટું નથી; તેનું જીવન ઘણા પાપના ભારથી ભરપૂર હશે, ધીમે ધીમે ઘણાં દુષ્કર્મોદ્વારા પગથીઆંપર પગથીઆં રચી તે આ સ્થાને પહોંચ્યો હશે. હું તેનાં છુપાં પાપની સાબીતિ મેળવીશ, તેનો બનાવટી વેશ ખુલ્લો કરીશ, અને સમાજમાં તેને શરમીંદો પાડીશ."

દસ્તુર સાહેબે કહ્યું -" એ રસ્તો ઠીક છે."

નવરોજી બોલ્યો:-" હા, તેમજ કરવું પડશે; પરંતુ આ બાબતમાં હું આપની મદદ માગું છું. આપ એક દિવસ દયા કરી મને મદદ કરવા તૈયાર થયા હતા, ત્યારે આપની સહાયતા લેવાનું મેં ધાર્યું નહોતું; પરંતુ આ વખતે આપનો ઉપદેશ અને સહાવિના મારે ઘડી ભર ચાલવાનું નથી. આપે પણ મારી માફક જીવનમાં અનેક દુઃખ ભોગવ્યાં છે; ગરિબાઇની પાઠશાળામાં આપણે બંને ભણ્યા છીએ; આપણે આપણો સંકલ્પ છુપો રાખી સતર્કભાવે આગળ વધી શકીશું."

નવરોજી જવાબ મળવાની આશાએ દસ્તુર સાહેબનાં મુખ સામું જોઈ રહ્યો, પરંતુ તેનાં મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ; તે વિચાર કરવા લાગ્યા.

નવરોજી વળી બોલવા લાગ્યો:—" આપ શું એમ ધારો છો કે આ કામ આપણે માટે મુશ્કેલ છે? પરંતુ મારો વિચાર જૂદો છે; જે ક્ષણે આપણે તે નરાધમનું નામ જાણશું એટલે આપણે છાયાની માફક તેનું અનુસરણ કરશું. જરૂર પડશે તો પ્રખ્યાત જાસુસોની મદદ લેશું. પૈસાને જોરે તે એ નરાધમનાં કરતુકો આપણને જાહેર

કરશે. આપનો સમાજ અને મારો સમાજ જૂદો છે, આપણા આપણા સમાજમાં આપણે તેના બીજાથી છૂપા અનેક ખબરો મેળવી શકશું. આપ આબરૂદાર સમાજમાંથી જે સમાચાર મેળવશો તે મારાથી મેળવાય તેમ નથી; અને હું સમાજના નીચલા લોકોમાંથી જે સમાચાર મેળવીશ તે આપનાથી મેળવી શકાય તેમ નથી; હું નીચલા વર્ગમાં કે જ્યાં હમેશની ગરિબાઈના પંકિલ સ્રોતમાં કલંકના ઢગલા થાય છે, નાના પ્રકારનાં કુકર્મો અને પાપોથી જે સમાજ દુષિત્ર થઇ રહ્યો છે,—હું તેજ સમાજના સમાચાર મેળવીશ, તેમાં કદાચ તે નરાધમનાં પાપો ખુલ્લાં થશે જ. નોકરોના મેળાવડામાં, તાડિખાનામાં, નીચલા વર્ગનાં પ્રમોદ સ્થાનોમાં હું નિઃશબ્દચારી પ્રેતની માફક ફરી એ બાબતની ખોળ કરીશ."

દસ્તુર સાહેબે જોયું કે મારાં કર્મહીન, ઉદ્દેશ્યહીન વખત માટે આ કંઇ ખોટું નથી. તેણે કહ્યું, "તમારે માટે મારાથી બનશે તેટલી મહેનત કરીશ, તમારી વિનંતિ મારા મગજમાં તાજીજ રહેશે; એ વિષયમાં તમે મારા પર સંપૂર્ણ વિશ્વાસ રાખજો."

દસ્તુર સાહેબની વાત પૂરી થતા ન થતામાં તો સુંદરી રમલા વાવાઝોડાંની માફક ત્યાં આવી; તે ઉતાવળે બોલી, "દીનશા, હું બારે મુસ્કેલીમાં આવી પડી છું. તેથી તમારી પાસે મદદ માગવા આવીછું."

દસ્તુર સાહેબે કહ્યું:—"બાબત શી છે! તમે આટલાં બધાં હાંફો છો કેમ?"

રમલા ઉદાસીભાવે બોલીઃ—"મારે અઢી હજાર રૂપીઆ જોઇએ છીએ; તમે આપી શકશો કે નહિ તે કહો."

દસ્તુર સાહેબ લગર હસી બોલ્યાઃ—"જો એજ તમારી ચિંતાનું કારણ હોય તો તમે નિશ્ચિત થાઓ."

રમલાએ કહ્યું:—"પરંતુ રૂપીઆ અત્યારેજ જોઇએ."

દસ્તુર સાહેબે કહ્યું:—"અત્યારેજ—આ ક્ષણેજ આપીશ, પરંતુ વાત શું છે તે કહો."

રમલાએ કહ્યું:—"કેવળ રૂપીઆથી ચાલે તેમ નથી, તમારી સલાહની પણ જરૂર છે; તે માટે પણ આવી છું—' તેણે એક વખત વક્રદષ્ટિથી નવરોજી સામું જોયું.

તે જોઇ દસ્તુર સાહેબે રમલાને કહ્યું:—"શું છૂપી વાત છે?"

નવરોજી તે ઓરડો છોડવા ઉઠયો; તે જોઈ રમલાએ કહ્યું, "તમારે જવાની જરૂર નથી; મારે જે કહેવાનું છે તે છુપું છતાં તમે સાંભળી શકશો. તમે જે વાત સાંભળવા ઉતાવળા થાઓ છો તે પછી કહીશ; તરતજમાં તો મારી વાત કહી લઉં.—" ત્યાર પછી રમલા દસ્તુર સાહેબ તરફ જોઈ બોલી, " દીનશા, થોડા દિવસ પહેલાં પેસ્તનજી શાપુરજી નામનો એક ગૃહસ્થ મને મળવા આવ્યો હતો; કોઈ કોઈ સ્થળે મેળાવડામાં હું તેને મળી હતી, તેવો મેળાપ પણ એક વખત થયો હતો, એને લીધે અમે બંને એક બીજાને થોડાં ઓળખતાં હતાં. તમે જાણો છો કે તેનો ભાઇ ઘણા દિવસ થયાં ગુમ થયો છે, અત્યારસુધી તેનો પત્તો મળ્યો નથી "

દસ્તુર સાહેબે પૂછ્યું:—" તેની સાથે તમારી બરાબર ઓળખાણ નહોતી છતાં તે તમને મળવા આવ્યો તેનું કારણ શું ? "

રમલાએ કહ્યું—" તે ભારે ભપકાદાર પોશાક પહેરી એક મારી દૂરથી થતી કુમનો પત્ર લાવી મારી સાથે મેળાપ કરવા આવ્યો હતો; પેસ્તનજીએ કંઈ જરૂરી બાબતો ન કહી, કેવળ આડી વાતો કરી વખત વીતાડયો; તેથી મને બહુ ગુસ્સો ચડવા લાગ્યો—તેવામાં દરવાજે શોરબકોર થતો સાંભળ્યો; તેનું કારણ જાણવા માટે મેં નોકરને બોલાવ્યો, એવામાં બાપુભાઇ મોતીવાળા એકાએક મારી પાસે આવ્યા અને તેના લેણા અઢી હજાર રૂપીઆનું એક બીલ મને આપ્યું. એક અજાણ્યા માણસ સંમુખ તેણે પૈસાની ઉઘરાણી કરી તે જોઇ મને બહુ ગુસ્સો ચઢયો, મેં તેને કહ્યું, " અત્યારે અહિં આવવાનું તમને કોણે કહ્યું ? આ કંઇ ઉઘરાણીની જગા નથી,–તમે બહાર જાઓ ' મારી વાત સાંભળી ઝવેરી ગુસ્સે થઇ બોલ્યો, " આ ક્ષણેજ મારાં બીલના રૂપીઆ ચૂકવી આપો; બીલ ઘણું જુનું છે; હવે હું એ બીલ વધુ વખત રાખવા માગતો નથી. આપ અત્યારેજ રૂપીઆ નહિ આપો તો હું આપના સ્વામી પાસે ઉઘરાણી કરવા જાઉં છું. '—તેનું બીલ અઢી હજાર રૂપીઆનું હતું, પણ તે વખતે તો મારી પાસે અઢી રૂપીઆ પણ નહોતા હું ભારે મુશ્કેલીમાં આવી પડી મેં તેની પાસે એક અઠવાડીઆંની મહેતલ માગી; પરંતુ ' આજે રૂપીઆ લીધા સિવાય જવાનો નથી ' એમ કહી તેણે તો ધામો નાખ્યો."

દસ્તુર સાહેબે પૂછ્યું:—" ઝવેરીની સાથે જ્યારે તમે વાત કરતાં હતાં ત્યારે પેસ્તનજી શું કરતો હતો ?"

રમલાએ કહ્યું:—" પ્રથમ તો ઝવેરીની વાત તે સાંભળતોજ હોય તેવી રીતે બેસી રહ્યો. ત્યાર પછી જ્યારે ઝવેરી ખુરશી પર બેઠો, ત્યારે તેણે પોતાનાં ખીસામાંથી એક ' પૉકેટ ' કાઢી ઝવેરી સામે ફેંકી કહ્યું,—" તમે અઢી હજાર જેવી નાની રકમ માટે આવી આબરૂદાર સ્ત્રીનું અપમાન કરવા તૈયાર થયા છો ? મારા આ પૉકેટ કેસમાં અઢીહજાર રૂપીઆની નોટો છે, લઇ ચાલ્યા જાઓ, વધુ એ અદબી કરો નહિ."

દસ્તુર સાહેબે પૂછ્યું:-" ઝવેરી તરતજ ચાલ્યો ગયો ?"

રમલાએ કહ્યું:—" ના, તેણે કહ્યું કે ' મને જે રૂપિયા મળ્યા, તેની મારે રસીદ આપવી જોઇએ ' ઝવેરીએ પોતાના ખીસામાંથી લખવાની સામગ્રી કાઢી તેજ બીલની પછવાડે લખ્યું કે, ' મને ફ્રાજલભાઇ સાહેબની સ્ત્રી રમલબાઇ સાહેબાનાં દાગીનાની કિંમત બદલ રોકડા અઢી હજાર રૂપીઆ પેસ્તનજી શાપુરજી સાહેબ પાસેથી મળ્યા છે."

દસ્તુરસાહેબે પૂછ્યું:—"ઝવેરી ગયા બાદ પેસ્તનજીએ તમને શુ કહ્યું ?"

રમલાએ કહ્યું:—" તે કાંઇ પણ બાબત ખુલ્લી રીતે કહેવાને ખુશી નહોતો; તોપણ તેની વાતચીત પરથી જણાયું કે તે આપણી કર્ણેલિયાપર મોહી પડયો છે, તેની સાથે તેનો વિવાહ કરાવવાનો બાર તેણે મારે માથે નાંખ્યો છે."

આ વાત સાંભળી દસ્તુરસાહેબ અને નવરોજી બંને ચમકી ગયા, ત્યાર પછી બંને એકી સંગે બોલી ઉઠયા:-" એ માણસને આ !"

રમલાએ વિસ્મય પામી પૂછ્યું:-" તમારાં વાકયનો અર્થ શો ?"

દસ્તુરસાહેબ ઉત્તેજન ભાવે બોલ્યા, " અમારાં વાકયનો અર્થ એ છે કે એ પેસ્તનજી બદમાસ અને ભારે પાજી છે; તેણે તને મૂર્ખ બનાવી છે." ત્યાર પછી કર્ણેલિયાના વિવાહ સંબંધી જે કાંઇ જાણવામાં આવ્યું હતું તે બધું તેણે રમલાને કહ્યું.

એ બધું સાંભળી રમલા બોલી; " તમારૂં અનુમાન ખરૂં હોઇ

શકે, પરંતુ પેસ્તનજીના જેવો એક તદ્દન અજાણ્યો માણસ મેતાસાહેબ અને તેની સ્ત્રીને બ્હીક બતાવી તેમની કન્યા પરણવાનું કરે, તે મને અસંભવિત લાગે છે; તેની વાતચીત પરથી તો મને એમ જણાયું કે તેણે કોઇપણ દિવસ મેતાસાહેબને ઘેર પગ પણ મૂક્યો નહિ હોય આવી સ્થિતિમાં તેની વિરૂદ્ધ આવી ફરિયાદ શી રીતે સત્ય હોઈ શકે ?

દસ્તુરસાહેબે કહ્યું:—"એ વાત તમે કહી શકો છો, પરંતુ એક બાબતમાં હું તમને સવાલો પૂછુ છું, તેનો તમે જવાબ આપજો. ઝવેરીએ તમારી પાસેથી જ્યારે રૂપીઆ માગ્યા, અને તમારૂં અપમાન કરવાને તૈયાર થયો, ત્યારે તેનું એ આચરણ તમને અસ્વાભાવિક લાગ્યું ?"

રમલાએ કહ્યું:—"મને ખાત્રી છે કે કોઇપણ વેપારી એ રીતે પોતાના ગ્રાહકને ગુસ્સે કરેજ નહિ."

દસ્તુરસાહેબે કહ્યું:—"મને લાગે છે કે તમે ઘણા લાંબા સમયથી તેની પાસેથી દાગીના ખરીદો છો; વરસમાં ઘણા રૂપીઆ તેને ખરાવો છો."

રમલાએ કહ્યું:—"હા; તોપણ એ મારી પાસે પૈસાની ઉઘરાણી બહુ કરે છે."

નવરોજીએ કહ્યું:—"શું તે દરરોજ જાતેજ ઉઘરાણી કરવા આવે છે, કે કોઈ નોકરને મોકલે છે?"

રમલાએ કહ્યું:—"ના, તે પોતે કદી પણ ઉઘરાણીએ જતો નથી. આ પહેલીજ વાર મેં તેને મારે ઘેર આવતો જોયો."

નવરોજીએ પૂછયું—"પેસ્તનજી શું પૈસાદાર છે?"

રમલાએ કહ્યું:—"જો કદી તે પોતાના ભાઇની દોલત મેળવે તો તે ધનવાન થઇ શકે; અત્યારે તો સાંભળવા મુજબ તે પગથી તે માથાં સૂધી દેણાંમાં ડૂબેલો છે."

નવરોજીએ પૂછયું:—"આવો બધું જેનાપર દેણું છે, તેની પાસે ખીસામાંજ અઢી હજારની નોટ હોય ખરી? વળી એવો કયો માણસ છે કે જે ફરવા જાય ત્યારે વિના કારણ એટલા બધા રૂપીઆ પાસે રાખે? વળી ઝવેરીને જેટલા રૂપીઆ દેવા પડે તેટલાજ પૈસા સાથે રાખવા, એ શું આપને વિચિત્ર નથી લાગતું?"

રમલાએ કહ્યું:—"હા, ખૂબ વિચિત્ર લાગે છે ખરૂં? પરંતુ

એ વાત પહેલાં મને યાદ આવી નહોતી."

નવરોજીએ કહ્યું:—"એક બીજી વાત પૂછું; ઝવેરીએ રૂપીઆ લીધા પહેલાં નોટ ગણી જોઇ હતી ?"

રમલાએ કહ્યું:—"ના, તેને નોટ ગણતો તો જોયો નથી."

નવરોજીએ કહ્યું:—"તેણે રસીદ આપી છતાં રસીદ પ્રમાણે પૈસા છે કે નહિ તે ગણી જોયા નહિ ! એ બહુ નવાઇની વાત છે."

દસ્તુર સાહેબે કહ્યું:—"આ બાબતમાં બધું આશ્ચર્ય છે."

નવરોજીએ પૂછ્યું:—"જે બીલના રૂપીઆ ચૂકવ્યા. તે બીલ શું બરાબર અઢી હજાર રૂપીઆનું હતું ?"

રમલાએ કહ્યું:—"ના, બરાબર અઢી હજાર નહિ પણ પચાસ સાઠ રૂપીઆ ઓછું હતું."

નવરોજીએ પૂછ્યું:—"બાકીના પૈસા આપને પાછા મળ્યા ?"

રમલાએ કહ્યું:—'ના, મેં તે માગ્યા નહિ, પરંતુ તેણે અઢી હજાર રૂપીઆનીજ રસીદ આપી હતી; કદાચ તેનો ઇરાદો મારાં બાકીનાં બીલમાંથી તે રૂપીઆ બાદ કરવાનો હોય; તેમ કદાચ ઉતાવળનાને લીધે રૂપીઆ પાછા આપવાનું ભૂલી પણ ગયો હોય."

નવરોજીએ કહ્યું:—"પણ ખીસાંમાંથી શાહી-કલમ કહાડી રસીદ દેવાની ભૂલ તો થઇ નહિ !"

રમલા નવાઇ ભરેલી આંખોએ નવરોજીનાં મુખ સામું જોઇ રહી.

નવરોજીએ કહ્યું:—"એ ઝવેરી સાથે પેસ્તનજીની શી ઓળખાણ છે ? ઝવેરી પૈસા લઇ બીલ આપી ગયો, તે બીલ તો આપની પાસેજ છે કે ?"

આ વખતે રમલાનું મુખ સૂકાઇ ગયું; તેણે કહ્યું:—"હવે હું સમજી કે મારી વિરૂદ્ધ એક ભયંકર તરકટ રચાયું છે; બીલ તો મારી પાસે નથી ! પેસ્તનજીએ તે લઇ તિરસ્કારપૂર્વક ટેબલપર રાખ્યું હતું, ત્યાર પછી ઉઠતી વખત તે તેણે ખીસામાં મૂક્યું હતું.

નવરોજીએ કહ્યું:—"ત્યારે હવે બધી બાબત બરાબર સમજાઇ. કોઇ પણ ભારે કામની અંદર પેસ્તનજીને આપની જરૂર પડી છે, પરંતુ તમે સહજ વાતમાં તેની વાત ન કબૂલો એ ભયથી તેણે આપને મુઠીમાં રાખવા માટે આ યુક્તિ રચી છે."

દસ્તુર સાહેબે કહ્યું:—"તમારૂં અનુમાન બરાબર લાગે છે."

રમલાએ કહ્યું:—"પણ પેસ્તનજી બીલ લઈ શું કરશે ?"

દસ્તુરસાહેબે કહ્યું:—"જો તમે તેની બધી આજ્ઞા ઉઠાવશો, તો તે કાંઇ નહિ કરે; પરંતુ જો તેની કોઇપણ આજ્ઞા પાળતાં અચકાશો તો તે તે બીલને તમારી વિરૂદ્ધનાં હથિઆર તરીકે વાપરશે; તે જાહેર કરશે કે રમલા દાગીના ખરીદી પૈસા આપી શકતી નથી, તેથી મેં પૈસા આપી તેને ઋણમુકત કરી છે, કોઇ તેની વાતમાં વિશ્વાસ નહિ રાખે તો તે પેલાં બીલની રસીદ બતાવી ખાત્રી કરાવશે. મને લાગે છે કે તમે હવે સમજ્યાં હશો કે કોઈ કોઇને નિઃસ્વાર્થ ભાવે આટલા બધા પૈસા આપી દે નહિ, આથી તમારા ચરિત્રને લીધે ચારે તરફ કેવી રીતની વાતો ચાલશે, તે તમે સમજી શકશો."

રમલાએ કહ્યું—"જૂઠી વાતોથી મને બ્હીક શી ?"

દસ્તુરસાહેબે કહ્યું:—"રમલા, તમે અહિંજ ભૂલ કરો છો, જૂઠી વાતો સમાજમા વધૂ પ્રચાર પામે તો થોડું નુકસાન થતું નથી. એ અઢી હજાર રૂપીઆની રસીદ પેસ્તનજી પાસે જોઈ લોકો વાત ચલાવે કે તેની સાથે તમારો નઠારો સંબંધ છે; તો પછી તે વાત કોઇ દિવસે પણ તમારા પતિના કાનપર આવે. તમારા પર તમારા સ્વામીનો અગાધ વિશ્વાસ છે, તે હું જાણું છું; પરંતુ મનુષ્યનાં ચરિત્ર સંબંધી મને જેટલું જ્ઞાન છે, તે પર લક્ષ રાખી હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે એ અગાધ વિશ્વાસ પણ સહજમાં તૂટી પડે. ત્યારે તમારે ઉભા રહેવાનું સ્થાન કયાં છે તેનો વિચાર કર્યો છે?"

રમલા અધીરા ભાવે બોલી:—"દીનશા હવે મારે શું કરવું તે કહો. આવું દુષ્કર્મ હવે હું કદી નહિ કરૂં. અને હવેથી એ ઝવેરી પાસેથી કંઇ પણ ચીજ નહિ ખરીદું; એટલુંજ નહિ, પણ તેની દુકાને પણ નહિ જાઉં, તમે શું કોઈ પણ રીતે તે રસીદ પેસ્તનજી પાસેથી નહિ મેળવી શકો?"

દસ્તુરસાહેબે કહ્યું:—"મેળવી શકું, પણ તેથી તમારી આબરૂને હરકત પહોંચશે; અને સહજમાં કામ સરશે નહિ. એ રસીદ તેની પાસે છે, તેની સાબીતિ આપણે બતાવી શકશું નહિ; તે રસીદની વાત સ્વીકારશે નહિ અને તમારો શત્રુ થઈ પડશે."

નવરોજીએ કહ્યું:—"ફક્ત એટલુંજ નહિ, પણ તે ચેતી જશે; અને ભવિષ્યમાં તેને કબજે કરવાનો માર્ગ રહેશે નહિ."

રમલાએ હતાશ થઇ કહ્યું:—"ત્યારે તો મારા છૂટકાનો માર્ગજ

નથી ખઈને?મારે હંમેશને માટે એ અભાગીઆની દાસી થઈ રહેવું પડશે."

નવરોજીએ કહ્યું:—"આપ તે ભય રાખશો નહિ, અમે તેના વિષમય દાંત ભાંગવાને જલદીથી પ્રયત્ન કરશું, જ્યસુધી તમારા પર તેનો વિશ્વાસ રહેશે, ત્યાંસુધી તે તમારાપર કંઇ આફત લાવશે નહિ. અમે તેનો દંભ તોડવા ખાતર જે કરવાનું છે તે કરશું. જ્યાં સુધી તેના મનમાં શક પેદા નહિ થાય, ત્યાંસુધી તે અમારા કામમાં વિઘ્ન નહિ નાખે; માટે અત્યારથી આપણે અતિ સાવચેતીથી ચાલવું પડશે."

ત્યારબાદ દસ્તુર સાહેબે ફરી કબાટમાંથી આઠી હજાર રૂપીઆની નોટો કાઢી રમલાના હાથમાં આપી, અને કહ્યું, "રૂપીઆ જેમ બને તેમ જલદીથી પેસ્તનજીને મોકલી આપો અને પત્રમાં લખી જણાવો કે તમારા ઉપકાર માટે આપને ધન્યવાદ આપુ છું."

નવરોજીએ કહ્યું;—"આ રૂપીઆની રસીદ ન મળે ?"

દસ્તુર સાહેબે કહ્યું:—"પરંતુ તેના મનમા સંદેહ ઉત્પન્ન થઇ શકે ?"

નવરોજી બોલ્યો:—"મને લાગે છે કે એક કામ કરવાથી બધી બાજૂથી રક્ષણ થાય તેમ છે; આપ આપની દાસી મારફતે આ રૂપીઆ મોકલજો, પત્ર પણ નોટની સાથે આપજો. દાસી પ્રથમ પેલો પત્ર પેસ્તનજીને આપશે, ત્યાર પછી નોટ આપશે અને કહેશે કે 'આપને પૈસા આપ્યા તેનું કંઈ પ્રમાણ મારે મારાં માલિકને આપવું જોઇએ.' ત્યારે પેસ્તનજીએ રસીદ આપવી પડશે જ."

દસ્તુર સાહેબે કહ્યું:—"એજ ઠીક છે, તેમજ કરજો."

આટલીવાર પછી રમલાની નિરાશા દૂર થઇ, તેનાં મુખપર હાસ્ય ફુટી નીકળ્યું; તેણે કહ્યું:—"પેસ્તનજીને લઈ હું ખૂબ મગ્ન કરીશ. મને લાગે છે કે તે મારી પાસે તેનાં મનની બધી વાત કહેશે, તે તમને કહીશ; કોણ કોને મુઠીમાં રાખી શકે છે તે જણાશે હું બહુ થાકી ગઈ છું, હવે જઇશ."

રમલાબાઈ સાહેબા ગયાં.

નવરોજીએ દસ્તુરસાહેબને કહ્યું:—પેસ્તનજી પર નજર રાખવાનું આપણું પહેલું કામ છે, મને લાગે છે કે રમલા બાઈ સાહેબાને હાથમાં લેવા માટે તેણે આ રમત રચી છે! કઇ રીતે તેણે મેતા સાહેબ અને તેની સ્ત્રીને હસ્તગત કર્યાં છે, તે હવે જાણવું જોઇએ. આ રહસ્યભેદ પર મારાં સુખ દુ:ખનો આધાર છે. પરંતુ એ કોયડો કેમ તૂટે ?"

## પ્રકરણ ૨૩ મું

—:૦:—

### નવીન વેશ

જમશેદજીએ અરદેશરને ડોકટર લલ્લુભાઈના હાથમાં સોંપ્યો હતો, તે વાંચક માત્ર જાણતાં હશે. અરદેશરને કેટલાક દિવસ ડોકટરના ઘરમાં રહેવું પડ્યું હતું

ચાર પાંચ દિવસ પછી હીરાજી અરદેશર પાસે આવી બોલ્યો:—"મેં તારે માટે એક સુંદર ઘર ભાડે રાખ્યું છે; બીજાને ઘેર રહેવાની હવે જરૂર નથી. તું તે મકાનપર ચાલ; મેં ત્યાં બધી તૈયારી કરી રાખી છે."

અરદેશરે હીરાજી સાથે જે ઘરમાં પ્રવેશ કર્યો, તે ઘરની સજ્જા જોઇ તે ચકિત થઈ ગયો. શયનગૃહમાં જઇ જોતાં અરદેશરને જણાયું કે ઘણા દિવસથી કોઈ આ ઘરમાં રહેલ છે, અને મારા આવવા અગાઉ દસેક મિનિટમાં તે બહાર જતું રહેલ છે. અરદેશર વિસ્મયાકુલ નેત્રે ચારે તરફ જોવા લાગ્યો, ટેબલ પર એક ગાયનની ચોપડી પડી છે; તેની પાસે એક અરધી બળેલી સિગરેટ પડી છે; અને ટેબલની એક બાજુએ એક સારંગી પડી છે, સારંગીને વગાડવાનો ગજ એવી સ્થીતિમાં પડ્યો છે કે તે વગાડતાં વગાડતાં કોઇ ઉઠી ગયું ન હોય એવું જણાય છે! ટેબલ નીચે એક જોડ બુટ, લાંબા સમયના વપરાશથી ઘસાઇ ગયેલા છે. એક વાલસેટમાંની મીણબત્તી જાણે રાતે સળગી ગઇ હોય નહિ તેવું જણાતું હતું; પથારી જોતાંજ જણાતું હતું કે રાતે કોઈ તેમાં સુતું હતું."

- હીરાજીને અરદેશરે પૂછ્યું:–"આ ઘરમાં કોણ રહેતું?"

હીરાજીએ લગાર હસી કહ્યું:—"તું તારાં મકાનમાં આવ્યો છે."

અરદેશરે પૂછ્યું:—"આ ઘર હવેથી મારૂં છે, પરંતુ મારા પહેલાં અહીં કોણ રહેતું હતું?"

હીરાજીએ કહ્યું:—"તારૂંજ હતું, તું શું તારૂં પોતાનું ઘર પણ ઓળખી શકતો નથી? આજ એક વરસથી તું અહિંજ રહે છે"

અરદેશરનાં વિસ્મયની સીમા રહી નહિ તે બોલ્યો. "તમે આ શું કહો છો? હું તમારી વાત જરાપણ સમજી શકતો નથી,

છેવટે શું તમે મારી મશ્કરી કરો છો ?"

હીરાજીએ ગંભીર થઈ કહ્યું:—"મશ્કરી ? કોઈની પણ મશ્કરી કરવાની ટેવ મારે તો નથી, પણ મારા બાપદાદાને પણ નહોતી. એક વરસ કરતાં સહેજ વધુ વખત થયાં તું અહિંજ રહે છે. મારી વાતમાં તને વિશ્વાસ ન આવતો હોયતો તારી દાસી લયલાને પૂછી ખાત્રી કર."

હીરાજીએ બારણા આગળ જઇ લયલાને બોલાવી. થોડી વારમાં એક જાડી પ્રૌઢ રમણી હીરાજી પાસે આવી ઉભી, અને અરદેશર સામું જોઇ રહી.

હીરાજીએ તેને પૂછ્યું:—"લયલા તું આમને ઓળખે છે ?"

લયલા લલાટ પર હાથ મૂકી કહેવા લાગી," કેવું મારૂં નસીબ ! અત્યાર સુધી મેં જેના ઘરમાં રહેઠાણ કર્યું છે, તેને ન ઓળખું આપ પાગલના જેવી વાતો શા માટે કરો છો ?"

હીરાજીએ પૂછ્યું:—"તેનું નામ શું છે ?"

લયલાએ કહ્યું:—"તે મારા શેઠ છે, તેનું નામ હું ન જાણું ? તેનું નામ અરદેશર."

હીરાજી:—"તે અહિં શું કરેછે, તે કહિ શકશે ?"

લયલા:—"તે ગાવા બજાવવામાં બહુ હોશિયાર છે, તેણે ઘણાને સારંગી શીખવી છે."

હીરાજી:—"પૈસા કેટલાક મેળવે છે ?"

લયલા:—"તે તો બરાબર ન કહી શકું, પણ માસિક બસો ત્રણસો કમાતા હશે."

હીરાજી:—"તું તેની ચાકરી કયારથી કરે છે ?"

લયલા:—"લગભગ એક વર્ષ થવા આવ્યું"

હીરાજીએ તેને જવાની રજા આપી. લયલા ચાલી ગઇ. હીરાજીએ અરદેશર ને પૂછ્યું,"તું ગાંડાની માફક કેમ ઉભો છે ?"

અરદેશરે કંઇ જવાબ આપ્યો નહિ, તેની આંખો આગળ પૃથ્વી ફરવા લાગી !

હીરાજીએ કહ્યું:—"તારે આમ કરવું પાલવે તેમ નથી."

અરદેશરે પૂછ્યું:—"તમે આ સ્રીને આ બધું જૂઠું જૂઠું શા માટે શીખવ્યું ?"

હીરાજીએ ગુસ્સે થઈ કહ્યું:—"જૂઠી વાત કઇ છે ? આટલું

જોયું, સાંભળ્યું છતાં કંઇ સમજી શકતો નથી ?”

અરદેશરે કહ્યું:—“ હું એટલો બધો મૂર્ખો નથી કે સમજી ના શકું; હું સમજી ગયો છું કે હવેથી મારે નવીન વેશ ધારણ કરી નવાં નાટકનો અભિનય કરવો પડશે, આ તેનો આરંભ માત્ર છે.”

હીરાજીએ કહ્યું:—“ વારૂ, તું જે સમજ્યો તે બરાબર છે, તારાં જીવનના વ્રતની સફળતા આ માર્ગપરજ છે; તારે શી રીતે નાટક ભજવવું, અને જો તું તેમાં સફળ થાય તો તેમાં તને શો લાભ થવાનો છે, તે વાત તું પાછળથી જાણશે.”

અરદેશરે કહ્યું:—‘ અત્યારથી જાણવામાં દોષ છે ?”

હીરાજીએ કહ્યું:—“ આટલા બધા ઉતાવળા થયે કાંઈ વળવાનું નથી, મોટી ઇમારત એક દીવસે તૈયાર થતી નથી. હું તને જે રસ્તે ચાલવાનું કહું, તે રસ્તે તું આંધળાની માફક ચાલજે; અમે તારા હિતેચ્છુ છીએ, અમારી પ્રત્યેક આજ્ઞા પાળવાને તારે તૈયાર થવું જોઇએ. એ દાસી તારી પાસે જે કાંઇ કહી ગઇ, તે બધું ખરૂં છે, એ યાદ રાખી તારે કામ કરવાનું છે. તારે જે માણસ બનવું પડે છે તે તુંજ છે, એવી ધારણા તારા મનમાં બદ્ધમૂલ થવી જોઇએ, જે પોતાનું વ્યક્તિત્વ વિસારી સંપૂર્ણ રીતે નવું માણસ ન થઈ શકે, તે કદી પણ બીજાંને છેતરી શકે નહિ. તારે બીજાંની આંખમાં ધૂળ નાંખી સંસારમાં સિદ્ધિ મેળવવાની છે. તે માટે તારે શું કરવું પડશે તે સાંભળ; તું કોણ છે, કોનો દીકરો છે, પહેલાં શું કરતો, કઈ સ્ત્રીને ચાહતો, એ બધી વાત તારે એકી સાથે ભૂલી જવાની છે; તારે હમેશાં યાદ રાખવાનું છે કે તું તે અરદેશર નથી, તે અરદેશરથી ભૂખ-તરસથી પિડાઇ પેલી હૉટલમાંજ મરી ગયો છે; જો જરૂર પડશે તો પેલો હૉટલવાળોજ તેની સાક્ષી આપશે. તું કદાચ એમ ધારતો હોઈ શકે માણસ પોતાની પૂર્વ સ્મૃતિ વિસારી શકે નહિ. પરંતુ તારે તેમ કરવુંજ પડશે; કારણકે તેજ તારી સાધના છે. તારે એટલે સુધી વિસ્મૃતિ આણવી પડશે કે રસ્તામાં તારો કોઇ પણ ઓળખીતો તને બોલાવે તો પણ તારે તેના તરફ લગાર પણ લક્ષ આપવાનું નથી, તેના સામું પણ જોવાનું નથી; એટલુંજ નહિ પણ તેને તું ઓળખી શક્યો છે, એવો ભાવ પણ બતાવવાનો નથી.”

આ વખતે અરદેશરનાં મુખપર ભયની નિશાનીઓ જણાતી

લાગી; તે કાતર સ્વરે પૂછવા લાગ્યોઃ-" ત્યારે હું કોણ ? "

આ પ્રશ્ન સાંભળી પિશાચના મુખપર હાસ્ય ફેલાઇ ગયું, તેણે કહ્યુંઃ-"તારૂં નામ અરદેશર છે,તેમાં કશો શક નથીઃ નાનપણથીજ તું અનાથાશ્રમમાં ઉછર્યો છે; પરંતુ તને અનાથાશ્રમમાં કોણ મૂકી ગયું, તારાં માબાપ કોણ, તે વિશે તું જરા પણ જાણતો નથી. તું આ ઘરમાં એક વરસ થયાં રહે છે; ત્યાર પહેલાં તું દાદરમાં રહેતો હતો. આ વાતમાં જો તને વિશ્વાસ ન આવતો હોય તો એક દિવસ તું મારી સાથે દાદર આવજે, ત્યાંના ઘણા માણસો તને ઓળખે છે, અને તારાં જીવનની ઘટના સંબંધી ઘણી વાતો જાણે છે. તું તારાં માતાપિતાની શોધ કરતો નથી પરંતુ અમે પ્રયત્ન કરીશું તો તારાં માબાપનો પત્તો મેળવી શકીશું."

અરદેશરે કહ્યુંઃ—" પરંતુ જો કોઈ મારાં પાછલાં જીવનની વાત પૂછે, તો હું શો જવાબ આપું ? "

હીરાજીએ કહ્યુંઃ—" ગભરાઇશ નહિ, તારે મુંગા રહેવું પડશે નહિ તને અત્યારે ૨૩ વરસ થયાં છે; આ તેત્રીસ વરસનું બધું વૃત્તાંત તું જાણી શકશે; તે બધી વાતો ખરી છે, તે જરૂર પડતાં સાબીત પણ થઈ શકશે."

અરદેશરે પૂછ્યુંઃ-" ત્યારે હવે મારે જેનો વેશ બદલી સમાજમાં વિચરવું પડશે, તે વ્યક્તિ મને લાગે છે કે ગાયનકળામાં હોશિયાર હતી."

હીરાજીએ કહ્યુંઃ-" વળી તું ભૂલ કરે છે, તે માણુસ તે બીજો કોઇ નહિ પણ તુંજ છે. આ ઘરમાં તારા સિવાય ગયા વરસ દરમિયાન કોઇ રહ્યુંજ નથી- લયલા દાસી એ બધી વાત કહી ગઇ, તે તું કેમ ભૂલી જાય છે ? તું ઘણાં માણસોને ગાતાં-બજાવતાં શિખવી પૈસા મેળવે છે, તે શું ભૂલી જવા જેવી વાત છે ?"

અરદેશર હતાશ થઈ બોલ્યો, " હું કોને ગાતાં-બજાવતાં શીખવી પૈસા મેળવું છું ? "

હીરાજીએ ખીસાંમાંથી ત્રણ કાર્ડો આપી અરદેશરના હાથમાં આપ્યાં; અને કહ્યુંઃ-" આ કાર્ડમાં તારા શિષ્યોનાં નામ છે, સંધ્યાકાળ વીત્યાબાદ તેને ઘેર જઇ તું ગાતાં-બજાવતાં શિખવજે; આ વાતમાં તને શક પેદા થતો હોય તો તું તારા શિષ્યોને ઘેર જઇ પૂછજે કે હું તમને સારંગી શિખવું છું કે નહિ. તેની વાત

સાંભળી તારો બધો સંદેહ દૂર થશે.”

અરદેશરે કહ્યું:—“તમારા ઉપદેશ મુંજબ ચાલવા માટે પ્રયત્ન કરીશ.”

હીરાજીએ કહ્યું:—“મારા ઉપદેશ મુજબ બધું કામ બરાબર બજાવજે; એક વર્ણ પણ ભૂલતો નહિ.—અત્યાર સુધી કામકાજ કરી તેં જે મેળવ્યું છે તે તેં મુંબઇ બેંકમાં મૂક્યું છે, તારી બેંકની રસીદ ટેબલનાં ખાનામાં છે. હવે હું જાઉં છું, ડોકટર લલ્લુભાઇ સાથે હું કાલે અહિં આવીશ; યાદ રાખજે કે તારાં દુઃખની રાત્રિ પૂરી થઇ જશે, એક દિવસ તું લાખોપતિ થશે.”

હીરાજી જ્યારે બહાર આવ્યા, ત્યારે લયલા દાસીએ તેની પાસે આવી પૂછ્યું:—“આપે મને જે જે શીખવ્યું હતું, તે બધું મેં બરાબર કર્યું છે કે નહિ?”

હીરાજીએ ઉતાવળે ઉતાવળે કહ્યું:—“ધીમે બોલ, આજે તેં બહુ સારૂં કામ કર્યું છે, હું જમશેદજીને કહી તારો પગાર વધારી આપીશ; પરંતુ મારી વાતો નહિ માને તો તું ભારે દુઃખમાં આવી પડીશ. અરદેશરને કોઇ મળવા આવે, તો તેઓની વાતચીત છૂપી રીતે સાંભળી મને કહેજે. અરદેશર ક્યારે બહાર જાય છે, અથવા ક્યારે પાછો આવે છે તે બધા સમાચાર પણ મને મળવા જોઇએ.”

આ નવીન મકાનમાં અરદેશરને પહેલે દિવસે જરાય ગમ્યું નહિ. પહેલી રાત જેમ તેમ કરીને ગાળી.

બીજે દિવસે સવારમાં હીરાજીના ઉપદેશ મુજબ અરદેશર પોતાના એક શિષ્યને સારંગી શીખવવા ગયો. હીરાજીએ તેના પર ખાસ ધ્યાન આપ્યું હતું; અરદેશરને પોતાના ઉપદેશ મુજબ વર્તતો જોઈ તે બહુ આનંદ પામ્યો. બીજે દિવસે જ્યારે તે ડૉકટર લલ્લુભાઇ સાથે અરદેશરને ઘેર આવ્યો, ત્યારે અરદેશર બહાર ગયો હતો.

ડૉકટરે કહ્યું:—હીરાજી, ચારે તરફ જોતાં બાજી તો બરાબર ગોઠવાઇ છે; કામ પૂરૂં કરવાને હવે વાર લાગવાની નથી.”

હીરાજી ગંભીર સ્વરે બોલ્યો:—“મેતા સાહેબની કન્યા સાથે જ્યાં સુધી પેસ્તનજીનો વિવાહ થયો નથી, ત્યાંસુધી બધું નકામું છે; એ વિવાહનું કામ પુરૂં કરવું એ સહુથી વધુ કઠણ છે એ. કા-

મમાં ક્યારે અને ક્યાંથી વિપત્તિ આવી પડશે તે નક્કી નથી.

ડૉક્ટરે કહ્યું:—" પરંતુ અનુષ્ઠાનની તો કંઇ ખામી નથી."

હીરાજીએ કહ્યું:—ના, પરંતુ જે અસંભવિત તે કેવી રીતે બની શકે તેજ હું વિચારૂં છું."

ડૉકટરે કહ્યું:—" મનુષ્ય અસંભવિત ને કદી સંભવિત કરી શકતો નથી; પરંતુ તમે કોને માટે એ વાત કહો છો તે સમજાતું નથી."

હીરાજીએ કહ્યું:—'ત્યારે સાંભળો; આપણી કાર્યસિદ્ધિમાં એક પ્રચંડ બાધ આવી પડયો છે, વારૂ, ડૉકટર, તમે કહી શકશો કે કોઇ પણ આબરૂદાર કુટુંબમાં એવી કોઈ પણ યુવતીને જોઇ છે કે જે કોઇ પણ પ્રલોભનને વશ ન હોય ? પ્રેમને માટે જે બધા પ્રકારનાં સુખ, આકાંક્ષા અને આનંદનો ત્યાગ કરી શકે ?"

ડૉકટરે માથું હલાવી કહ્યું:—" ના, એવી અદ્‌ભુત યુવતીની વાતો નવલકથાઓમાં વાંચી છે ખરી, પરંતુ મારી આટલી ઉમર થઈ, મારી દાઢી ધોળી થઈ ગઇ, ધંધાને લીધે અનેક આબરૂદાર કુટુંબ સાથે ગાઢા સંબંધમાં આવ્યો, અનેક ઘરની ખબર રાખી, પરંતુ એવી નવલકથાનો પ્રેમ તો આજ સુધીમાં મેં ક્યાંય જોયો નથી."

હીરાજીએ કહ્યું:—" પણ એવી અદ્‌ભુત યુવતી આ શહેરમાંજ છે. તે એક લક્ષપતિની કન્યા છે; એ યુવતિ પ્રેમમાં પડી છે, એટલે તે કોઇપણ યુવકની પ્રણયાકાંક્ષિણી છે તે સમજાય છે; તમે કદાચ એમ ધારતા હશો કે એ સુંદરી કોઇ કરોડપતિના એકના એક વંશજ સાથે પ્રેમ સાગરમાં ગોથાં ખાતી હશે; પરંતુ તેમ નથી, તમે સાંભળી વિસ્મય પામશો, કે તેનો પ્રેમપાત્ર માણસ અત્યંત ગરીબ માણસ છે, એક ચિતારો છે. એ અભાગીઓ આપણા રસ્તાનો કાંટો થઇ પડયો છે. એ યુવકને મેં જોયો છે, તેના ઉત્સાહ, મહેનત અને ધૈર્યનો પરિચય મેળવ્યો છે, તેના જેવો માણસ લાખ માણસે એક પણ જણાતો નથી."

ડૉકટરે નવાઇ પામી પૂછ્યું," તમે શું કહો છો ? અસહાય, અર્થહીન એક છોકરા—"

હીરાજીએ ડૉકટરની વાત પુરી કરવા ન દેતાં કહ્યું:—" ના તે અસહાય નથી, વધારે તો નહિ પણ એક ધનવાન તેનો મિત્ર છે; તે વ્યક્તિ આ શહેરમાં પ્રખ્યાત છે; તમે તેને ઓળખતા પણ હશો,

તેનું નામ છે દીનશા કાવસજી દસ્તુર."

ડૉકટર લલ્લુભાઈનું મુખ એકાએક ફીકું પડી ગયું, તે દિગ્મૂઢ બની હીરાજી સામું જોઇ રહ્યો, કોઈપણ વાત કહી શક્યો નહિ.

હીરાજી બોલવા લાગ્યો, "એ પ્રમાણે જૂદી જૂદી અવસ્થાના બે માણસો સાથે કેવી રીતે મિત્રતા બંધાઈ, તે મારી કલ્પનામાં જ આવતું નથી એક યુવતીના બે પ્રેમીઓ અકપટ મિત્રતાવડે બંધાય એ મેં કદી જોયું નથી, તેમ સાંભળ્યું પણ નથી, મને ખાત્રી છે કે પેસ્તનજી શાપુરજી સાથે કર્ણેલિયાનો વિવાહ ન થાય, તે માટે તે બંને પ્રયત્ન કરે છે."

હીરાજીએ કહ્યું:—"અસંભવિત છે કે નહિ તે કહી શકતો નથી, તોપણ જૂઠી તો નથીજ; કાલ રાત્રે પણ તેઓની મસલત થઈ હતી. પેસ્તનજીની આશા પૂર્ણ થશે કે નહિ, તે સમજાતું નથી."

ડૉક્ટરે પૂછ્યું "પરંતુ પેસ્તનજી કેવું ભયંકર અસ્ત્ર લઇ યુદ્ધમાં લડાઈ કરવા આવ્યો છે, તે તેઓ જાણે છે?"

હીરાજી હુંચે જોઈ બોલ્યો:—"સેનાપતિઓ લડાઇના આરંભ પહેલાંજ જય મેળવવા માટે ખૂબ સાવચેતી રાખે છે, તેના નીચેના અમલદારો અને સૈનિકો કદાચ વિશ્વાસુ હોય; પરંતુ તેઓનાં અજાણને લીધે લડાઇમાં હાર મળવાનો સંભવ હોય છે. પેસ્તનજી અને બાજીભાઇ મોતીવાળાને શિખવવામાં આવ્યું કે ગમે તેમ કરીને આપણે રમલાબાઈ સાહેબાને હાથમાં રાખવાની જરૂર છે; કોઇપણ યુક્તિથી તેને ફસાવવાં જોઇએ; જાળ પણ તૈયાર થઇ, પરંતુ તેઓ બંને એવા મુરખા કે શિકાર જાળમાં પકડયો છતાં છટકી ગયો. આ બે મુરખાઓને વિશ્વાસ છે કે અમે બહુજ બુદ્ધિમાન છીએ. મુરખ પેસ્તનજીએ પ્રથમથીજ તેને વિવાહનું માગું કરવાનું જણાવ્યું. રમલા અતિ બુદ્ધિશાળી બાઈ છે, તે સહજમાં સમજી ગઇ કે અંદરખાને કાંઈ ભયંકર તરકટ ચાલી રહ્યું છે; તેણે તરતજ દસ્તુરસાહેબ પાસે જઈ તેની સલાહ અને સહાયતા માગી."

એ બધી વાત સાંભળી ડૉકટરનું હૃદય તો ધડકવા લાગ્યું, તેણે ધીમેથી પૂછયું, "આ બધી વાત તમને કોણે કહી?"

હીરાજીએ કહ્યું:—"કોઇએ નહિ; શોધ કરતાં જણાયું છે. કાર્યનું ફળ જોઇ કારણ શોધવાનું કામ કઠણ નથી."

ડૉકટરે કહ્યું:-"ત્યારે એમજ કહોને કે આપણા સંકલ્પના મૂળમાં કુહાડાના ઘા પડયા છે."

હીરાજીએ કહ્યું:-"ના, એ વાત હું કબૂલ કરતો નથી, મુશ્કેલ કામોમાં એવા વિઘ્નો તો અનેક આવે છે, એ બધાં વિઘ્નો દૂર કરવાં એજ કાર્યસિદ્ધિનો માર્ગ છે, હતાશ થઇ કામ છોડી દેવાથી કાંઈ કામ પૂરૂં થવાનું નથી. આપણે કામ પૂરૂં કરવાનુંજ છે. હવે તમારી સલાહ શી છે તે કહો."

ડૉકટરે કહ્યું:—"મારા મત મુજબ આ કામ તજી બીજું કામ હાથમાં લેવું એજ સારૂં છે; મેતાસાહેબની કન્યા સાથે મારો તેનો વિવાહ થાય તેની આપણે જરૂર નથી. જેથી પકડાવાનો ભય ન હોય અને બે પૈસા પ્રાપ્ત પણ થતા હોય, એવું કોઇ કામ-"

ડૉકટરે અકસ્માત્ હીરાજીનાં મુખ સામું જોયું. તેનું ભ્રકુટી કુટિલ ક્રોધપૂર્ણ મુખ જોઇ તેનાં વચનો અટકી પડયાં, તે ધીમેથી બોલ્યો, "મારી વાત મને લાગે છે કે તમને ગમની નથી. પરંતુ મેં શું કાંઈ અયોગ્ય કહ્યું છે?"

હીરાજીએ કહ્યું:—"અયોગ્ય તો નહિ પણ અસાર તો ખરૂં; એ વાત તદ્દન મૂરખા જેવી છે."

ડૉકટરે પૂછયું:—"કેમ?"

હીરાજીએ કહ્યું:—"અહિં સુધી વધી, હવે જાળ વીંટાળી લેવાનું કામ તમે જેટલું સહેલું માનો છો, તેટલું સહેલું નથી. આપણે હવે પાછાં પગલાં ભરવાનો ઉપાય નથી; આપણે છોડશું છતાં આપણાં શત્રુઓ આપણને છોડવાના નથી; તે તો આપણાંજ હથિયારો લઇ આપણા પર હલ્લો કરશે; માટે યુદ્ધ કરવુંજ પડશે. આ યુદ્ધમાં જે પ્રથમ હલ્લો કરી શકશે, તેના જયની સંભાવના વધુ છે; એ માટે આપણેજ પ્રથમ હલ્લો કરીશું."

ડૉકટરે કહ્યું:—"તમારી વાત સાંભળવામાં તો સારી છે, પરંતુ કાર્યમાં ઉતારવી કઠણ છે."

હીરાજીએ કહ્યું:—"કઠણ તો છે; પરંતુ એક બીજી બાજુ પણ જોવાની છે. પેસ્તનજી આપણી બધી છૂપી વાત જાણી ગયો છે. તેણે સમજ્યો છે કે હું એકજ રાતમાં લક્ષાધિપતિ થવાનો. અત્યારે જો આપણે પાતાળ પગલાં ભરીએ તો બધા કરતાં એ આપણો

કટ્ટો શત્રુ બનશે; આપણે જે રીતે અત્યારસુધી બીજાને પીડતા આવ્યા છીએ તેજ રીતે તે આપણને પીડશે."

ડૉક્ટરે કહ્યું:—"મને લાગે છે કે આપણે બહુ ખોટું કામ કર્યું છે. ત્યારે શું તમે અત્યારે પણ એજ માર્ગે જવા ચાહો છો ?"

હીરાજીએ દૃઢ સ્વરે કહ્યું:—"નક્કી, અડચણ આવતાંજ મારો ઉત્સાહ પણ વધી પડે છે."

ડૉક્ટરે કહ્યું:—"ઘણા દિવસ પહેલાં આપણે કબૂલાત કરી છે કે ગમે તેટલી અગવડ અથવા વિપત્તિ આવી પડે, તો પણ કોઈ કોઈનો ત્યાગ કરવાનો નથી. અત્યારે પણ એ પ્રતિજ્ઞામાંથી ચળવાનો મારો વિચાર નથી. પરંતુ મને લાગે છે કે આપણે અંધભાવે મૃત્યુને આલિંગન આપવા તૈયાર થયા છીએ; આનું પરિણામ કેવું આવશે તે જાણતો નથી, પરંતુ મને લાગે છે કે એક દિવસ કદાચ આપઘાત કરી કલંક અને અપમાનમાંથી મુક્તિ મેળવવી પડશે."

હીરાજીએ જુસ્સાભેર કહ્યું:—"જો કાયરની માફક આપઘાત કરી જીવવા માગતા હો, તો તેમાં મારે કાંઈ અડચણ નથી: પરંતુ જ્યાં સુધી તમારૂં જીવન વિપત્તિમાં આવી પડયું નથી, ત્યાંસુધી ચૂપ બેસી રહી, અમારૂં કામ જોતા રહેજો. વિપત્તિ તો આપણા જેવા માણસોની સહાયક છે; માટે તેનેજ આપણે આપણી રક્ષાનાં હથિયાર રૂપે ગ્રહણ કરવી પડશે તમે જૂઓ છો કે આપણાં કાર્યમાં નવરોજી અડચણ રૂપ છે; તેને દૂર કહાડતાંજ આપણું બધું કાર્ય સરશે."

ડૉક્ટર કંપી ઉઠ્યો; તેણે પૂછ્યું, "તમે તેને કેવી રીતે દૂર કરવા માગો છો ?"

હીરાજીએ કહ્યું:—"અત્યંત સરલ રીતે; બીજાને હાથે મારવા કરતાં તેને પોતાને હાથેજ મરવા દેવો ઠીક છે."

નરહત્યાના ઠરાવથી ડૉક્ટર અત્યંત દીલગીર થઈ બોલ્યો, "ત્યાર પછી આપણે પકડાઇએ તો ?"

હીરાજીએ કહ્યું:—"મૂરખની પેઠે કેમ બોલો છો ? તમને કોણ પકડશે ? કોરટમાં વાસ્તવિક અપરાધના ઉદ્દેશને લઇ ન્યાય થાય છે; નવરોજીને મારવાનો આપણો શો ઉદ્દેશ હોઇ શકે ? જો કોરટમાં કેસ જાય તો ન્યાયાધિશ બરાબર શોધખોળ કર્યા બાદ એ

નિશ્ચયપર આવી શકે કે દસ્તુરસાહેબ એક આબરૂદાર માણુસની કન્યાને પરણુવા તૈયાર થયા હતા; પરંતુ તે યુવતી તેને ચાહતી નહિ, પણ નવરોજી સાથે વિવાહ કરવા માગતી હતી."

ડોક્ટરે કહ્યું:—"અર્થાત્ તમે એમ કહેવા માગો છો કે નરહત્યાનો અપરાધ દસ્તુરસાહેબપર આવી પડશે."

હીરાજીએ કહ્યું:—"હા, પરંતુ તમે એમ ન ધારતા કે ખૂન કરવાનોજ મારો ઉદ્દેશ છે. હું તો ફક્ત એટલુંજ જણાવું છું કે પ્રસંગ આવ્યે એ પણ કરવું પડે."

આટલી વાત થયા બાદ અરદેશરે એક હાથમાં પત્ર રાખી ત્યાં પ્રવેશ કર્યો; અરદેશર અત્યંત આનંદમાં જાણુતો હતો.

ડોક્ટરે કહ્યું:—"અતિ આનંદમાં જણાઓ છો! શું છે?"

હીરાજીએ કહ્યું:—"પ્રેમી માણુસોને નાના કારણોથી આનંદ થાય છે, એ બધાં કારણો શોધવા માટે આપણા જેવા નિરપરાધી ગૃહસ્થોએ કૌતુહળ રાખવું જરૂરનું નથી."

અરદેશરે કહ્યું:—"ના, મારે છૂપું રાખવા જેવું કશું નથી, મને નાથુરાબાઇનો એક પત્ર મળ્યો છે, તેણે શું લખ્યું છે તે વાંચો."

ડોકટરે અરદેશરના હાથમાંથી કાગળ લઈ સહેજ ધીમેથી વાંચ્યો:—

પ્રિયતમ અરદેશર!

ગયે વારે આપણે જ્યારે મળ્યાં, ત્યારે તમારી સાથે મન ખોલી વાત કરી શકી નથી, તે માટે મને અતિશય અનુતાપ થાય છે; કાલ આખી રાત હું ઉંઘી શકી નથી, બિછાનામાં પડી પડી જાગી છું માત્ર; તમારૂં પ્રેમપૂર્ણ મુખડું પ્રતિમુહુર્ત્ત મારાં ધ્યાનમાં તરવરી રહ્યું છે. મારો અપરાધ માફ કરો. પ્રિયતમ, હું કદી પણ મારા મનની વાત તમારી પાસે છૂપાવીશ નહિ, તમારામાં હવે મને અવિશ્વાસ નથી. મેં મારા પિતાના મનના વિચાર જાણ્યા છે, ડોકટર લલ્લુભાઈ જો મારા પિતા પાસે આવી આપણા બંનેના મનને ગમે છે તેવો ઠરાવ લાવશે, તો નક્કી જાણજો કે તે નક્કી અમાન્ય થશે નહિ.

લી. તમારી પ્રેમાકાંક્ષિણી "નાથુરા."

હીરાજી આ પત્ર વાંચી આનંદ બતાવવા લાગ્યો, તેણે કહ્યું, તને તારી ચાલુ અવસ્થામાં સુખી થતો જોઇ મને બહુ આનંદ થાય છે. મેં ધાર્યું હતું કે તું તારૂં કર્ત્તવ્ય હજુ સુધી નક્કી કરી

ને નહિ હોય, પરંતુ મને જણાય છે કે તેં ગુપચુપ રીતે તે બધું કરી લીધું છે."

ડોકટરે કહ્યું:—"અરદેશરના તરફની હવે કશી ચિંતા નથી, તે હવે આપણોજ થઇ ચૂકયો છે; તેનાપર મને સંપૂર્ણ વિશ્વાસ છે, આજ રાતે જમશેદજી એક ભારે રહસ્ય જાણવાને શક્તિમાન થશે; તું બાર વાગે ઑફિસે આવજે, બધી વાત ત્યાં જણાશે."

તે પછી કાંઈ પણ વાતચીત થઇ નહિ; ડોકટર અને હીરાજી ચાલતા થયા.

રસ્તામાં હીરાજીએ ડોકટરને કહ્યું:—"મેં પેસ્તનજીને કહી દીધું છે કે અત્યારે કાંઇ પણ ગોલમાલ ન કરવી; મેં નવરોજી, રુસ્તમ-જીને દસ્તુર પાછળ જાસુસો મૂકી દીધા છે, તેઓ અત્યારે કયે રસ્તે જવાના છે તે આપણે જાણવું જોઇએ; જાસુસો પાસેથી આજે એ બધું જાણી શકીશ. હાલમાં મારે યમુના પાસે જવું પડશે, એ જરાસ્વારનું ગુપ્ત રહસ્ય તેના વિના કોઈ જાણતું નથી. તે સહજ વાતમાં એ વાત કહેશે નહિ; પરંતુ તે ગમે તેટલી ધૂતારી હો તો પણ તેની પાસેથી છૂપી વાત કઢાવવામાં મને કાંઇ અડચણ નડશે નહિ. એ રહસ્ય-ભેદ પર આપણી ફતેહનો આધાર છે.



# પ્રકરણ ૨૪ મું

—:o:—

## વિચિત્ર સૂત્ર

કેટલાક દિવસ પછી એક દિવસ ડૉક્ટર લલ્લુભાઈ જમશેદજીને મળવા આવ્યો; જમશેદજીએ તેને પ્રથમ એ પ્રશ્ન કર્યો કે, "મેતાસાહેબની સ્ત્રી સાથે મેળાપ થયો ?"

ડૉક્ટરે કહ્યું:—"હા, મેળાપ થયો છે. મેં તેને કહ્યું છે કે જો વિવાહનું કામ જલદી પૂરૂં નહિ થાય તો તમારા પત્રો જાહેરમાં આવશે. એ વાત સાંભળી તેણે કહ્યું કે હું અને મારા પતિ બંને તમારા મત પ્રમાણે વર્તશું; કર્ણેલિયા અતિશય દીલગીર છે, પરંતુ તે જે કરશે, તે અમારા મત વિરૂદ્ધ તો નહિજ કરે."

જમશેદજીએ કહ્યું:—"વારૂ, હવે જો પેસ્તનજી આપણા ઉપદેશ પ્રમાણે ચાલે તો વિવાહનું કામ પૂર્ણ થશે. એટલુંજ નહિ, પણ વિવાહની વાત દસ્તુરસાહેબ કે નવરોજી જાણી શકશે પણ નહિ વિવાહ પૂરો થયે આપણે ભય રાખવાનું કારણ નથી. આપણે જે નવીન કારભાર કરશું તેની જાહેર ખબર વગેરે લખાઈ ગયું છે; તે બહાર પાડવાની હવે વાર નથી. હવે આપણું મોટું કાર્ય એ છે કે એજરા સાહેબના વારસને તેના હાથમાં સોંપવો."

એ વખતે બારણા પર કોઈએ હાથ ઠોક્યો. જમશેદજીએ જઈ બારણું ઉઘાડયું; બારણું ખુલતાંની સાથે અરદેશરે તે ઓરડામાં પ્રવેશ કરી કહ્યું," આજે બહુ સારા સમાચાર છે, નાથુભાઈના પિતાએ વિવાહ કરવાની સંમતિ આપી છે. હવે આપણા પક્ષ તરફથી માગું જતાંજ વિવાહ ઠીક થઈ જશે. આ બાબતમાં હું ડૉકટર સાહેબની મદદ માગું છું."

એ વખતે વકીલ બમનજી ત્યાં આવી પહોંચ્યો.

જમશેદજીએ બમનજીને કહ્યું:—"એજરા સાહેબનાં કુટુંબ વિષે તમે જેટલું જાણો છો, તેના કરતાં હું વધુ જાણું છું. તમે તો એજરા સાહેબે જે કહ્યું તેજ જાણ્યું છે; અને તે પરથીજ તમે જાણી ગયા છો કે હું બધો ભેદ જાણી શકીશ, પણ તે ભૂલ છે, તમે જાણતા નથી, પરંતુ હું લાંબો વખત થયાં એ રહસ્ય જાણવાનો પ્રયત્ન કરૂંછું. સહુ

પહેલાં એ રહસ્યની શોધ મને ક્યાંથી મળી એ તમે જાણો છે? તમને ખબર છે કે ઇબ્રાહીમજી ઇરાની નામનો એક મુખત્યાર લોકોને બ્હીક બતાવી ખરાબ ઉપાયો વડે પૈસા કમાતો હતો; છેવટે એક મામલામાં તેને કેદની શિક્ષા થઇ. તે ઇબ્રાહીમ મોટા મોટા શેઠિયાઓના ઘરના ચાકરો પાસેથી જુના કાગળ પત્રો ખરીદતો અને એ બધા કાગળો પરથી છૂપી વાતો જાણી લેતો. પૃથ્વીપર ગમે તેવી ગુપ્ત ઘટના બની હોય છતાં કાગળપરથી તેની હકીકત થોડી ઘણી પણ જાણવામાં આવે છે. એ માટે માણસો બહુ પશ્ચાત્તાપ કરે છે, પરંતુ છોડેલું તીર પાછું વળતું નથી. વારૂ મેં પણ ઇબ્રાહીમનું અનુસરણ કર્યું હતું.—એક દિવસ એક કાગળ મારા હાથમાં આવ્યો; તેમાં આ પ્રમાણે કેટલીક વાત લખી હતીઃ—

"વો+ચા+બ+ણુ+પ્રા+ રો+મા+વો+શ્રા+ ને+ક+ળ+બા+રો+ક+ચાં+દ+થી+ન+પ+દો+ઇ+કં+રો+મા— "

નીચે મોટા મોટા અક્ષરે જૂદી જાતના હસ્તાક્ષરે લખ્યું હતું કે—"ના, કદી નહિ."

જમશેદજીએ કહ્યું:—"એ પત્ર મળતાંજ હું સમજ્યો કે આ સંકેતમાં કંઇક છૂપી વાત લખી છે, પરંતુ તે વાત કઇ?"

ડોકટર લલ્લુભાઈ અને બમનજી પત્ર લઇ એ વચનોનો અર્થ શોધવા લાગ્યા, પરંતુ શોધી શકયા નહિ.

જમશેદજીએ હસતાં હસતાં પત્ર પાછો લીધો અને કહ્યું:—"તમારી માફકજ હું પણ પ્રથમ ભારે સંશયમાં પડયો હતો. પરંતુ હું સહેજમાં હતાશ થતો નથી; હું સમજી ગયો કે આ સંકેતાક્ષરો રમણીના લખેલા છે, અને નીચેનું વાકય પુરુષનું લખેલું છે. પરંતુ એ સંકેતાક્ષરોનો અર્થ શું? એ શું પ્રેમ લીપી છે? જો તેમજ હોય તો નીચેના અક્ષરો પણ સાંકેતિકરૂપે કેમ લખેલા નથી? હું સમજ્યો કે સાંકેતિક અક્ષરોમાં લખેલી વાત જેણે લખી છે તેને પોતાની વાત જાહેરમાં આવતાં નુકશાન થવાનો સંદેહ છે, પરંતુ છેવટનાં વાક્યો જેણે લખ્યાં છે તેને કંઇપણ નુકશાનની સંભાવના નથી; તેને સાવચેતી રાખવાની જરૂર લાગી નથી. ઘણો વિચાર કર્યા બાદ મેં અનુમાન કર્યું કે કોઈ કોઇની પાસે કંઈ માગણી કરે છે અને બીજો માણસ તેમાં અસંમતિ જણાવે છે. પરંતુ પ્રશ્ન ને જવાબ બંને એકજ કાગળમાં કેમ? કદાચ બંને એકજ ઘરમાં રહેતાં હશે.

જો આ સ્વામી સ્ત્રી વચ્ચેનો પત્ર હોય તો સ્ત્રીએ અત્યંત વ્યગ્ર ભાવે કોઇ પણ જાતની માગણી આ સાંકેતિક અક્ષરોમાં કરેલી છે. પત્ર તેણે દાસી સાથે તેના સ્વામી આગળ મોકલાવ્યો હશે. તેના પતિએ અતિશય ગુસ્સાથી નીચેની લીટી લખી તે તેજ દાસી સાથે પાછો સ્ત્રીને મોકલાવ્યો હશે. તેના પતિએ અતિશય ગુસ્સાથી નીચેની લીટી લખી તે તેજ દાસી સાથે પાછો સ્ત્રીને મોકલાવ્યો હશે—સાંકેતિક અક્ષરોનો સાર જાણવા માટે મેં બહુજ બહુજ વિચારો કર્યા, આઠ—દસ કલાકના પ્રયત્ન પછી મારા મનમાં એક યુક્તિ આવી, મેં છેલ્લેથી પત્ર વાંચ્યો, તરતજ મને અર્થ સમજાયો, મેં વાંચ્યું કે, "મારો કંઇ દોષ નથી, દયા કરો, બાળકને લાવો, મારો પ્રાણ બચાવો."

આ વખતે લલ્લુભાઇએ જમશેદજીના હાથમાંથી પત્ર તાણી લીધો; આ વખતે પત્ર વાંચતાં તેને જરાપણ મહેનત ન પડી.

જમશેદજી બોલ્યો:—"પત્ર તો વાંચ્યો, પરંતુ એ પત્ર કોનો? શોધ કરતાં જાણ્યું કે કોલાબા તરફની એક કલબના નોકર પાસેથી આ પત્ર ખરીદાયો હતો, કાગળ બહુજ કિમતી હતો; સાધારણ માણસો આવા કીમતી કાગળપર લખાણ લખેજ નહિ. હું પ્રકાશમાં લઇ જઇ પત્રની પરિક્ષા કરવા લાગ્યો, તેના એક ખુણામાં B. C. એવા બે અક્ષરો લખેલા હતા. મેં ઘણી શોધ ખોળ કરી પત્તો મેળવ્યો કે એ અક્ષરો બેજરા સાહેબની ચીઠીના કાગળનું વિશેષત્વ બતાવનારૂં ચિન્હ છે, તેનો મોનોગ્રામ છે.

"કંઇક કંઇક પ્રકાશ પડ્યો ખરો, પરંતુ તેના પર આધાર રાખી કોઈ પણ કામ થાય તેમ નહોતું, બીજા માણસ હોત તો તેણે આ કાગળની વાત દબાવી દીધી હોત પરંતુ હું તો જે વાત ધારૂં છું તે જીવ જાય છતાં છોડતો નથી લગભગ છ માસના પ્રયત્ન પછી હું જાણી શક્યો કે બહેરામજી બેજરા સાહેબની સ્ત્રીએ આ પત્ર બેજરા સાહેબને લખ્યો હતો—પરંતુ આવો પત્ર લખવાનું કારણ શું? આમાં શો છુપો ભેદ છુપાયલો છે? એ વિચારમાં મારી ઉંઘ ઉડી ગઇ. પ્રયત્ન કરવાથી મનુષ્ય અસાધ્ય બાબત સાધી શકે છે—આંતરિક પ્રયત્ન કદી નિષ્ફળ જતો નથી.—ઘણા પ્રયત્ન પછી મેં ગઈ કાલે એ બધો છુપો ભેદ શોધી કાઢ્યો છે"

ડૉકટરે કહ્યું:—" યમુનાને હાથમાં લીધી છે ? "

" હા–તેના પર મારૂં ખાસ લક્ષ હતું."

ડૉકટરે પૂછ્યું:—" તેણે બધી વાત કહી છે ?"

જમશેદજીએ કહ્યું:—" નકી; કેટલી મહેનતે મેં તેના મનની વાત બહાર કઢાવી છે, તે હુંજ જાણું છું એ બધી વાત કહેવા જતાં એક મોટી નવલકથા થાય. યમુનાએ જે છુપી વાત વીસ વરસ સુધી પોતાનાં મનમાં દાટી રાખી હતી, તે કેવળ મારી વાતચીતના ચક્રમાં પડી જાહેર કરી છે. "

જમશેદજીએ પોતાના કબાટમાંથી એક કામનું બંડલ બહાર કાઢ્યું, પછી તેણે ધીમેથી કહ્યું —" સાંભળો ડૉકટર, આ કાગળો એક અપૂર્વ કહાણીથી પૂર્ણ છે; અનેક છાની વાતો તેનાં દર પૃષ્ઠ પર લખાયલી છે, આ કાગળોનાં બળથીજ હું બહેરામજી એજરા અને મેતા સાહેબની સ્ત્રી અમીના બાઈ સાહેબાને મુઠીમાં સમાવી શકીશ. આ કાગળમાંની વાત સાંભળતાં તમે જાણી શકશો કે-મારી શોધ કેવી અવ્યંર્થ છે, મારો સંગ્રહ કેવો વિચિત્ર છે, અને મારી અંતર્દષ્ટિ કેવી ઉંડી છે; તમે સમજી શકશો કે સિદ્ધિ મેળવવાનું કામ કેટલું નિશ્ચિત છે, અરે અવિશ્વાસુ બમનજી, તમે પણ મન દઇને આ બધી વાત સાંભળો, સાંભળ્યા પછી તમે જાણશો કે હું સાધારણ માણસ નથી, વિશ્વાસઘાત કર્યા પછી પણ મારા હાથથી તમારો છૂટકો નથી. અરદેશર આ કાગળો વાંચી સંભળાવ. "

અરદેશરે કાગળનું બંડલ ખોલી તેના પર મોટા અક્ષરોથી લખેલું મથાળું વાંચ્યું કે:—

" એજરા સાહેબના કુટુંબનું ગુપ્ત રહસ્ય "



# સંસારી કે સંન્યાસી?

[ બંકીમ ચંદ્રની "સંન્યાસીનિ" નામે નવલકથાને આધારે લખાયેલી નવલકથા. સોનેરી નામનું પુંઠું. કિંમત રૂ. ૧-૮-૦ ]

અધમતાના અબ્ધિમાં ડૂબતો મનુષ્ય પણ સદ્ગુરૂરૂપી નૌકાની સહાયથી નીતિ સમુદ્રના કિનારે ઉતરીને ચારિત્ર્યસંપન્ન થઈ શકે છે; એટલુંજ નહિ, પરંતુ તે યોગમાર્ગનો અભ્યાસી થઈને બ્રહ્મનિષ્ઠ પણ બની શકે છે, એ વિષયની પ્રતીતિ માટે આ નવલકથા અવશ્ય વાંચો. સંપત્તિ અને ઐશ્વર્યમાં ઉછરવાથી પૂર્વાશ્રમમાં દુરાચારી ગણાતા પરંતુ ઉત્તરાશ્રમમાં સદાચારી અને સંસાર વિરક્ત થએલા હરિપ્રસાદ-નાયકનો ગુરૂઆજ્ઞામાન્ય કરીને પુનઃસંસાર-પ્રવેશ, મોહિની જેવી સૌંદર્યમયી યુવાન શિષ્યારૂપી પ્રલોભનના સંસર્ગમાં આત્મબળની કસોટી, મોહીનીનો પોતાને સંન્યાસિની બનાવવા માટે સંન્યાસીને આગ્રહ, સંન્યાસીની આનાકાની, અંતમ સંન્યાસિનું હિમાલયની તળેટીમાં નિવાસ કરતા સગુરૂ ચરણે જવું, યોગમિમાંસા, પતિવ્રતા શારદા-નાયિકાનું સંન્યાસિની વ્રત, સેવિકાધર્મથી સંતુષ્ટ થએલા ગુરૂનો શિષ્યપત્નીને સદુપદેશ, ઈત્યાદિ મનોવેધક, ચિત્તરંજક અને હૃદયસ્પર્શી પ્રસંગોનું આબેહુબ વર્ણન વાંચીને તમે એવા તો દિંગ થઈ જશો કે આ નવલકથા વાંચવી શરૂ કર્યા પછી હાથમાંથી નીચે મૂકવાનું મન પણ થશે નહિ. આ સિવાય વીર સેનાપતિ રણધીરની વીરતા અને વફાદારી તેમજ સ્વદેશ પ્રેમનું ચિત્ર પણ એવું સચોટ રીતે આલેખવામાં આવ્યું છે, કે દરેક સ્વદેશપ્રેમીના હૃદયમાં તે વાંચ્યા પછી માતૃભૂમિ પ્રત્યે પ્રેમભાવના જાગ્રત થયા વગર રહે નહિ. ઉંચા ગ્લેઝ કાગળ અને પાકું સોનેરી નામનું સુંદર પુંઠું છે.

# ધર્મપાળ યાને કલ્યાણીનો આત્મોત્સર્ગ.

( બુદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા) ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલીનું દિગ્દર્શન કરાવનાર ઐતિહાસિક નવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલીજ છે. અંગ્રેજી સાહિત્યમાં મિસર અને બાબીલોનના પ્રાચીન ઇતિહાસના આધારે ઘણી નવલકથાઓ રચવામાં આવી છે, અને જેથી સભ્ય-જગતમાં એ બન્ને પ્રાચીન દેશોની સારી પેઠે ખ્યાતિ પ્રસરી ગઇ છે. પ્રસ્તુત નવલકથા પણ તેવાજ હેતુથી ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસના આધારે તથા બૌદ્ધ સમયને અનુસરી લખવામાં આવેલી હોવાથી તેની વસ્તુ સંકલના અત્યંત રસમય હોવા ઉપરાંત તદ્દન નિર્દોષ છે. કિંમત રૂ. ૨-૮-૦